# સૂરઃ આ'રાફ

**નામકરણ :-**

આ સૂરઃ નું નામ આ'રાફ એટલા માટે રાખવામાં આવ્યું છે કે તેની ૪૬મી અને ૪૭મી આયતમાં આ'રાફ અને અસ્હાબનો ઉલ્લેખ આવ્યો છે. બીજા શબ્દોમાં આને **''સૂરઃ આ'રાફ''** કહેવાનો અર્થ આ છે કે ''એ સૂરઃ જેમાં આ'રાફનો ઉલ્લેખ છે.''

**ઊતરાણકાળ :-**

આના વિષયો ઉપર નજર નાખવાથી સ્પષ્ટપણે જણાય છે કે આનો ઊતરાણકાળ લગભગ એ જ છે જે સૂરઃ અન્આમનો છે. આ વાત ચોકકસપણે તો કહી શકાય તેમ નથી કે આ સૂરઃ પહેલાં ઊતરી છે કે તે. પરંતુ પ્રવચનની શૈલી ઉપરથી સ્પષ્ટ થઈ રહ્યું છે કે આ એ જ જમાના સાથે સંબંધ ધરાવે છે. એટલા માટે આની ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિને સમજવા માટે એ પ્રસ્તાવના ઉપર નજર નાખી લેવાનું પૂરતું થશે જે અમે સૂરઃ અન્આમ માટે લખી છે.

**ચર્ચાના વિષયો :-**

આ સૂરઃના સંબોધનનો મુખ્ય વિષય પયગમ્બરીનો સંદેશ છે. આખીય ચર્ચાનો ઉદ્દેશ્ય આ છે કે શ્રોતાઓને ખુદાના મોકલેલા પયગમ્બરનું અનુસરણ અપનાવવા માટે તૈયાર કરવામાં આવે. પરંતુ આ સંદેશમાં ઇન્ઝાર (ચેતવણી અને ડર)નો રંગ વધારે સ્પષ્ટ રીતે જોવા મળે છે, કેમકે જે લોકોને સંબોધન કરવામાં આવ્યું છે (એટલે કે મકકાવાસીઓ) તેમને સમજાવતાં સમજાવતાં એક લાંબો સમય પસાર થઈ ગયો છે અને તેમની બહેરાશ, હઠાગ્રહ અને વિરોધી જક્કીપણું એટલી હદે પહોંચી ગયાં છે કે ટૂંક સમયમાં જ પયગમ્બરને તેમની સાથે વાતચીત બંધ કરીને બીજા લોકોની તરફ વળવાનો હુકમ મળવાનો છે. એટલા માટે સમજાવટભરી શૈલીમાં પયગમ્બરીના સંદેશ તરફ બોલાવવાની સાથે આમને આ પણ જણાવવામાં આવી રહ્યું છે કે જે વલણ તમે તમારા પયગમ્બરની સામે અપનાવેલો છે આવું જ વલણ તમારી પહેલાંની કોમો તેમના પયગમ્બરોની સામે અપનાવીને ઘણું ખરાબ પરિણામ જોઈ ગયેલી છે. બીજું, કેમકે હવે તેમની સામે દલીલ પૂરી થવાની નજીક આવી ગઈ છે એટલા માટે સંબોધનના અંતિમ ભાગમાં સંદેશની દિશા તેમનાથી હટીને ગ્રંથવાળાઓ તરફ વળી ગઈ છે અને એક જગ્યાએ સમગ્ર વિશ્વના લોકોને સાર્વજનિક સંબોધન પણ કરવામાં આવ્યું છે જેમાં આ વાતની નિશાની છે કે હવે હિજરત નજીકમાં છે અને એ સમયગાળો જેમાં નબીનું સંબોધન બધું જ પોતાના નજીકના લોકો માટે રહેતું હોય છે, સમાપનના આરે આવી પહોંચ્યું છે.

પ્રવચન દરમ્યાન કેમકે સંબોધનની દિશા યહૂદીઓ તરફ પણ વળી ગઈ છે એટલા માટે સાથોસાથ પયગમ્બરીના સંદેશના આ પાસાને પણ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું છે કે પયગમ્બર ઉપર ઈમાન લાવ્યા પછી તેની સાથે દંભી વલણ અપનાવવાનું, આજ્ઞાપાલનનો વાયદો કર્યા પછી તેને તોડવાનું તથા સત્ય અને અસત્ય વચ્ચેના ભેદથી વાકેફ થઈ ગયા પછી જૂઠપરસ્તીમાં ડૂબેલા રહેવાનું પરિણામ શું છે.

સૂરઃ ના અંતમાં નબી સ.અ.વ. અને આપના સાથીઓને સંદેશ પહોંચાડવાની નીતિ વિષે કેટલીક મહત્ત્વની સૂચનાઓ આપવામાં આવી છે અને તેમને ખાસ શિખામણ આપવામાં આવી છે કે વિરોધીઓની ઉશ્કેરણીઓ અને જોરાવરપણાની સામે ધૈર્ય અને સંયમ જાળવે અને લાગણીઓના વહેણમાં તણાઈને કોઈ એવું પગલું ન ભરે જે મૂળ ધ્યેયને નુકસાન પહોંચાડનાર હોય.

| اٰيَاتُهَا ٢٠٦ | سُوْرَةُ الْاَعْرَاف مَكِّيَّةٌ | رُكُوْعَاتُهَا ٢٤ |
| --- | --- | --- |
| આયત : ૨૦૬ | સૂરઃ અલઆ'રાફ મક્કી | રુકૂઅ : ૨૪ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓمّٓصٓ ﴿١﴾ كِتٰبٌ اُنْزِلَ اِلَيْكَ فَلَا يَكُنْ فِيْ صَدْرِكَ
حَرَجٌ مِّنْهُ لِتُنْذِرَ بِهٖ وَذِكْرٰى لِلْمُؤْمِنِيْنَ ﴿٢﴾

**અલિફ, લામ, મીમ, સાદ. આ એક ગ્રંથ છે જે તમારી તરફ ઊતારવામાં આવ્યો છે,[૧] પછી હે નબી, તમારા દિલમાં આનાથી કોઈ ખચકાટ ન થાય.[૨] આને ઊતારવાનો આશય આ છે કે તમે આના વડે (ઈનકાર કરનારાઓને) ડરાવો અને ઈમાન લાવનારા લોકોને ફરીથી યાદ અપાવવામાં આવે[૩].**

(૧) ગ્રંથનો આશય આ જ સૂરઃ આ'રાફ છે.

(૨) એટલે કે કોઈ પણ જાતનો ખચકાટ અને ભય રાખ્યા વિના આને લોકો સુધી પહોંચાડી દો અને આ વાતની જરા પણ પરવા ન કરો કે વિરોધીઓ આનું કઈ રીતે સ્વાગત કરશે, તે ગુસ્સે થતાં હોય તો ભલે થાય, મજાક ઊડાવતાં હોય તો ભલે ઉડાવે, જાત જાતની વાતો બોલતાં હોય તો ભલે બોલે, દુશ્મનાવટમાં હજુ વધારે કટ્ટર થતાં હોય તો ભલે થાય, તમે કોઈ પણ જાતના ખચકાટ વિના આ સંદેશને પહોંચાડો અને તેને પહોંચાડવામાં સહેજેય ડરો નહીં.

જે અર્થ માટે અમે ખચકાટ શબ્દનો ઉપયોગ કર્યો છે, તેના માટે આયતમાં حَرَجٌ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. અરબી ભાષામાં حَرَجٌ એ ગીચ વનને કહે છે જેમાંથી પસાર થવું મુશ્કેલ હોય. દિલમાં ખચકાટ હોવાનો અર્થ આ થયો કે વિરોધો અને અડચણો વચ્ચે પોતાનો માર્ગ ખુલ્લો ન જોઈને માણસનું મન આગળ વધવાથી અટકે. આ જ વિષયને કુર્આનેમજીદમાં ઘણી જગ્યાએ ضیق صدر શબ્દ દ્વારા વ્યકત કરવામાં આવ્યો છે. દા.ત. وَلَقَدْ نَعْلَمُ اَنَّكَ يَضِيْقُ صَدْرُكَ بِمَا يَقُوْلُوْنَ (અલહિજ્ર, આયત ૯૭) ''હે મુહમ્મદ સ.અ.વ., અમને ખબર છે કે જે વાતો આ લોકો કરી રહ્યાં છે તેનાથી તમારું દિલ દુભાય છે.'' એટલે કે તમને ચિંતા થાય છે કે જે લોકોના જક્કીપણા અને હઠાગ્રહ અને સત્યવિરોધની આ હાલત છે તેમને કેવી રીતે સીધા રસ્તે લાવી શકાય. فَلَعَلَّكَ تَارِكٌۢ بَعْضَ مَا يُوْحٰٓى اِلَيْكَ وَضَآئِقٌۢ بِهٖ صَدْرُكَ اَنْ يَّقُوْلُوْا لَوْلَآ اُنْزِلَ عَلَيْهِ كَنْزٌ اَوْ جَآءَ مَعَهٗ مَلَكٌ (સૂરઃ હૂદ, આયત ૧૨) ''તો પછી કયાંક આવું ન થાય કે જે કંઈ તમારી ઉપર વહી કરવામાં આવી રહ્યું છે તેમાંથી કોઈ વસ્તુ તમે વર્ણવવાનું છોડી દો અને આ વાતે બેચેન થાઓ કે તેઓ તમારા સંદેશના જવાબમાં કહેશે કે આની ઉપર કોઈ ખજાનો કેમ ન ઊતર્યો અથવા આની સાથે કોઈ ફરિશ્તો કેમ ન આવ્યો.''

(૩) અર્થ આ છે કે આ સૂરઃ નો મૂળ હેતુ તો છે ડરાવવાનો, એટલે કે લોકોને પયગમ્બરનો સંદેશ નહીં

اِتَّبِعُوْا مَآ اُنْزِلَ اِلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ وَلَا تَتَّبِعُوْا مِنْ دُوْنِهٖٓ
اَوْلِيَآءَ ؕ قَلِيْلًا مَّا تَذَكَّرُوْنَ ۝٣ وَكَمْ مِّنْ قَرْيَةٍ اَهْلَكْنٰهَا
فَجَآءَهَا بَاْسُنَا بَيَاتًا اَوْ هُمْ قَآئِلُوْنَ ۝٤ فَمَا كَانَ
دَعْوٰىهُمْ اِذْ جَآءَهُمْ بَاْسُنَآ اِلَّآ اَنْ قَالُوْٓا اِنَّا كُنَّا ظٰلِمِيْنَ ۝٥

---

**લોકો, જે કંઈ તમારા માલિક તરફથી તમારી ઉપર ઊતારવામાં આવ્યું છે તેનું અનુસરણ કરો અને તમારા માલિકને છોડીને બીજા વાલીઓનું અનુસરણ ન કરો[૪] —— પરંતુ તમે શિખામણ ભાગ્યે જ માનો છો.**

**કેટલીય વસ્તીઓ છે જેમને અમે નષ્ટ કરી દીધી. તેમની ઉપર અમારી આપત્તિ ઓચિંતી રાતના સમયે તૂટી પડી અથવા ધોળે દિવસે એવા સમયે આવી જ્યારે તેઓ આરામ કરી રહ્યા હતાં અને જ્યારે અમારી આપત્તિ તેમની ઉપર આવી ગઈ ત્યારે તેમની જીભ ઉપર આ સિવાય કોઈ શબ્દો ન હતાં કે ખરેખર અમે જુલમી હતાં[૫].**

---

સ્વીકારવાના પરિણામોથી ડરાવવા, ગફલતમાં પડેલાં લોકોને જગાડવા અને ચેતવવા. હવે જ્યાં સુધી ઈમાનવાળાઓને યાદ અપાવવાની વાત છે તો તે એક ગૌણ લાભ છે જે ડરાવવાની પ્રક્રિયામાંથી આપોઆપ મળી જાય છે.

(૪) આ આ સૂરઃનો મુખ્ય વિષય છે. મૂળ સંદેશ જે આ સંબોધનમાં આપવામાં આવ્યો છે તે આ જ છે કે માનવીને દુનિયામાં જીવન ગુજારવા માટે જે માર્ગદર્શન અને દોરવણીની જરૂર છે, તેની અને સૃષ્ટિની હકીકત તથા તેના અસ્તિત્વનો હેતુ સમજવા માટે જે જ્ઞાનની તેને જરૂર છે અને તેની નીતિમત્તા, સંસ્કૃતિ, સામાજિક જીવન અને સભ્યતાને સાચા પાયા ઉપર સ્થાપવા માટે જે સિદ્ધાંતોની તેને જરૂર છે, આ બધાના માટે તેણે માત્ર સમગ્ર જગતના માલિક અલ્લાહને પોતાનો માર્ગદર્શક સ્વીકારવો જોઈએ અને માત્ર એ જ માર્ગદર્શનનું અનુસરણ કરવું જોઈએ જે અલ્લાહે તેના પયગમ્બરો મારફતે મોકલ્યું છે. અલ્લાહને છોડીને બીજા કોઈ માર્ગદર્શકની તરફ વળવું તથા પોતાની જાતને તેના માર્ગદર્શનના હવાલે મૂકી દેવી તે માનવી માટે મૂળભૂત રીતે એક ખોટી કાર્યપદ્ધતિ છે જેનું પરિણામ હંમેશાં વિનાશના રૂપમાં આવ્યું છે અને હંમેશાં વિનાશના રૂપમાં જ આવશે.

અહીં "اولیاء "(વાલીઓ) શબ્દ આ અર્થમાં વપરાયો છે કે મનુષ્ય જેના માર્ગદર્શન ઉપર ચાલે છે તેને હકીકતમાં તે પોતાનો વાલી બનાવે છે, ભલે પછી મૌખિક રીતે તેની પ્રશંસાના ગીત ગાતો હોય અથવા તેની ઉપર ફિટકાર વરસાવતો હોય, ચાહે તેના વાલીપણાનો એકરાર કરનાર હોય કે પછી ઉગ્ર રીતે તેનો ઇનકાર કરે. (વધારે સમજૂતી માટે જુઓ સૂરઃ શૂરા, નોંધ ક્રમાંક ૬)

فَلَنَسْـَٔلَنَّ الَّذِيْنَ اُرْسِلَ اِلَيْهِمْ وَ لَنَسْـَٔلَنَّ الْمُرْسَلِيْنَ ۝٦

**પછી આ અવશ્યપણે થવાનું જ છે કે અમે એ લોકો પાસે જવાબ માગીએ[૬] જેમની તરફ અમે પયગમ્બરો મોકલ્યાં છે અને પયગમ્બરોને પણ પૂછીએ (કે તેમણે સંદેશ પહોંચાડવાની ફરજ કયાં સુધી બજાવી અને તેમને તેનો શું જવાબ મળ્યો[૭]).**

(૫) એટલે કે તમને પદાર્થપાઠ મળે તે માટે એ કોમોના ઉદાહરણો મોજૂદ છે જે ખુદાના માર્ગદર્શનથી ચલિત થઈને મનુષ્યો અને શેતાનોના માર્ગદર્શન ઉપર ચાલી અને છેવટે એટલી હદે બગડી ગઈ કે ધરતી ઉપર તેમનું અસ્તિત્વ એક અસહ્ય લાનત બની ગયું અને ખુદાની આફતે આવીને તેમના ગંદવાડથી દુનિયાને મુકત કરી દીધી.

છેલ્લા વાકયનો આશય બે વાતો સામે ચેતવવાનો છે. એક આ કે ગુનાની ભરપાઈ કરવાનો સમય પસાર થઈ ગયા પછી કોઈ ભાનમાં આવે અને પોતાની ભૂલ કબૂલે તો તે નિરર્થક છે. સાવ મૂર્ખ છે એ માણસ અને એ કોમ કે જે ખુદાની આપેલી મહેતલને ગફલત અને મદમસ્તીમાં વેડફી નાખે અને સત્ય તરફ બોલાવનારા લોકોના સાદને બહેરા કાનથી સાંભળતો રહે અને ભાનમાં ત્યારે આવે જયારે અલ્લાહની પકડનો મજબૂત હાથ તેની ઉપર પડી ગયેલો હોય. બીજું આ કે લોકોના જીવનમાં પણ અને કોમોના જીવનમાં પણ એક-બે નહીં પણ અસંખ્ય દાખલા તમારી સામે આવી ગયેલાં છે કે જયારે દુરાચારોનો ઘડો ભરાઈ જાય છે અને તે તેની મહેતલની હદે પહોંચી જાય છે ત્યારપછી ખુદાની પકડ અચાનક તેને ઝડપી લે છે અને એક વખત ઝડપાઈ ગયા પછી છુટકારાનો કોઈ રસ્તો તેને મળતો નથી. બીજું, જયારે ઇતિહાસમાં એક બે વખત નહીં પણ સેંકડો અને હજારો વખત આવું થયું છે ત્યારે શી જરૂર કે મનુષ્ય આ જ ભૂલનું વારંવાર પુનરાવર્તન કરતો રહે અને ભાનમાં આવવા માટે એ જ છેલ્લી ઘડીની રાહ જોતો રહે જયારે ભાનમાં આવવાનો કોઈ ફાયદો અફસોસ અને નિરાશા સિવાય કંઈ હોતો નથી.

(૬) જવાબ આપવાનો અર્થ કયામતના દિવસે જવાબ આપવો છે. દુરાચારી લોકો અને કોમો ઉપર દુનિયામાં જે આફત આવે છે તે હકીકતમાં તેમના કર્મોનો હિસાબકિતાબ નથી, ન તો તેમના અપરાધોની પૂરેપૂરી સજા છે, બલકે આની હેસિયત તો બિલકુલ આવી જ છે જાણે કોઈ અપરાધી જે છુટો ફરી રહ્યો હોય, અચાનક તેને ઝડપી લેવામાં આવે અને વધારે જોરજુલમ અને ઝઘડાંની તકો તેની પાસેથી છીનવી લેવામાં આવે. માનવનો ઇતિહાસ આ પ્રકારની ધરપકડોના બેશુમાર દાખલાઓથી ભરેલો પડ્યો છે અને આ દાખલાઓ આ વાતની સ્પષ્ટ નિશાનીઓ છે કે માનવીને દુનિયામાં લગામ વિનાના ઊંટની જેમ છોડી દેવામાં આવ્યો નથી કે મન ફાવે તેમ કરતો રહે, બલકે ઉપર કોઈ શક્તિ છે જે એક ખાસ હદ સુધી તેને ઢીલ આપતી જાય છે, ચેતવણી ઉપર ચેતવણી મોકલતી રહે છે કે તારા કરતૂકોથી બાજ આવી જા, અને જયારે કોઈ રીતે તે ન અટકે ત્યારે તેને એકાએક ઝડપી લે છે. આ ઉપરાંત, જો કોઈ આ ઐતિહાસિક અનુભવ ઉપર વિચાર કરે તો સહેલાઈથી આ તારણ પણ કાઢી શકે છે કે જે શાસક આ સૃષ્ટિ જગત ઉપર શાસન કરી રહ્યો છે તેણે ચોકકસ એક એવો સમય નકકી કર્યો હશે જયારે આ બધાં જ અપરાધીઓ સામે ખટલો ચલાવવામાં આવશે અને તેમનાં આ કરતૂકો બદલ પૂછપરછ થશે. આ જ કારણ છે કે ઉપરની આયતને જેમાં દુનિયાની આફતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેના

فَلَنَقُصَّنَّ عَلَيْهِمْ بِعِلْمٍ وَّمَا كُنَّا غَآئِبِيْنَ ﴿٧﴾ وَالْوَزْنُ يَوْمَئِذِ
الْحَقُّ ج فَمَنْ ثَقُلَتْ مَوَازِيْنُهٗ فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿٨﴾ وَ
مَنْ خَفَّتْ مَوَازِيْنُهٗ فَاُولٰٓئِكَ الَّذِيْنَ خَسِرُوْٓا اَنْفُسَهُمْ بِمَا

---

**પછી અમે પોતે સંપૂર્ણ જાણકારી સાથે પૂરો અહેવાલ તેમની સામે મૂકી દઈશું, છેવટે અમે કંઈ ગેરહાજર તો ન હતાં. અને વજન તે દિવસે એ જ સત્ય[૮] હશે. જેમના પલ્લાં ભારે હશે તે જ સફળતા પામશે અને જેમનાં પલ્લાં હલકાં રહેશે તે જ પોતાની જાતને નુકસાનમાં નાખનારાં હશે[૯] કેમ કે તેઓ અમારી**

---

પછીની આયત સાથે ''પછી'' શબ્દ વડે જોડી દેવામાં આવી છે, એટલે કે આ દુનિયાની આફતનું વારંવાર આવવું તે આખિરતની પૂછપરછ થવા માટેની દલીલ છે.

(૭) આના ઉપરથી જણાયું કે આખિરતની પૂછપરછ ફકત પયગમ્બરીના જ આધારે થશે. એક તરફ પયગમ્બરોને પૂછવામાં આવશે કે તમે માનવજાત સુધી ખુદાનો સંદેશ પહોંચાડવા માટે શું શું કર્યું. બીજી તરફ જે લોકો સુધી પયગમ્બરોનો સંદેશ પહોંચ્યો તેમને સવાલ પૂછવામાં આવશે કે તમે એ સંદેશની સાથે કેવો વ્યવહાર કર્યો. જે માણસ અથવા જે માનવ સમુદાયો સુધી પયગમ્બરોનો સંદેશ પહોંચ્યો ન હોય તેમના વિષે તો કુર્આન આપણને કંઈ જણાવતું નથી કે તેમના મુકદ્દમાનો શું ફેંસલો કરવામાં આવશે. આ મામલામાં અલ્લાહતઆલાએ પોતાનો નિર્ણય અનામત રાખ્યો છે. પરંતુ જે માણસો અને કોમો સુધી પયગમ્બરોનું શિક્ષણ પહોંચી ગયું છે તેમના વિષે કુર્આન સ્પષ્ટપણે કહે છે કે તેઓ તેમના કુફ્ર અને ઈનકાર તથા દુરાચાર અને નાફરમાની માટે કોઈ દલીલ રજૂ કરી શકશે નહીં અને તેમનો અંજામ આના સિવાય બીજો નહીં હોય કે અફસોસ અને પસ્તાવો કરતાં હતાશ થઈને જહન્નમનો માર્ગ પકડે.

(૮) આનો અર્થ આ છે કે એ દિવસે ખુદાની ન્યાયતુલામાં વજન અને સત્ય બન્ને એકબીજાના સમાનાર્થી હશે. સત્ય સિવાય કોઈ વસ્તુ ત્યાં વજનદાર નહીં હોય અને વજન સિવાય કોઈ વસ્તુ સત્ય નહીં હોય. જેની સાથે જેટલું સત્ય હશે તેટલો જ તે વજનદાર હશે. અને જે કંઈ ફેંસલો થશે તે વજન અનુસાર થશે, કોઈ પણ બીજી વસ્તુને લેશમાત્ર પણ ધ્યાનમાં લેવામાં આવશે નહીં. અસત્યનું સમગ્ર જીવન ભલે દુનિયામાં ગમે તેટલું લાંબુ અને વિશાળ રહ્યું હોય અને અનેકો ભવ્ય પરાક્રમો તેને ટેકો આપતાં હોય પણ આ તુલામાં સાવ વજન વિહોણા ઠરશે. જૂઠા બોલા લોકોને જ્યારે એ તુલામાં તોલવામાં આવશે ત્યારે તેઓ તેમની સગી આંખે જોઈ લેશે કે દુનિયામાં જે કંઈ તેઓ જીવનભર કરતા રહ્યાં તે બધું માખીની એક પાંખ જેટલું પણ વજન ધરાવતું નથી. આ જ વાત છે જેને સૂરઃ કહફમાં ૧૦૩ થી ૧૦૫ આયતોમાં કહેવામાં આવી છે કે જે લોકો દુનિયાના જીવનમાં બધું જ દુનિયાના માટે કરતા રહ્યાં, અને અલ્લાહની નિશાનીઓનો ઈનકાર કરીને જે લોકોએ એમ માનીને કામ કર્યું કે છેવટે કોઈ આખિરત છે જ નહીં અને કોઈને હિસાબ આપવાનો નથી, તેમની જીવનની કારકિર્દીને અમે આખિરતમાં કોઈ વજન આપીશું નહીં.

كَانُوْا بِاٰيٰتِنَا يَظْلِمُوْنَ ۝٩ وَ لَقَدْ مَكَّنّٰكُمْ فِي الْاَرْضِ وَ جَعَلْنَا لَكُمْ فِيْهَا مَعَايِشَ ؕ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ۝١٠ وَ لَقَدْ خَلَقْنٰكُمْ ثُمَّ صَوَّرْنٰكُمْ ثُمَّ قُلْنَا لِلْمَلٰٓئِكَةِ اسْجُدُوْا لِاٰدَمَ ۖ




**આયતો સાથે જુલમી વર્તન કરતા રહ્યા હતાં.**

**અમે તમને ધરતી ઉપર અધિકારો સાથે વસાવ્યાં અને તમારા માટે અહીં જીવનનિર્વાહની સામગ્રી ઉપલબ્ધ કરી, પરંતુ તમે લોકો ભાગ્યે જ આભારી થાઓ છો. (રુકૂઅ ૧)**

**અમે તમારા સર્જનની શરૂઆત કરી, પછી તમને આકાર આપ્યો, પછી ફરિશ્તાઓને કહ્યું આદમને સિજદો કરો.[૧૦]**

(૯) આ વિષયને આવી રીતે સમજો કે માનવીની જીવનની કારકિર્દી બે વિભાગોમાં વહેંચાઈ જશેઃ એક હકારાત્મક ભાગ અને બીજો નકારાત્મક ભાગ. હકારાત્મક ભાગમાં માત્ર સત્યને ઓળખવો અને માનવો અને સત્યના અનુસરણમાં સત્યની ખાતર કામ કરવું ગણતરીમાં લેવાશે. અને આખિરતમાં જો કોઈ વસ્તુ વજનદાર અને મૂલ્યવાન હશે તો માત્ર આ જ હશે. આનાથી વિરૂદ્ધ સત્ય પ્રત્યે બેદરકાર બનીને અથવા સત્યથી ચલિત થઈને માનવી જે કંઈ પણ પોતાના મનની ઇચ્છા અથવા બીજા મનુષ્યો અને શેતાનોનું અનુસરણ કરતાં, સત્ય સિવાયના માર્ગમાં કરે છે તે તમામ નકારાત્મક ભાગમાં સ્થાન પામશે અને આટલું જ નહીં બલકે નકારાત્મક ભાગ પોતે પણ મૂલ્યવિહોણું હશે અને તે માણસના હકારાત્મક પાસાંની કદર પણ ઘટાડી દેશે.

આમ, આખિરતમાં માનવીની સફળતાનો બધો જ આધાર આ વાત ઉપર આધારિત છે કે તેના જીવનની કારકિર્દીનો હકારાત્મક ભાગ તેના નકારાત્મક ભાગ ઉપર ભારે હોય અને નુકસાનોમાં પણ ઘણુ બધું આપીને પણ તેના હિસાબમાં કંઈને કંઈ બાકી રહી જાય. હવે એ માણસ કે જેના જીવનનો નકારાત્મક ભાગ તેના હકારાત્મક ભાગોને દબાવી દે ત્યારે તેની હાલત બરાબર એ નાદાર થયેલા વેપારી જેવી હશે જેની તમામ મૂડી ખોટ ભોગવામાં અને દેવા ચુકવવામાં વપરાઈ જાય અને તે પછી પણ માગણીઓ તો તેના માથે ઊભીને ઊભી જ રહે.

(૧૦) સરખામણી માટે જુઓ સૂરઃ બકરહ આયતો ૩૦ થી ૩૯.

સૂરઃ બકરહમાં સિજદાના હુકમનો ઉલ્લેખ જે શબ્દોમાં કરવામાં આવ્યો છે તેના ઉપરથી આ શંકા થઈ શકતી હતી કે ફરિશ્તાઓને સિજદો કરવાનો હુકમ માત્ર આદમ અ.સ.ની હસ્તી માટે આપવામાં આવ્યો હતો પરંતુ અહીં એ શંકાનું નિવારણ થઈ જાય છે. અહીં જે વર્ણનશૈલી અપનાવવામાં આવી છે તેના ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે આદમ અ.સ.ને જે સિજદો કરાવવામાં આવ્યો હતો તે આદમ હોવાની હેસિયતથી નહીં બલકે માનવજાતિના પ્રતિનિધિ હોવાની હેસિયતમાં હતો.

તેમજ આ જે કહેવામાં આવ્યું કે ''અમે તમારા સર્જનની શરૂઆત કરી, પછી તમને આકાર આપ્યો, પછી ફરિશ્તાઓને હુકમ આપ્યો કે આદમને સિજદો કરો'' આનો અર્થ આ છે કે અમે પહેલાં તો તમારા સર્જનની

યોજના બનાવી અને તમારા સર્જનની સામગ્રી તૈયાર કરી, પછી એ સામગ્રીને માનવ આકાર આપ્યો, પછી જયારે એક જીવતી હસ્તીના રૂપમાં માનવી અસ્તિત્વમાં આવી ગયો ત્યારે તેને સિજદો કરવા માટે ફરિશ્તાઓને હુકમ આપ્યો. આ આયતની આ સમજૂતી ખુદ કુર્આનેમજીદમાં બીજી જગ્યાએ કરવામાં આવી છે. દા.ત. સૂરઃ સાદમાં છે. اِذْ قَالَ رَبُّكَ لِلْمَلٰٓئِكَةِ اِنِّيْ خَالِقٌۢ بَشَرًا مِّنْ طِيْنٍ ○ فَاِذَا سَوَّيْتُهٗ وَنَفَخْتُ فِيْهِ مِنْ رُّوْحِيْ فَقَعُوْا لَهٗ سٰجِدِيْنَ (આયતો ૭૧, ૭૨) ''કલ્પના કરો એ વખતની કે જયારે તમારા માલિકે ફરિશ્તાઓને કહ્યું કે હું એક મનુષ્ય માટીમાંથી સર્જવાનો છું, પછી જયારે હું તેને પૂરી રીતે તૈયાર કરી લઉં અને તેની અંદર મારા આત્મામાંથી કંઈ ફૂંકી દઉં ત્યારે તમે બધાં તેની આગળ સિજદામાં પડી જજો''. આ આયતમાં એ જ ત્રણ તબકકાઓ એક બીજી શૈલીમાં વર્ણવવામાં આવ્યાં છે, એટલે કે પહેલાં માટીમાંથી એક મનુષ્યનું સર્જન, પછી તેની આકૃતિ એટલે કે રૂપ અને આકાર આપવો અને તેના અવયવો તથા તેની શક્તિઓનું પ્રમાણ નકકી કરવું, પછી તેની અંદર પોતાના આત્મામાંથી કંઈ ફૂંકીને આદમને અસ્તિત્વમાં લઈ આવવો. આ જ વિષય સૂરઃ હિજ્રમાં આ શબ્દોમાં વર્ણવવામાં આવ્યો છેઃ وَاِذْ قَالَ رَبُّكَ لِلْمَلٰٓئِكَةِ اِنِّيْ خَالِقٌۢ بَشَرًا مِّنْ صَلْصَالٍ مِّنْ حَمَاٍ مَّسْنُوْنٍ ○ فَاِذَا سَوَّيْتُهٗ وَنَفَخْتُ فِيْهِ مِنْ رُّوْحِيْ فَقَعُوْا لَهٗ سٰجِدِيْنَ (આયતો ૨૮, ૨૯) ''અને કલ્પના કરો એ વખતની કે જયારે તમારા માલિકે ફરિશ્તાઓને કહ્યું કે હું આથેલી માટીના ગારામાંથી એક મનુષ્યનું સર્જન કરવાનો છું, જયારે હું તેને પૂરી રીતે તૈયાર કરી લઉં અને તેની અંદર મારી આત્મામાંથી કંઈક ફૂંકી દઉં ત્યારે તમે બધાં તેની આગળ સિજદામાં પડી જજો.''

માનવીના સર્જનની આ શરૂઆતની વિગતવાર કેફિયતની સમજવાનું આપણા માટે મુશ્કેલ છે. આપણે આ હકીકતને સંપૂર્ણ રીતે સમજી શકતાં નથી કે ધરતીના તત્ત્વોમાંથી મનુષ્યને કેવી રીતે સર્જવામાં આવ્યો, પછી તેને આકાર આપી સપ્રમાણ કેવી રીતે બનાવવામાં આવ્યો, અને તેની અંદર રૂહ ફૂંકવાની હકીકત શું હતી. આમ છતાં આ વાત તદ્દન સ્પષ્ટ છે કે કુર્આનેમજીદ માનવજાતિના આરંભની કેફિયત એ વિચારસરણીઓની વિરૂદ્ધ દર્શાવે છે જે આજના જમાનામાં ડાર્વિનના અનુયાયીઓ વિજ્ઞાનના નામે પ્રસ્તુત કરે છે. આ વિચારસરણીઓ અનુસાર માનવી બિનમાનવીય અને અર્ધમાનવ સ્થિતિના વિવિધ તબકકાઓમાંથી ઉત્ક્રાંતિ પામીને માનવીના સ્તર સુધી પહોંચ્યો છે. અને આ તબકકાવાર ઉત્ક્રાંતિની લાંબી રેખામાં કોઈ ખાસ બિંદુ એવો ન હોઈ શકે કે જયાંથી બિનમાનવીય સ્થિતિને પૂર્ણ ઠરાવીને ''માનવજાત'' નો આરંભ માની શકાય. આનાથી વિરૂદ્ધ કુર્આન આપણને જણાવે છે કે માનવજાતિનો આરંભ શુદ્ધ માનવજાતિમાંથી જ થયો છે, તેનો ઇતિહાસ કોઈ બિનમાનવીય સ્થિતિ સાથે સદંતર કોઈ સંબંધ ધરાવતો નથી, તે પહેલા જ દિવસથી માનવી જ બનાવવામાં આવ્યો હતો અને ખુદાએ સંપૂર્ણ માનવીય ચેતનાની સાથે પૂર્ણ પ્રકાશમાં તેના ધરતીના જીવનનો આરંભ કર્યો હતો.

માનવજાતિના ઇતિહાસ વિષે આ બે ભિન્ન દષ્ટિબિંદુઓ છે અને તેના ઉપરથી માનવજાતિના બે તદ્દન અલગ અલગ ખ્યાલો ઉદ્‌ભવે છે. એક ખ્યાલને અપનાવો તો તમને માનવી પ્રાણીજગતની એક શાખા જણાશે. તેના જીવનના તમામ નિયમો, એટલે સુધી કે નૈતિક નિયમો માટે પણ, તમે પાયાનો સિદ્ધાંત એ નિયમોમાં શોધશો જેની હેઠળ પ્રાણીજીવન ચાલી રહ્યું છે. તેના માટે પ્રાણીઓ જેવું વર્તન તમને તદ્દન એક સ્વાભાવિક વર્તન જણાશે. બહુ બહુ તો જે તફાવત માનવવર્તન અને પ્રાણીના વર્તનમાં તમે જોવા ઇચ્છશો તે માત્ર આટલો જ હશે કે પ્રાણીઓ ઓજારો અને હુન્નર અને સામાજિક સજાવટો અને સાંસ્કૃતિક નકશીકામ વિના જે કંઈ કરે છે માનવી એ જ બધું આ વસ્તુઓ સાથે કરે. આનાથી વિરૂદ્ધ બીજો ખ્યાલ અપનાવતાં જ તમે માનવીને પશુને બદલે ''માનવી''ની હેસિયતથી જોશો. તમારી નજરમાં તે ''બોલતું પ્રાણી'' અથવા ''સુસંસ્કૃત પ્રાણી'' (cultured animal) નહીં

فَسَجَدُوْٓا اِلَّآ اِبْلِيْسَ ؕ لَمْ يَكُنْ مِّنَ السّٰجِدِيْنَ ﴿۱۱﴾ قَالَ مَا مَنَعَكَ
اَلَّا تَسْجُدَ اِذْ اَمَرْتُكَ ؕ قَالَ اَنَا خَيْرٌ مِّنْهُ ۚ خَلَقْتَنِيْ مِنْ نَّارٍ
وَّ خَلَقْتَهٗ مِنْ طِيْنٍ ﴿۱۲﴾ قَالَ فَاهْبِطْ مِنْهَا فَمَا يَكُوْنُ لَكَ
اَنْ تَتَكَبَّرَ فِيْهَا فَاخْرُجْ اِنَّكَ مِنَ الصّٰغِرِيْنَ ﴿۱۳﴾

**આ હુકમ થતાં સૌએ સિજદો કર્યો પરંતુ ઇબ્લીસ સિજદો કરનારાઓમાં સામેલ ન થયો.**

**પૂછયું, "તને કઈ વસ્તુએ સિજદો કરવાથી રોકયો જ્યારે કે મેં તને હુકમ આપ્યો હતો?"**

**બોલ્યો, "હું તેનાથી બહેતર છું. તેં મને આગમાંથી પેદા કર્યો છે અને તેને માટીમાંથી."**

**કહયું, "સારું, તું અહીંથી નીચે ઊતર, તને હક્ક નથી કે અહીં મોટાઈનું ઘમંડ કરે. નીકળી જા કારણ કે વાસ્તવમાં તું એ લોકોમાંથી છે જે પોતે જ પોતાનું અપમાન ઇચ્છે છે."[૧૧]**

હોય બલકે ધરતી ઉપર ખુદાનો નાયબ હશે. તમારી નજીક એ વસ્તુ જે તેને બીજી વસ્તુઓથી અલગ પાડે છે તે તેની બોલવાની શક્તિ અથવા તેનું સામાજિક જીવન નહીં હોય બલકે તેની નૈતિક જવાબદારી અને અધિકારોની એ અમાનત હશે જે ખુદાએ તેને હવાલે કરી છે અને જેના કારણે તે ખુદા સમક્ષ જવાબદાર છે. આવી રીતે માનવતા અને તેની સાથે સંકળાયેલા તમામ પાસાઓ ઉપર તમારી દૃષ્ટિ પહેલા દૃષ્ટિબિંદુ કરતાં એકાએક અલગ થઈ જશે. તમે માનવી માટે એક બીજી જ જીવનની ફિલસૂફી તથા એક બીજી જ નૈતિક, સાંસ્કૃતિક અને કાનૂની વ્યવસ્થાની માગણી કરવા લાગશો અને આ ફિલસૂફી અને તેની વ્યવસ્થાના મૂળ નિયમો અને સિદ્ધાંતો શોધવા માટે તમારી નજર આપોઆપ નીચેની દુનિયાને બદલે ઉપરની દુનિયાની તરફ ઊઠવા માંડશે.

એવો વાંધો લઈ શકાય કે "મનુષ્યનો આ બીજો ખ્યાલ નૈતિક અને મનોવૈજ્ઞાનિક રીતે ભલે ગમે તેટલો ઊંચો હોય પરંતુ ફકત આ કલ્પનાની ખાતર એક એવી વિચારસરણીને કેવી રીતે રદ કરી શકાય કે જે વૈજ્ઞાનિક દલીલો દ્વારા સાબિત થયેલી છે." પરંતુ જે લોકો આ વાંધો રજૂ કરે છે તેમને અમારો આ સવાલ છે કે શું ખરેખર ડાર્વિનનો ઉત્ક્રાંતિનો સિદ્ધાંત વાસ્તવમાં વૈજ્ઞાનિક દલીલો વડે સાબિત થયેલો છે? વિજ્ઞાનની માત્ર ઉપરછલ્લી જાણકારી ધરાવનારા લોકો તો નિઃશંક આ ગેરસમજ ધરાવે છે કે આ સિદ્ધાંત એક પ્રમાણિત વૈજ્ઞાનિક સત્ય બની ગયો છે, પરંતુ સંશોધનકર્તાઓ આ વાતને જાણે છે કે શબ્દો અને ઢાંચાની લાંબીલચ સામગ્રી છતાં તે હજુ સુધી એક થીયરી જ છે અને આની જે દલીલોને ભૂલથી સાબિતીની દલીલો કહેવામાં આવે છે તે હકીકતમાં માત્ર શકયતાની દલીલો છે. એટલે કે તેના આધારે બહુ બહુ તો આટલું કહી શકાય કે ડાર્વિનના ઉત્ક્રાંતિવાદની એવી જ શકયતા છે જેવી સીધી સર્જનક્રિયા દ્વારા દરેક પ્રજાતિ માટે અલગ અલગ રીતે અસ્તિત્વમાં આવવાની શકયતા છે.

(૧૧) આયતમાં صاغرين શબ્દનો ઉપયોગ થયો છે. صاغر નો અર્થ الراضى بالذُّل છે એટલે કે એ

قَالَ اَنۡظِرۡنِىۡۤ اِلٰى يَوۡمِ يُبۡعَثُوۡنَ ﴿۱۴﴾ قَالَ اِنَّكَ مِنَ الۡمُنۡظَرِيۡنَ ﴿۱۵﴾
قَالَ فَبِمَاۤ اَغۡوَيۡتَنِىۡ لَاَقۡعُدَنَّ لَهُمۡ صِرَاطَكَ الۡمُسۡتَقِيۡمَ ﴿۱۶﴾
ثُمَّ لَاٰتِيَنَّهُمۡ مِّنۡۢ بَيۡنِ اَيۡدِيۡهِمۡ وَمِنۡ خَلۡفِهِمۡ وَعَنۡ
اَيۡمَانِهِمۡ وَعَنۡ شَمَآئِلِهِمۡ‌ؕ وَلَا تَجِدُ اَكۡثَرَهُمۡ شٰكِرِيۡنَ ﴿۱۷﴾

**બોલ્યો, ''મને એ દિવસ સુધી મહેતલ આપ કે જ્યારે આ બધા બીજીવાર ઊઠાવવામાં આવશે.''**
**કહયું, ''તને મહેતલ (આપવામાં આવે) છે.''**
**બોલ્યો, ''સારું તો જેવી રીતે તેં મને ગુમરાહીમાં નાખ્યો છે હું પણ હવે તારા સીધા માર્ગ ઉપર આ મનુષ્યોની તાકમાં લાગેલો રહીશ, આગળ અને પાછળ, જમણે અને ડાબે, દરેક બાજુથી તેમને ઘેરીશ અને તું તેમનામાંથી ઘણાંને આભારી નહીં જુએ.** [૧૨]

માણસ જે અપમાન અને લઘુતાને તથા નાની હેસિયતને જાતે અપનાવે. તેથી અલ્લાહતઆલાની આ આયતનો મતલબ આ હતો કે બંદો અને સર્જન હોવા છતાં તારૂં તારી મોટાઈના અભિમાનમાં રાચવું તથા તારા માલિકના હુકમનું એ આધારે ઉલ્લંઘન કરવું કે તારી આબરૂ અને મોટાઈનો જે ખ્યાલ તેં જાતે બાંધી લીધો છે તે મુજબ એ હુકમ તને તારા માટે અપમાનજનક દેખાય છે. હકીકતમાં આનો અર્થ આ છે કે તું જાતે જ પોતાનું અપમાન ચાહે છે. મોટાઈનો ખોટો ખ્યાલ, આબરૂનો બેબુનિયાદ દાવો, અને કોઈ વ્યક્તિગત અધિકાર વિના પોતાની જાતને એમજ મોટાઈના પદ ઉપર બેઠેલો માનવો, તને મોટો અને આબરૂદાર તેમજ મોટો બનાવી શકતાં નથી બલકે આ તને નાનો, અપમાનિત તથા નીચો જ બનાવશે અને તારા અપમાનનું કારણ તું જાતે જ હશે.

(૧૨) આ હતો એ પડકાર જે ઈબ્લીસે ખુદાને આપ્યો. તેના કહેવાનો મતલબ આ હતો કે આ મહેતલ જે આપે મને કયામત સુધીના સમય માટે આપી છે તેનો લાભ ઉઠાવીને હું એ સાબિત કરવા માટે પૂરી તાકાત લગાડી દઈશ કે માનવી એ શ્રેષ્ઠતાને પાત્ર નથી જે આપે મારી સરખામણીમાં તેને એનાયત કરી છે. હું આપને દેખાડી દઈશ કે આ કેવો અપકારી, કેવો નમકહરામ અને કેવો કૃતઘ્ન છે.

આ મહેતલ જે શેતાને માગી અને ખુદાએ તેને આપી દીધી, આનો અર્થ ફકત સમય જ નથી બલકે એ કામ કરવા માટે તક આપવાનો પણ છે જે કામ તે કરવા માગતો હતો, એટલે કે તેની આ માગણી હતી કે મને માનવીને બહેકાવવાની તથા તેની નબળાઈઓનો લાભ ઉઠાવીને તેની અણઆવડત સાબિત કરવાની તક આપવામાં આવે, અને આ તક અલ્લાહે તેને આપી દીધી. એટલા માટે સૂરઃ બનીઈસ્રાઈલની ૬૧થી ૬૫મી આયતોમાં આની સ્પષ્ટતા કરવામાં આવી છે કે અલ્લાહતઆલાએ તેને અધિકાર આપી દીધો કે આદમ અ.સ. અને તેની સંતાનને સીધા માર્ગથી ચલિત કરી દેવા માટે જે ચાલો તે ચાલવા માગે છે, ચાલે. આ ચાલો ચાલવાથી તેને રોકવામાં આવશે નહીં બલકે એ તમામ માર્ગો ખુલ્લાં રહેશે જેના વડે તે મનુષ્યોને અજમાયશમાં નાખવા

قَالَ اخْرُجْ مِنْهَا مَذْءُومًا مَّدْحُورًا ۖ لَّمَن تَبِعَكَ مِنْهُمْ لَأَمْلَأَنَّ
جَهَنَّمَ مِنكُمْ أَجْمَعِينَ ﴿١٨﴾ وَيَا آدَمُ اسْكُنْ أَنتَ وَزَوْجُكَ الْجَنَّةَ
فَكُلَا مِنْ حَيْثُ شِئْتُمَا وَلَا تَقْرَبَا هَٰذِهِ الشَّجَرَةَ فَتَكُونَا مِنَ
الظَّالِمِينَ ﴿١٩﴾ فَوَسْوَسَ لَهُمَا الشَّيْطَانُ لِيُبْدِيَ لَهُمَا مَا وُورِيَ
عَنْهُمَا مِن سَوْآتِهِمَا وَقَالَ مَا نَهَاكُمَا رَبُّكُمَا عَنْ هَٰذِهِ الشَّجَرَةِ

---

**કહ્યું, ''નીકળી જા અહીંથી અપમાનિત અને હાંકી કઢાયેલો. ખાતરી રાખ કે આમાંથી જે તારું અનુસરણ કરશે, તારા સહિત એ સહુથી જહન્નમને ભરી દઈશ. અને હે આદમ, તું અને તારી પત્ની, બન્ને આ જન્નતમાં રહો, જ્યાં જે વસ્તુ માટે તમારૂં મન થાય ખાઓ, પરંતુ આ વૃક્ષની નજીક ન ફરકશો નહીં તો જુલમીઓમાંથી થઈ જશો.''**

**પછી શેતાને તેમને બહેકાવ્યાં કે જેથી તેમના ગુહ્યાંગો જે એકબીજાથી છૂપાવવામાં આવ્યા હતાં તેમની સામે ખોલી નાખે. તેણે તેમને કહ્યું, ''તમારા માલિકે તમને જે આ વૃક્ષથી રોકયાં છે તેનું**

---

માગશે. પરંતુ આની સાથે આ શરત લગાવી દીધી કે إِنَّ عِبَادِي لَيْسَ لَكَ عَلَيْهِمْ سُلْطَانٌ એટલે કે ''મારા બંદાઓ ઉપર તારી કોઈ સત્તા નહીં ચાલે. તું ફકત એટલો જ અધિકાર ધરાવશે કે તેમને ગેરસમજોમાં નાખે, ખોટી આશાઓ અપાવે, દુરાચાર અને ગુમરાહીને તેમની સામે આકર્ષક બનાવીને રજૂ કરે, લિજ્જતો અને લાભોના સુંદર સપનાં દેખાડીને તેમને ખોટા માર્ગો તરફ બોલાવે. પરંતુ આ શક્તિ તને આપવામાં નહીં આવે કે તેમનો હાથ ઝાલીને બળજબરીપૂર્વક તારા માર્ગે ખેંચીને લઈ જાય અને જ્યારે તેઓ જાતે સીધા માર્ગ ઉપર ચાલવા માગે ત્યારે તેમને ચાલવા ન દે. આ જ વાત સૂરઃ ઈબ્રાહીમની ૨૨મી આયતમાં કહેવામાં આવી છે કે કયામતના દિવસે ખુદાની અદાલત તરફથી ફેંસલો અપાઈ ગયા પછી શેતાન તેના અનુયાયી મનુષ્યોને કહેશે وَمَا كَانَ لِيَ عَلَيْكُم مِّن سُلْطَانٍ إِلَّا أَن دَعَوْتُكُمْ فَاسْتَجَبْتُمْ لِي ۖ فَلَا تَلُومُونِي وَلُومُوا أَنفُسَكُم એટલે કે ''મારૂં તમારી ઉપર કોઈ જોર તો હતું નહીં કે મેં મારા અનુસરણ માટે તમને મજબૂર કર્યાં હોય, મેં આના સિવાય કંઈ કર્યું નથી કે તમને મારા રસ્તા તરફ બોલાવ્યાં અને તમે મારૂં નિમંત્રણ સ્વીકારી લીધું. એટલા માટે હવે તમે મને દોષ ન આપો બલકે પોતાની જાતને દોષ આપો''.

અને શેતાને ખુદા ઉપર જે આક્ષેપ મૂકયો છે કે તેં મને ગુમરાહીમાં નાખ્યો, તો આનો અર્થ આ છે કે શેતાન તેના ગુન્હાની જવાબદારી ખુદા પર નાખે છે. તેને ફરિયાદ છે કે આદમની સમક્ષ સિજદો કરવાનો હુકમ આપીને તેં મને અજમાયશમાં નાખ્યો અને મારા સ્વાભિમાનને ઠેસ પહોંચાડીને મને એવી હાલતમાં મૂકી દીધો કે મેં તારી નાફરમાની કરી. બીજા શબ્દોમાં, આ મૂર્ખની ઈચ્છા આ હતી કે તેના મનની ચોરી પકડાત નહીં, બલકે

اِلَّاۤ اَنْ تَكُوْنَا مَلَكَيْنِ اَوْ تَكُوْنَا مِنَ الْخٰلِدِيْنَ ﴿۲۰﴾ وَ قَاسَمَهُمَاۤ اِنِّیْ
لَكُمَا لَمِنَ النّٰصِحِيْنَ ﴿۲۱﴾ فَدَلّٰىهُمَا بِغُرُوْرٍ ۚ فَلَمَّا ذَاقَا الشَّجَرَةَ
بَدَتْ لَهُمَا سَوْاٰتُهُمَا وَ طَفِقَا يَخْصِفٰنِ عَلَيْهِمَا مِنْ وَّرَقِ الْجَنَّةِ ؕ
وَ نَادٰىهُمَا رَبُّهُمَاۤ اَلَمْ اَنْهَكُمَا عَنْ تِلْكُمَا الشَّجَرَةِ وَ اَقُلْ لَّكُمَاۤ
اِنَّ الشَّيْطٰنَ لَكُمَا عَدُوٌّ مُّبِيْنٌ ﴿۲۲﴾ قَالَا رَبَّنَا ظَلَمْنَاۤ اَنْفُسَنَا ٚ سكتة
وَ اِنْ لَّمْ تَغْفِرْ لَنَا وَ تَرْحَمْنَا لَنَكُوْنَنَّ مِنَ الْخٰسِرِيْنَ ﴿۲۳﴾

---

**કારણ આના સિવાય કંઈ નથી કે કયાંક તમે ફરિશ્તા ન બની જાઓ, અથવા તમને અમર જીવન પ્રાપ્ત ન થઈ જાય’’, અને તેણે સોગંદ ખાઈને તેમને કહ્યું કે હું તમારો સાચો શુભચિંતક છું.**

**આવી રીતે છેતરીને તે આ બન્નેને ધીમે ધીમે પોતાની રીત ઉપર લઈ આવ્યો. છેવટે જ્યારે તેમણે એ વૃક્ષનો સ્વાદ ચાખ્યો ત્યારે તેમના ગુહ્યાંગો એકબીજાની સામે ખુલી ગયાં અને તેઓ તેમનાં શરીરોને જન્નતના પાંદડાં વડે ઢાંકવા લાગ્યાં.**

**ત્યારે તેમના માલિકે તેમને પોકાર્યાં, ‘‘શું મેં તમને આ વૃક્ષથી રોકયા ન હતાં અને કહ્યું ન હતું કે શેતાન તમારો ખુલ્લો દુશ્મન છે ?’’**

**બન્ને બોલી ઊઠયાં ‘‘હે માલિક, અમે અમારી ઉપર જુલમ કર્યો, હવે જો તેં અમારી સાથે દરગુજર ન કરી અને દયા ન કરી તો ચોક્કસ અમે બરબાદ થઈ જઈશું.’’**[૧૩]

---

જે ખોટા ખ્યાલ અને જે વિદ્રોહ તેણે પોતાની અંદર છૂપાવી રાખ્યા હતાં તેની ઉપર પડદો જ પડેલો રહેવા દેવામાં આવત. આ સ્પષ્ટપણે એક મૂર્ખાઈ ભરેલી વાત હતી જેનો કોઈ જવાબ આપવાની જરૂર ન હતી, એટલા માટે અલ્લાહતઆલાએ આ બાબતની કોઈ જ નોંધ ન લીધી.

(૧૩) આ કિસ્સા ઉપરથી કેટલીક મહત્ત્વની હકીકતો જાણવા મળે છેઃ

(૧) માનવીની અંદર લજ્જાની લાગણી એક કુદરતી લાગણી છે અને તેનું સૌથી પહેલું પ્રદર્શન એ લજ્જા છે જે તેના શરીરના ખાસ ભાગોને બીજાંની સામે ખોલવામાં માણસ કુદરતી રીતે અનુભવે છે. કુર્આન આપણને જણાવે છે કે આ શરમ માનવીની અંદર સભ્યતાની ઉત્ક્રાંતિની સાથે કૃત્રિમ રીતે જન્મેલી નથી અને ન તો આ સ્વપ્રયત્ન દ્વારા મેળવી શકાય તેવી ચીજ છે, જેમ કે શેતાનના કેટલાક સાગરીતો અનુમાન કરી લીધું છે બલકે હકીકતમાં આ એ કુદરતી વસ્તુ છે જે પહેલા જ દિવસથી માનવીની અંદર મોજૂદ હતી.

(૨) શેતાનની પહેલી ચાલ જે તેણે માનવીની પ્રકૃતિને સીધા રસ્તેથી હટાવવા માટે ચાલી. આ હતી કે તેની આ લજ્જાની લાગણી ઉપર પ્રહાર કરે અને નગ્નતાના રસ્તેથી તેના માટે નિર્લજ્જતાના કામોનો દરવાજો ખોલે અને તેને જાતીય મામલાઓમાં બદચલન બનાવી દે. બીજા શબ્દોમાં, પોતાના હરીફના મોરચામાં સૌથી નબળું સ્થાન જે તેણે હુમલા માટે શોધ્યો તે તેના જીવનનું જાતીય પાસું હતું, અને પહેલો પ્રહાર જે તેણે કર્યો તે એ સુરક્ષા કિલ્લા ઉપર કર્યો જે લજ્જાના રૂપમાં અલ્લાહતઆલાએ માનવીની પ્રકૃતિમાં મૂકેલો હતો. શેતાનો અને તેમના અનુયાયીઓનું આ વલણ આ જ સુધી એવુંને એવું જ કાયમ છે. ''વિકાસ'' નું કોઈ કામ તેમને ત્યાં શરૂ થઈ શકતું નથી જ્યાં સુધી તે સ્ત્રીને ઉઘાડી કરી બજારમાં લાવીને ઊભી ન કરે અને તેને કોઈને કોઈ રીતે નગ્ન ન કરી દે.

(૩) આ પણ માનવીની સહજ પ્રકૃતિ છે કે તે બૂરાઈના ખુલ્લા નિમંત્રણને ભાગ્યે જ સ્વીકારે છે. સામાન્ય રીતે તેને જાળમાં ફસાવવા માટે દરેક દુરાચાર તરફ બોલાવનારે શુભેચ્છકના વેશમાં જ આવવું પડે છે.

(૪) માનવીની અંદર ઊંચી બાબતો, જેમ કે મનુષ્યની સ્થિતિથી ઊંચા મુકામ ઉપર પહોંચવાની અથવા અમરત્વ પ્રાપ્ત કરવાની એક કુદરતી તલપ તેની અંદર રહેલી છે અને શેતાનને તેને ભ્રમમાં નાખવામાં પહેલી સફળતા આના જ દ્વારા પ્રાપ્ત થઈ કે તેણે માનવીની આ ઇચ્છાને અપીલ કરી. શેતાનનો સૌથી વધારે ચલણી હથિયાર આ છે કે તે માનવીને ઊંચાઈઓ ઉપર લઈ જવાની અને વર્તમાન સ્થિતિ કરતાં બહેતર સ્થિતિ ઉપર પહોંચાડી દેવાની આશા અપાવે છે અને પછી તેના માટે એ રસ્તો રજૂ કરે છે જે તેને ઊલટાનું પતનની તરફ લઈ જાય.

(૫) સામાન્ય રીતે આ જે પ્રચલિત થઈ ગયું છે કે શેતાને પહેલાં હઝરત હવ્વા અ.સ.ને ફરેબની જાળમાં ફસાવ્યાં અને પછી તેમને હઝરત આદમ અ.સ.ને ફસાવવા માટેના હથિયાર બનાવ્યાં, કુર્આન આ વાતને રદિયો આપે છે. કુર્આન કહે છે કે શેતાને બન્નેને છેતર્યાં અને બન્ને તેનાથી છેતરાઈ ગયાં. બહારથી જોતાં આ ખૂબ નાની વાત લાગે છે પરંતુ જે લોકોને ખબર છે કે હઝરત હવ્વા અ.સ. વિષે આ પ્રખ્યાત રિવાયતે દુનિયામાં સ્ત્રીના નૈતિક, કાનૂની અને સામાજિક દરજ્જાને નીચો પાડવામાં કેટલો મોટો ભાગ ભજવ્યો છે તેઓ જ કુર્આનના આ કથનનું સાચું મૂલ્ય સમજી શકે છે.

(૬) આ અનુમાન કરવા માટે કોઈ વ્યાજબી કારણ નથી કે પ્રતિબંધિત વૃક્ષનો સ્વાદ ચાખતાં જ આદમ અ.સ. અને હવ્વાના અ.સ.ના ગુહ્યાંગો ખુલી જવા એ વૃક્ષની કોઈ વિશેષતાનું પરિણામ હતું. હકીકતમાં આ અલ્લાહતઆલાની નાફરમાની સિવાય બીજી કોઈ વસ્તુનું પરિણામ ન હતું. અલ્લાહતઆલાએ પહેલાં તેમના ગુહ્યાંગો પોતાની વ્યવસ્થા વડે ઢાંકયા હતાં. જયારે તેમણે હુકમનો ભંગ કર્યો ત્યારે ખુદાની સુરક્ષા તેમનાથી હટાવી લેવામાં આવી, તેમનો એબ ખોલી દેવામાં આવ્યો અને તેમને ખુદ તેમની જાતને હવાલે કરી દેવામાં આવ્યાં કે પોતાની ઢાંકવાની વ્યવસ્થા જાતે કરે જો તેની જરૂર તેમને લાગતી હોય, અને જો જરૂરી ન માને અથવા તેના માટે પ્રયાસ ન કરે તો ખુદાને આની કોઈ પરવા નથી કે તેઓ કઈ હાલતમાં ફરે છે. આ જાણે કે હંમેશને માટે એ હકીકતનું પ્રદર્શન હતું કે માનવી જયારે ખુદાની આજ્ઞાનો ભંગ કરશે ત્યારે મોડાં કે વહેલાં તેનો એબ ખુલીને રહેશે, તેમજ આ કે મનુષ્યની સાથે ખુદાનું સમર્થન અને હિમાયત ત્યાં સુધી જ રહેશે જયાં સુધી તે ખુદાનો આજ્ઞાંકિત બનીને રહેશે. આજ્ઞાપાલનની હદોની બહાર પગ મૂકયા પછી તેને કદાપિ ખુદાની હિમાયત મળશે નહીં બલકે તેને ખુદ તેની જ જાતને હવાલે કરી દેવામાં આવશે. આ એ જ વિષય છે જે ઘણી હદીસોમાં નબી સ.અ.વ.એ વર્ણવ્યો છે અને આના જ વિષે નબી સ.અ.વ.એ દુઆ કરી છે: اللهم رحمتك ارجو فلا تكلنى الى نفسى طرفة عين

(હે ખુદા ! હું તારી કૃપાનો ઉમેદવાર છું તેથી મને એક ક્ષણ માટે પણ મારા મનને હવાલે ન કર.)

(૭) શેતાન આ સાબિત કરવા માગતો હતો કે માનવી એ શ્રેષ્ઠતાનો હકકદાર નથી જે તેની સરખામણીમાં તેને આપવામાં આવી છે. પરંતુ પહેલા જ મોરચે તેણે હાર ખાધી. નિઃશંક, આ મોરચામાં માનવી તેના માલિકના હુકમનું પાલન કરવામાં પૂરી રીતે સફળ ન થઈ શકયો, અને તેની એ નબળાઈ જાહેર થઈ ગઈ કે તે તેના હરીફની ચાલમાં આવીને આજ્ઞાપાલનના રસ્તેથી ચલિત થઈ શકે છે, પરંતુ આ પહેલા જ મુકાબલામાં આ વાત તો પૂરી રીતે સાબિત થઈ ગઈ કે માનવી તેના નૈતિક દરજ્જામાં એક વધારે શ્રેષ્ઠ સર્જન છે. સૌથી પહેલાં, શેતાન તેની મોટાઈનો ખુદ દાવેદાર હતો અને માનવીએ આનો દાવો પોતે નથી કર્યો બલકે મોટાઈ તેને આપવામાં આવી. બીજું, શેતાને એક માત્ર ઘમંડ અને અભિમાનના કારણે અલ્લાહના હુકમનો અનાદર પોતે પોતાની પસંદગીથી કર્યો, અને માનવીએ હુકમનો ભંગ પોતાની પસંદગીથી ન કર્યો બલકે શેતાનના બહેકાવામાં આવીને તે તેમાં ફસાયો. ત્રીજું, માનવીએ બૂરાઈના ખુલ્લા નિમંત્રણને સ્વીકાર્યો નહીં બલકે બૂરાઈના નિમંત્રકે શુભેચ્છક બનીને તેની સામે આવવું પડયું. તે પતનની તરફ પતનની ઇચ્છા કરીને ગયો નથી બલકે એ ભ્રમમાં પડીને ગયો કે આ રસ્તો તેને ઊંચાઈઓ તરફ લઈ જશે. ચોથું, શેતાનને ઠપકો આપવામાં આવ્યો ત્યારે તે તેના ગુન્હાને કબૂલ કરવા તેમજ બંદગીની તરફ પાછા આવવાના બદલે નાફરમાની ઉપર વધારે દઢ થઈ ગયો અને જયારે માનવીને તેના કસૂર બદલ ઠપકો આપવામાં આવ્યો ત્યારે તેણે શેતાનની જેમ વિદ્રોહ ન કર્યો બલકે પોતાની ભૂલનું ભાન થતાં જ તે પસ્તાયો, પોતાની ભૂલ કબૂલ કરી અને બગાવતથી આજ્ઞાપાલનની તરફ પાછો વળ્યો, અને માફી માગીને પોતાના માલિકના કૃપાક્ષેત્રમાં આશ્રય શોધવા માંડયો.

(૮) આવી રીતે શેતાનનો માર્ગ અને એ માર્ગ જે માનવીને લાયક છે, બન્ને એકબીજાથી તદ્દન અલગ થઈ ગયાં. શુદ્ધ શેતાની માર્ગ આ છે કે બંદગીથી વિમુખ બને, ખુદાની સામે વિદ્રોહ કરે, ચેતવણી આપ્યા છતાં ઘમંડપૂર્વક પોતાના બંડખોર વલણ માટે દુરાગ્રહ રાખે અને જે લોકો આજ્ઞાપાલનના માર્ગ ઉપર ચાલી રહ્યાં હોય તેમને પણ બહેકાવે અને ગુન્હાખોરીના માર્ગ ઉપર લાવવાનો પ્રયત્ન કરે. આનાથી ઊલટું, જે માર્ગ માનવીને લાયક છે તે આ છે કે પહેલાં તો તે શેતાનના બહેકાવાનો સામનો કરે અને તેના આ દુશ્મનની ચાલોને સમજવા તથા તેમનાથી બચવા માટે હરહંમેશ સાવધાન રહે, પરંતુ જો કોઈ વખત તેના કદમ બંદગી અને આજ્ઞાપાલનના માર્ગથી ખસી પણ જાય તો પોતાની ભૂલને માનીને પસ્તાવા અને શરમની સાથે તરત જ પોતાના માલિક તરફ પાછો વળે અને એ ભૂલની ભરપાઈ કરે જે તેનાથી થઈ ગઈ છે. આ જ એ મુખ્ય બોધ છે જે અલ્લાહતઆલા આ કિસ્સા દ્વારા અહીં આપવા માગે છે. અત્રે એ સમજાવવાનો આશય છે કે જે માર્ગ ઉપર તમે લોકો જઈ રહ્યાં છો તે માર્ગ શેતાનનો છે. તમારું ખુદાઈ માર્ગદર્શનથી લાપરવા બનીને જિન્નાતો અને મનુષ્યોમાં રહેલાં શેતાનોને તમારા વાલી અને મુરબ્બી બનાવવાં, અને એક પછી એક સતત ચેતવણીઓ છતાં ભૂલ માટે દુરાગ્રહ સેવતા રહેવું, આ હકીકતમાં તદ્દન શેતાની વલણ છે. તમે તમારા આદિશત્રુની જાળમાં ફંસાઈ ગયાં છો અને તેનાથી પૂર્ણ પરાજય પામી રહ્યાં છો. આનું પરિણામ પછી એ જ છે જે શેતાન પોતે ભોગવવાનો છે. જો તમે હકીકતમાં તમારી જાતના દુશ્મન ન થઈ ગયાં હોવ તેમજ તમારી અંદર થોડી પણ ચેતના બાકી હોય તો ચેતી જાઓ અને એ માર્ગ અપનાવો જે છેવટે તમારા પિતા અને માતા આદમ અ.સ. અને હવ્વા અ.સ.એ અપનાવ્યો હતો.




قَالَ اهْبِطُوْا بَعْضُكُمْ لِبَعْضٍ عَدُوٌّ ۚ وَ لَكُمْ فِي الْاَرْضِ مُسْتَقَرٌّ وَّ مَتَاعٌ
اِلٰى حِيْنٍ ﴿۲۴﴾ قَالَ فِيْهَا تَحْيَوْنَ وَ فِيْهَا تَمُوْتُوْنَ وَ مِنْهَا تُخْرَجُوْنَ ﴿۲۵﴾ ع
يٰبَنِيْٓ اٰدَمَ قَدْ اَنْزَلْنَا عَلَيْكُمْ لِبَاسًا يُّوَارِيْ سَوْاٰتِكُمْ وَ رِيْشًا ؕ

---

**કહયું ‘‘ઊતરી જાઓ,[૧૪] તમે એકબીજાનાં દુશ્મન છો, અને તમારા માટે એક ખાસ મુદત સુધી ધરતી ઉપર જ ઠેકાણું અને જીવનનિર્વાહ છે’’ અને કહયું ‘‘ત્યાં જ તમારે જીવવાનું અને મરવાનું છે અને તેમાંથી જ તમને છેવટે કાઢવામાં આવશે.’’ (રુકૂઅ ૨)**

**હે આદમની સંતાન[૧૫], અમે તમારી ઉપર પોશાક ઊતાર્યો છે કે તમારા શરીરના ગૃહ્યાંગોને ઢાંકે**

---

(૧૪) આ શંકા ન કરો કે હઝરત આદમ અ.સ. અને હવ્વા અ.સ.ને જન્નતમાંથી ઊતરી જવાનો આ હુકમ સજાના રૂપમાં કરવામાં આવ્યો હતો. કુર્આનમાં ઘણી જગ્યાએ આ બાબતની સ્પષ્ટતા કરવામાં આવી છે કે અલ્લાહે તેમની તોબા કબૂલ કરી લીધી અને તેમને માફી બક્ષી. આમ, આ હુકમમાં સજાનું કોઈ પાસું નથી બલકે આ તે આશયનું પુરૂં કરવું છે જેના માટે માનવીને પેદા કરવામાં આવ્યો હતો. (સમજૂતી માટે જુઓઃ સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક ૪૮ અને ૫૩)

(૧૫) આદમ અ.સ. અને હવ્વા અ.સ.ના આ કિસ્સાના એક વિશિષ્ટ પાસાની તરફ ધ્યાન દોરીને આરબોની સામે તેમના પોતાના જીવનમાં રહેલી શેતાની બહેકાવાની સૌથી વધુ દેખાઈ આવતી અસરની તરફ ઈશારો કરવામાં આવ્યો છે. આ લોકો વસ્ત્રોનો ઉપયોગ ફકત શોભા માટે અને ઋતુની અસરોથી શરીરને રક્ષણ આપવા માટે કરતા હતાં, પરંતુ તેનો પ્રાથમિક બુનિયાદી હેતુ એટલે કે શરીરના ગુહ્યાંગો ને છૂપાવવાનું મહત્ત્વ તેમને ત્યાં ન હતું. તેમને પોતાના છૂપાવવા લાયક શરીરના અંગો બીજા સામે ખોલી નાખવામાં કોઈ ડર ન હતો. જાહેરમાં નગ્ન થઈને નાહી લેવું, રસ્તે ચાલતાં કુદરતી હાજતે બેસી જવું, લેંઘો ખુલી જાય તો ગુહ્યાંગો ખુલી જવાની કોઈ પરવા ન કરવી, તેમની રોજિંદી ક્રિયાઓ હતી. આનાથી આગળ વધીને આમાંથી ઘણા ખરા લોકો હજ્જના પ્રસંગે કા’બાની આસપાસ નગ્ન તવાફ કરતા હતાં અને આ મામલામાં એમની સ્ત્રીઓ એમના પુરૂષો કરતાં પણ થોડી વધારે નિર્લ્લજ હતી. એમની દષ્ટિએ આ કૃત્ય એક ધાર્મિક કૃત્ય હતું અને નેક કામ સમજીને તેઓ આનું આચરણ કરતા હતાં. બીજું, આ ખાસિયત માત્ર આરબોની જ ન હતી બલકે દુનિયાની ઘણીખરી કોમો આવી જ નિર્લ્લજતામાં રાચતી રહી છે અને આ જ સુધી રાચી રહી છે. એટલા માટે સંબોધન એકલા આરબોને જ કરવામાં આવ્યું નથી બલકે સાર્વજનિક છે અને તમામ માનવજાતિને ચેતવવામાં આવી રહી છે કે જુઓ, આ શેતાની બહેકાવાનું એક ખુલ્લું ચિહ્ન તમારા જીવનમાં રહેલું છે. તમે તમારા માલિકના માર્ગદર્શનથી લાપરવા બનીને તથા તેના પયગમ્બરોના સંદેશથી વિમુખ બનીને તમારી જાતને શેતાનને હવાલે કરી દીધી અને તેણે તમને માનવીય પ્રકૃતિના રસ્તાથી હટાવીને એ જ નિર્લ્લજતામાં નાખી દીધાં જેમાં તે તમારી પહેલાં તમારા

وَ لِبَاسُ التَّقْوٰى ۙ ذٰلِكَ خَيْرٌ ؕ ذٰلِكَ مِنْ اٰيٰتِ اللّٰهِ لَعَلَّهُمْ
يَذَّكَّرُوْنَ ﴿٢٦﴾ يٰبَنِيْٓ اٰدَمَ لَا يَفْتِنَنَّكُمُ الشَّيْطٰنُ كَمَآ
اَخْرَجَ اَبَوَيْكُمْ مِّنَ الْجَنَّةِ يَنْزِعُ عَنْهُمَا لِبَاسَهُمَا لِيُرِيَهُمَا
سَوْاٰتِهِمَا ؕ اِنَّهٗ يَرٰىكُمْ هُوَ وَ قَبِيْلُهٗ مِنْ حَيْثُ لَا تَرَوْنَهُمْ ؕ
اِنَّا جَعَلْنَا الشَّيٰطِيْنَ اَوْلِيَآءَ لِلَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ ﴿٢٧﴾

**અને તમારા માટે શરીરના રક્ષણ અને શોભાનું સાધન પણ બને, અને ઉત્તમ પોશાક સંયમનો પોશાક છે. આ અલ્લાહની નિશાનીઓમાંની એક નિશાની છે, કદાચ લોકો આમાંથી બોધ ગ્રહણ કરે. હે આદમની સંતાન, આવું ન થાય કે શેતાન તમને ફરીથી એવી જ રીતે અજમાયશમાં નાખી દે જેવી રીતે તેણે તમારા માબાપને જન્નતમાંથી કઢાવ્યા હતાં, અને તેમનાં પોશાક તેમની ઉપરથી ઊતરાવી દીધા હતાં જેથી તેમના ગુહ્યાંગો એકબીજાની સામે ખોલે. તે અને તેના સાથીદારો તમને એવી જગ્યાએથી જુએ છે જ્યાંથી તમે તેમને જોઈ નથી શકતાં. આ શેતાનોને અમે એ લોકોના વાલી બનાવી દીધાં છે જે ઈમાન લાવતાં નથી[૧૬].**

પ્રથમ પિતા અને માતાને નાખવા માગતો હતો. આની ઉપર વિચાર કરો તો આ હકીકત તમારી સામે આવી જશે કે પયગમ્બરોના માર્ગદર્શન વિના તમે તમારી પ્રકૃતિના પ્રાથમિક તકાદાઓ સુદ્ધાંને ન તો સમજી શકો છો ન તો પૂરાં જ કરી શકો છો.

(૧૬) આ આયતોમાં જે કંઈ કહેવામાં આવ્યું છે તેના ઉપરથી કેટલીક મહત્ત્વની હકીકતો સ્પષ્ટપણે સામે આવી જાય છે :

પહેલું આ કે વસ્ત્રો માનવીન માટે કોઈ કૃત્રિમ વસ્તુ નથી બલકે માનવપ્રકૃતિનો એક મહત્ત્વનો તકાદો છે. અલ્લાહતઆલાએ માનવીના શરીર ઉપર પશુઓની જેમ કોઈ આવરણ જન્મજાત રીતે રાખ્યું નથી બલકે લજ્જા અને શરમનું તત્ત્વ તેની પ્રકૃતિમાં મૂકી દીધું છે. તેણે માનવીને માટે તેના જાતીય અંગોને માત્ર જાતીય અંગો જ બનાવ્યાં નથી બલકે سَوْأَةٌ પણ બનાવ્યાં અને જેનો અર્થ અરબી ભાષામાં એવી વસ્તુ છે જેના જાહેર થવાને માણસ અશોભનીય માને. બીજું, આ પ્રાકૃતિક લજ્જાના તકાદાને પૂરો કરવા માટે તેણે કોઈ તૈયાર પોશાક માનવીને આપી દીધો નથી બલકે તેની પ્રકૃતિ ઉપર પોશાકનો સંકેત ઊતાર્યો છે ( اَنْزَلْنَا عَلَيْكُمْ لِبَاسًا ) જેથી તે તેની બુદ્ધિનો ઉપયોગ કરીને તેની પ્રકૃતિના આ તકાદાને સમજે અને પછી અલ્લાહે પેદા કરેલી વસ્તુઓનો ઉપયોગ કરીને પોતાના માટે પોશાક પ્રાપ્ત કરે.

وَ اِذَا فَعَلُوْا فَاحِشَةً قَالُوْا وَجَدْنَا عَلَيْهَآ اٰبَآءَنَا وَاللّٰهُ اَمَرَنَا
بِهَا ؕ قُلْ اِنَّ اللّٰهَ لَا يَاْمُرُ بِالْفَحْشَآءِ ؕ اَتَقُوْلُوْنَ عَلَى اللّٰهِ مَا لَا

**આ લોકો જ્યારે કોઈ શરમજનક કૃત્ય કરે છે ત્યારે કહે છે કે અમે અમારા બાપદાદાને આ જ રીત ઉપર જોયાં છે અને અલ્લાહે જ અમને આવું કરવાનો આદેશ આપ્યો છે.[૧૭] આમને કહો અલ્લાહ નિર્લજ્જતાનો આદેશ કદાપિ આપતો હોતો નથી.[૧૮] શું તમે અલ્લાહના નામે એ**

બીજું આ કે, આ પ્રાકૃતિક સંકેતની રૂએ માનવી માટે પોશાકની નૈતિક જરૂરિયાત પ્રાથમિક છે એટલે કે તે તેના سَوْاٰتٌ ગુહ્યાંગોને ઢાંકે. અને તેની ભૌતિક જરૂરિયાત તેના પછી છે, એટલે કે તેનો પોશાક તેના માટે رِيْش (શરીરની શોભા અને ઋતુઓની અસરોથી શરીરના રક્ષણનું સાધન) બને. આ બાબતમાં પણ કુદરતી રીતે માનવીનો મામલો પશુઓ કરતાં ઊલટો છે. તેમના માટે પહેરવેશનો મૂળ ઉદ્દેશ્ય માત્ર તેનું "ریش" હોવું છે, અને તેના ગુહ્યાંગોનું ઢાંકનાર હોવાની વાત કરીએ તો તેમના જાતીય અંગો سواٰت (ઢાંકવાના અંગો) છે જ નહીં કે તેમને ઢાંકવા માટે પશુઓની પ્રકૃતિમાં કોઈ ઇચ્છા રહેલી હોત અને તેનો તકાદો પૂરો કરવા માટે તેમના શરીરો ઉપર કોઈ પોશાક પેદા કરવામાં આવત. પરંતુ જ્યારે મનુષ્યોએ શેતાનનું માર્ગદર્શન સ્વીકાર્યું ત્યારે મામલો પાછો ઊલટાઈ ગયો. તેણે તેના ચેલાઓને આ ગેરસમજમાં નાખી દીધાં કે તમારા માટે પોશાકની જરૂર દેખીતી રીતે એટલી જ છે જેટલી પશુઓ માટે ریش રૂવાંટીની છે હવે આનું سواٰت (ઢાંકવાના અંગોને) ઢાંકવાની વસ્તુ હોવાની વાત જોઈએ, તો આ જરા પણ મહત્ત્વ ધરાવતું નથી, બલકે જેવી રીતે પશુઓના અંગો سواٰت ઢાંકવાના અંગો નથી એવી જ રીતે તમારા આ અંગો પણ سواٰت ઢાંકવાના અંગો નથી, માત્ર જાતીય અંગો જ છે.

ત્રીજું આ કે, માનવી માટે પોશાકનું માત્ર ગુહ્યાંગો ઢાંકવાનું સાધન તેમજ શોભા અને સુરક્ષાનું માધ્યમ હોવું જ પૂરતું નથી બલકે હકીકતમાં આ મામલામાં જે ભલાઈ સુધી માનવીએ પહોંચવું જોઈએ તે આ છે કે તેનો પોશાક સંયમ(તકવા)નો પોશાક હોય, એટલે કે ઢાંકવાના અંગોને પૂરી રીતે ઢાંકતો પણ હોય, શોભામાં પણ હદથી વધેલો કે માણસની હેસિયતથી ઊતરતી કક્ષાનો ન હોય, ઘમંડ અને અભિમાન તેમજ આડંબર અને દેખાડો કરતો પણ ન હોય, આ ઉપરાંત એ માનસિક રોગોનું પ્રતિનિધિત્વ પણ કરતો ન હોય જેના કારણે પુરૂષો સ્ત્રીપણું અપનાવે છે, સ્ત્રીઓ પુરૂષપણાનું પ્રદર્શન કરવા લાગે છે, અને એક કોમ બીજી કોમ જેવી બનવાનો પ્રયાસ કરીને પોતે જ પોતાના અપમાનની જીવંત જાહેરાત બની જાય છે. પોશાકની બાબતમાં આ ઇચ્છિત ભલાઈને પહોંચવાનું તો કોઈ પણ રીતે એ લોકોની તાકાત બહારનું છે જેમણે નબીઓ સ.અ.વ. ઉપર ઈમાન લાવીને પોતાની જાતને સંપૂર્ણપણે ખુદાના માર્ગદર્શનને હવાલે કરી દીધાં ન હોય. જ્યારે તેઓ ખુદાના માર્ગદર્શનનો સ્વીકાર કરવાનો ઇનકાર કરી દે છે ત્યારે શેતાનોને તેમના વાલી બનાવી દેવામાં આવે છે, પછી આ શેતાનો તેમને કોઈને કોઈ ભૂલમાં નાખીને જ રહે છે.

ચોથું આ કે પોશાકનો મામલો પણ અલ્લાહની એ અસંખ્ય નિશાનીઓમાંથી એક નિશાની છે જે દુનિયામાં ચારેય તરફ ફેલાયેલી છે તથા હકીકત સુધી પહોંચવામાં માનવીની મદદ કરે છે. શરત બસ એટલી જ

تَعۡلَمُوۡنَ ﴿۲۸﴾ قُلۡ اَمَرَ رَبِّیۡ بِالۡقِسۡطِ ۟ وَ اَقِیۡمُوۡا وُجُوۡهَكُمۡ عِنۡدَ كُلِّ
مَسۡجِدٍ وَّ ادۡعُوۡهُ مُخۡلِصِیۡنَ لَهُ الدِّیۡنَ ۬ؕ كَمَا بَدَاَكُمۡ تَعُوۡدُوۡنَ ﴿۲۹﴾ؕ

**વાતો કહો છો જેના વિષે તમને જાણકારી નથી (કે તે અલ્લાહ તરફથી છે)? હે નબી, આમને કહો, મારા માલિકે તો સચ્ચાઈ અને ન્યાયનો આદેશ આપ્યો છે, અને તેનો હુકમ તો આ છે કે દરેક ઈબાદતમાં તમારો ચહેરો સીધો રાખો અને તેને જ પોકારો તમારા દીનને તેના માટે વિશિષ્ટ રાખીને. જેવી રીતે તેણે અત્યારે તમને પેદા કર્યા છે તેવી જ રીતે તમે ફરીથી પેદા કરવામાં આવશો.[૧૯]**

છે કે માનવી પોતે તેમાંથી બોધ ગ્રહણ કરવા માગે. ઉપર જે સત્યોની તરફ ઈશારો કરવામાં આવ્યો છે તેમને જો વિચારપૂર્વક જોવામાં આવે તો આ વાત સહેલાઈથી સમજી શકાય છે કે પોશાક કઈ હેસિયતથી અલ્લાહતઆલાની એક મહત્ત્વની નિશાની છે.

(૧૭) અહીં ઈશારો આરબોના નગ્ન તવાફ તરફ છે જેનો ઉલ્લેખ અમે ઉપર કરી ગયાં છીએ. એ લોકો તેને એક ધાર્મિક કૃત્ય સમજીને કરતા હતાં અને તેમની માન્યતા હતી કે ખુદાએ આ હુકમ આપેલો છે.

(૧૮) બાહ્ય રીતે તો આ એક ટૂંકું વાકય દેખાય છે, પરંતુ હકીકતમાં તેની અંદર કુર્આનેમજીદે એ લોકોની જહાલતભરી માન્યતાઓની વિરૂદ્ધ એક ખૂબ જ મોટી દલીલ રજૂ કરી છે. દલીલ કરવાની આ શૈલીને સમજવા માટે બે વસ્તુઓ પ્રસ્તાવનાના રૂપમાં પહેલાં સમજી લેવી જરૂરી છે :

એક આ કે આરબો જો કે તેમની અમુક ધાર્મિક વિધિઓમાં નગ્નતા અપનાવતા હતાં અને તેને એક પવિત્ર ધાર્મિક કૃત્ય સમજતા હતાં, પરંતુ નગ્નતા પોતે જ એક લજજાસ્પદ કૃત્ય છે એમ તેઓ દૃઢપણે માનતા હતાં. એટલા માટે કોઈ પણ સજજન અને આબરૂદાર આરબ એ વાતને પસંદ કરતો ન હતો કે કોઈ ધાર્મિક સભામાં અથવા બજારમાં અથવા તેના સગા-સબંધીઓ અને વડીલો વચ્ચે નગ્ન થાય.

બીજું આ કે એ લોકો નગ્નતાને લજજાસ્પદ માનવા છતાં એક ધાર્મિક વિધિની હેસિયતથી તેમની પૂજાના સમયે અપનાવતા હતાં, અને કેમકે તેઓ પોતાના ધર્મને ખુદા તરફથી મળેલો માનતા હતાં એટલા માટે તેમનો દાવો હતો કે આ વિધિ પણ ખુદાએ નકકી કરેલી છે. આના માટે કુર્આન આ દલીલ કરે છે કે જે કામ નિર્લજ્જતાનાં છે અને જેમને તમે પોતે પણ જાણો અને માનો છો કે તે નિર્લજ્જતા છે, તેમના વિષે તમે આવું કેવી રીતે ધારી લો છો કે ખુદાએ આનો હુકમ આપ્યો હશે. કોઈ પણ નિર્લજ્જ કામનો હુકમ ખુદા તરફથી હરગિજ ન હોઈ શકે અને જો તમારા ધર્મમાં આવો હુકમ જોવા મળતો હોય તો આ વસ્તુ આ વાતની સ્પષ્ટ નિશાની છે કે તમારો ધર્મ ખુદા તરફથી નથી.

(૧૯) આનો અર્થ આ છે કે ખુદાના દીનને તમારી આ બેહુદી વિધિઓ સાથે શું સંબંધ ! તેણે જે દીનનું શિક્ષણ આપ્યું છે તેના પાયાના સિદ્ધાંતો તો આ પ્રમાણે છે :

(૧) માનવી પોતાના જીવનને ન્યાય અને સત્યના પાયા ઉપર કાયમ કરે,

(૨) ઈબાદત – પૂજા વખતે પોતાનું ધ્યાન બરાબર રાખે એટલે કે ખુદા સિવાય બીજા કોઈની બંદગીનો

فَرِيْقًا هَدٰى وَ فَرِيْقًا حَقَّ عَلَيْهِمُ الضَّلٰلَةُ ۭ اِنَّهُمُ اتَّخَذُوا
الشَّيٰطِيْنَ اَوْلِيَآءَ مِنْ دُوْنِ اللّٰهِ وَ يَحْسَبُوْنَ اَنَّهُمْ مُّهْتَدُوْنَ ۝۳۰
يٰبَنِيْٓ اٰدَمَ خُذُوْا زِيْنَتَكُمْ عِنْدَ كُلِّ مَسْجِدٍ وَّ كُلُوْا
وَ اشْرَبُوْا وَ لَا تُسْرِفُوْا ۚ اِنَّهٗ لَا يُحِبُّ الْمُسْرِفِيْنَ ۝۳۱

રુકૂઅ 3

**એક જૂથને તો તેણે સીધો માર્ગ દેખાડી દીધો છે, પરંતુ બીજા જૂથને ગુમરાહી વળગી ગયેલી છે, કારણ કે તેમણે ખુદાની જગ્યાએ શેતાનને તેમનો વાલી બનાવી લીધો છે અને તેઓ માની રહ્યાં છે કે અમે સીધા માર્ગ ઉપર છીએ.**

**હે આદમની સંતાન, દરેક ઈબાદત વખતે તમારી શોભાથી સજ્જ રહો[૨૦] અને ખાઓ અને પીઓ તથા હદથી આગળ ન વધો, અલ્લાહ હદથી વધી જનારાઓને પસંદ નથી કરતો.[૨૧] (રુકૂઅ ૩)**

અંશ સુદ્ધાં તેની ઈબાદતમાં ન હોય, આજ્ઞાપાલન અને ગુલામી તેમજ આજીજી અને વિનમ્રતાનું ધ્યાન સાચા ખુદા સિવાય બીજા કોઈની તરફ જરા પણ ફરવા ન પામે.

(૩) માર્ગદર્શન તથા હિમાયત અને મદદ તેમજ રક્ષણ અને સુરક્ષા માટે ખુદાની પાસે જ દુઆ માગે, પરંતુ શરત આ છે કે એ વસ્તુની દુઆ માગનાર માણસે પહેલાં તેના દીનને ખુદાના માટે ખાસ બનાવી દીધેલું હોય. એવું ન થાય કે જીવનની તમામ વ્યવસ્થા તો કુફ્ર અને શિર્ક તથા ગુનાખોરી અને અન્યોની બંદગી ઉપર ચાલી રહી હોય અને મદદ ખુદા પાસે માગવામાં આવે કે હે ખુદા, આ વિદ્રોહ જે અમે તારી સાથે કરી રહ્યાં છીએ તેમાં અમારી મદદ કર.

(૪) અને આ વાત ઉપર વિશ્વાસ રાખે કે જેવી રીતે આ જગતમાં તે જન્મ્યો છે તેવી જ રીતે એક બીજી દુનિયામાં પણ તેને પેદા કરવામાં આવશે અને તેણે પોતાના કર્મોનો હિસાબ ખુદાને આપવો પડશે.

(૨૦) અહીં શોભાનો અર્થ પૂરો પોશાક છે. ખુદાની ઈબાદતમાં ઊભા રહેવા માટે ફક્ત એટલું જ પૂરતું નથી કે માણસ માત્ર તેના ઢાંકવાના અંગોને ઢાંકી લે, બલકે સાથોસાથ આ પણ જરૂરી છે કે તેની શક્તિ પ્રમાણે તે તેના પૂરો પોશાક પહેરે જેમા ઢાંકવાના અંગો ઢંકાતાં પણ હોય અને શોભા પણ આપતાં હોય. આ હુકમ એ ખોટા વલણનું ખંડન કરવા માટે છે જેની ઉપર જાહિલ લોકો તેમની ઈબાદતોમાં અમલ કરતા આવ્યાં છે અને આજ સુધી કરી રહ્યાં છે. તેઓ માને છે કે નગ્ન અથવા અર્ધનગ્ન થઈને, તથા પોતાના રૂપને વિકૃત બનાવીને ખુદાની ઈબાદત કરવી જોઈએ. આનાથી ઊલટું ખુદા કહે છે કે, તમારી શોભાથી સજ્જ થઈને એવા પહેરવેશમાં ઈબાદત કરવી જોઈએ કે જેમાં નગ્નતા તો શું અસભ્યતાનો અંશ સુદ્ધાં ન હોય.

(૨૧) એટલે કે ખુદાને તમારી ગરીબી, તમારું ભૂખ્યા રહેવું અને સારા ભોજનથી દૂર રહેવું પસંદ નથી કે તેની બંદગી કરવા માટે આ બધું કોઈ પણ કક્ષાએ જરૂરી હોય. બલકે તેની અસલ ખુશી તો આ છે કે તમે તેના

قُلْ مَنْ حَرَّمَ زِيْنَةَ اللّٰهِ الَّتِيْٓ اَخْرَجَ لِعِبَادِهٖ وَالطَّيِّبٰتِ
مِنَ الرِّزْقِ ؕ قُلْ هِيَ لِلَّذِيْنَ اٰمَنُوْا فِي الْحَيٰوةِ الدُّنْيَا
خَالِصَةً يَّوْمَ الْقِيٰمَةِ ؕ كَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ
لِقَوْمٍ يَّعْلَمُوْنَ ﴿٣٢﴾ قُلْ اِنَّمَا حَرَّمَ رَبِّيَ الْفَوَاحِشَ

**હે મુહમ્મદ, આમને કહો કોણે અલ્લાહની એ શોભાને હરામ ઠેરવી દીધી જેને અલ્લાહે તેના બંદાઓ માટે કાઢી હતી અને કોણે અલ્લાહની બખ્શેલી શુદ્ધ વસ્તુઓ પ્રતિબંધિત કરી દીધી[૨૨] ? કહો, આ તમામ વસ્તુઓ દુનિયાના જીવનમાં પણ ઈમાન લાવનારાઓ માટે છે, અને કયામતના દિવસે તો ખાસ તેમના જ માટે હશે.[૨૩] આવી રીતે અમે અમારી વાતો સ્પષ્ટપણે વર્ણવીએ છીએ એ લોકો માટે જે જ્ઞાન ધરાવનારાં છે.**

**હે નબી, આમને કહો કે મારા માલિકે જે વસ્તુઓ હરામ ઠેરવી છે તે તો આ છે : નિર્લજ્જતાના**

એનાયત કરેલાં ઉમદા વસ્ત્રો પહેરો અને પાક રોજી માણો. તેના કાનૂનમાં અસલ ગુન્હો આ છે કે માણસ તેણે નકકી કરેલી હદોનું ઉલ્લંઘન કરે, પછી આ ઉલ્લંઘન હલાલને હરામ કરવા માટે હોય કે હરામને હલાલ કરવાના રૂપમાં હોય.

(૨૨) આનો અર્થ આ છે કે અલ્લાહે તો દુનિયાની તમામ શોભાઓ અને પવિત્ર વસ્તુઓ બંદાઓ માટે જ પેદા કરી છે. એટલા માટે અલ્લાહની ઈચ્છા તો કદાપિ આ હોઈ શકે નહીં કે તેમને બંદાઓ માટે હરામ કરી દે. હવે જો કોઈ ધર્મ અથવા સંપ્રદાય અથવા કોઈ નૈતિક અને સામાજિક વ્યવસ્થા એવી હોય કે જે તેમને હરામ અથવા ઘૃણાસ્પદ અથવા આધ્યાત્મિક પ્રગતિમાં અંતરાયરૂપ ઠરાવે તો તેનું આ કૃત્ય પોતે જ આ વાતનો ખુલ્લો સબૂત છે કે તે ખુદા તરફથી નથી. આ પણ એ દલીલોમાંની એક મહત્ત્વની દલીલ છે જે કુર્આને જૂઠા સંપ્રદાયો અને ધર્મોના ખંડન માટે રજૂ કરી છે, અને તેમને સમજી લેવી કુર્આનની દલીલ કરવાની શૈલીને સમજવા માટે જરૂરી છે.

(૨૩) એટલે કે હકીકતની દૃષ્ટિએ તો ખુદાની સર્જેલી તમામ વસ્તુઓ દુનિયાના જીવનમાં પણ ઈમાનવાળા લોકો માટે જ છે, કેમકે તેઓ જ ખુદાની વફાદાર પ્રજા છે અને વફાદારીના ફળ ઉપર હકક તો માત્ર વફાદારોનો જ છે. પરંતુ દુનિયાની પ્રવર્તમાન વ્યવસ્થા કેમકે અજમાયશ અને મહેતલના નિયમ ઉપર રચવામાં આવી છે એટલા માટે અહીં મોટાભાગે ખુદાની નિયામતો નમકહરામ લોકોમાં પણ વહેંચાતી રહે છે, અને ઘણી વખત નમકહલાલ લોકો કરતાં વધારે તેમને નિયામતો એનાયત કરવામાં આવે છે, અલબત્ત, આખિરતમાં (જયાં તમામ વ્યવસ્થા શુદ્ધ સત્યના પાયા ઉપર હશે) જીવનની શોભાઓ અને પાક રોજી, બધું જ માત્ર નમકહલાલ લોકો માટે અનામત હશે અને એ નમકહરામ લોકો તેમાંથી કંઈ પણ મેળવી નહીં શકે જેમણે તેમના માલિકની આપેલી રોજી ઉપર પોષણ મેળવ્યા પછી પણ તેની જ વિરૂદ્ધ બગાવત કરી.

مَا ظَهَرَ مِنْهَا وَمَا بَطَنَ وَالْاِثْمَ وَالْبَغْيَ بِغَيْرِ الْحَقِّ وَ
اَنْ تُشْرِكُوْا بِاللّٰهِ مَا لَمْ يُنَزِّلْ بِهٖ سُلْطٰنًا وَّ اَنْ تَقُوْلُوْا
عَلَى اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ﴿٣٣﴾ وَلِكُلِّ اُمَّةٍ اَجَلٌ ۚ فَاِذَا جَآءَ
اَجَلُهُمْ لَا يَسْتَاْخِرُوْنَ سَاعَةً وَّلَا يَسْتَقْدِمُوْنَ ﴿٣٤﴾

---

**કૃત્યો — ચાહે જાહેર હોય કે છૂપાં[૨૪] — અને ગુનાહ[૨૫] અને સત્યની વિરુદ્ધ હદથી વધી જવું[૨૬] અને આ કે અલ્લાહની સાથે તમે કોઈને ભાગીદાર બનાવો જેના માટે તેણે કોઈ સનદ ઊતારી નથી અને આ કે અલ્લાહના નામે કોઈ આવી વાત કહો જેના વિષે તમને જાણકારી ન હોય કે હકીકતમાં તે તેણે જ કહેલી છે.**

**દરેક કોમ માટે મહેતલની એક મુદ્દત ઠરાવેલી છે, પછી જ્યારે કોઈ કોમની મુદ્દત પૂરી થઈ જાય છે ત્યારે એક ઘડીભર પણ મોડું કે વહેલું થતું નથી.[૨૭] (અને આ વાત અલ્લાહે સર્જનની શરૂઆતમાં જ સ્પષ્ટપણે કહી દીધી હતી કે)**

---

(૨૪) સમજૂતી માટે જુઓ સૂરઃ અન્આમ, નોંધ ક્રમાંક ૧૨૮ અને ૧૩૧.

(૨૫) આયતમાં اِثْم શબ્દનો ઉપયોગ થયો છે જેનો મૂળ અર્થ ઢીલ છે. اِثْم એ ઊંટણીને કહે છે જે ઝડપથી ચાલી શકતી હોય પરંતુ જાણી જોઈને ધીમી ચાલે. આના ઉપરથી આ શબ્દમાં ગુન્હાનો અર્થ પેદા થયો છે, એટલે કે માનવી દ્વારા તેના માલિકનું આજ્ઞાપાલન કરવાની શક્તિ ધરાવવા છતાં ઢીલ દાખવવી અને તેની પ્રસન્નતાને પહોંચવામાં જાણી જોઈને કસૂર કરવો.

(૨૬) એટલે કે પોતાની હદનું ઉલ્લંઘન કરીને એવી હદોમાં પગ મૂકવો જેની અંદર દાખલ થવાનો માનવીને અધિકાર ન હોય. આ વ્યાખ્યાની રૂએ એ લોકો પણ બાગી ઠરે છે જે બંદગીની હદથી બહાર જઈને ખુદાના રાજયમાં સ્વાયત્ત વલણ અપનાવે છે અને એ લોકો પણ જે ખુદાની ખુદાઈમાં પોતાની મોટાઈના ઢોલ પીટે છે, અને તેઓ પણ જે ખુદાના બંદાઓના હકકો ઉપર તરાપ મારે છે.

(૨૭) મહેતલની મુદ્દત નકકી કરવાનો અર્થ આ નથી કે દરેક કોમ માટે વર્ષ અને મહીના અને દિવસોની દૃષ્ટિએ એક વય નકકી કરવામાં આવતી હોય અને એ વય પૂરી થતાં જ એ કોમને અનિવાર્યપણે નષ્ટ કરી દેવામાં આવતી હોય. બલકે આનો અર્થ આ છે કે દરેક કોમને દુનિયામાં કામ કરવા માટે જે તક આપવામાં આવે છે તેની એક નૈતિક હદ નકકી કરી દેવામાં આવે છે, આ અર્થમાં કે કર્મોમાં ભલાઈ અને બૂરાઈનું ઓછામાં ઓછું કેટલું પ્રમાણ ચલાવી લઈ શકાય છે. જયાં સુધી કોઈ કોમના ખરાબ લક્ષણો તેના સારા લક્ષણોની સરખામણીમાં પ્રમાણની એ અંતિમ હદથી નીચે રહે છે ત્યાં સુધી તેની તમામ બૂરાઈઓ છતાં મહેતલ અપાતી રહે છે અને જયારે તે એ હદ વટાવી જાય ત્યાર પછી એ દુરાચારી અને અપલક્ષણી કોમને વધારાની કોઈ મહેતલ

يٰبَنِيْٓ اٰدَمَ اِمَّا يَاْتِيَنَّكُمْ رُسُلٌ مِّنْكُمْ يَقُصُّوْنَ عَلَيْكُمْ اٰيٰتِيْ ۙ
فَمَنِ اتَّقٰى وَ اَصْلَحَ فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَ لَا هُمْ يَحْزَنُوْنَ ﴿٣٥﴾
وَ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَ اسْتَكْبَرُوْا عَنْهَآ اُولٰٓئِكَ اَصْحٰبُ
النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٣٦﴾ فَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ
كَذِبًا اَوْ كَذَّبَ بِاٰيٰتِهٖ ؕ اُولٰٓئِكَ يَنَالُهُمْ نَصِيْبُهُمْ مِّنَ
الْكِتٰبِ ؕ حَتّٰٓى اِذَا جَآءَتْهُمْ رُسُلُنَا يَتَوَفَّوْنَهُمْ ۙ قَالُوْٓا اَيْنَ

**હે આદમની સંતાન, યાદ રાખો, જો તમારી પાસે ખુદ તમારામાંથી જ એવાં પયગમ્બરો આવે જે તમને મારી આયતો સંભળાવી રહ્યાં હોય, ત્યારે જે કોઈ નાફરમાની કરવાથી બચશે અને પોતાનું વર્તન સુધારી લેશે તેના માટે કોઈ ભય અને દુઃખનો અવકાશ નથી, અને જે લોકો અમારી આયતોને ખોટી ઠેરવશે અને તેની સામે વિદ્રોહ કરશે તેઓ જ દોજખી હશે જ્યાં તેઓ હંમેશાં રહેશે.[૨૮] દેખીતું છે કે તેના કરતાં મોટો જુલમી કોણ હશે જે તદ્દન જૂઠ્ઠી વાતો ઘડી કાઢી અલ્લાહના નામે ચઢાવે અથવા અલ્લાહની સાચી આયતોને ખોટી કહે આવા લોકો તેમના ભાગ્યલેખ અનુસાર તેમનો હિસ્સો મેળવતાં રહેશે,[૨૯] એટલે સુધી કે એ ઘડી આવી જશે જ્યારે અમારા મોકલેલાં ફરિશ્તા તેમના પ્રાણ લેવા માટે પહોંચશે. તે વખતે તેઓ તેમને પૂછશે કે બતાવો, હવે કયાં છે**

આપવામાં આવતી નથી. આ વાતને સમજવા માટે સૂરઃ નૂહની આયતો ૪, ૧૦ અને ૧૨ને નજર સામે રાખો.

(૨૮) આ વાત કુર્આનેમજીદમાં દરેક જગ્યાએ કહેવામાં આવી છે જ્યાં આદમ અ.સ. અને હવ્વા અ.સ.ને જન્નતમાંથી ઊતારી દેવાનો ઉલ્લેખ આવે છે (જુઓ સૂરઃ બકરહ, આયતો ૩૮ અને ૩૯, સૂરઃ તાહા, આયતો ૧૨૩ અને ૧૨૪). એટલા માટે અહીં પણ આને એ જ પ્રસંગ સાથે સંબંધિત માનવામાં આવશે એટલે કે માનવજાતિના જીવનનો આરંભ જ્યારે થઈ રહ્યો હતો તે જ વખતે આ વાત સ્પષ્ટપણે સમજાવી દેવામાં આવી હતી. (જુઓ, સૂરઃ આલેઈમરાન નોંધ ક્રમાંક ૬૯)

(૨૯) એટલે કે દુનિયામાં જેટલાં દિવસ તેમની મહેતલ માટે નકકી થયેલાં છે તેઓ અહીં રહેશે અને જે પ્રકારનું સારું કે ખરાબ જીવન દેખીતી રીતે ગુજારવાનું તેમના ભાગ્યમાં છે, ગુજારી લેશે.

مَا كُنْتُمْ تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ؕ قَالُوْا ضَلُّوْا عَنَّا وَ شَهِدُوْا
عَلٰۤى اَنْفُسِهِمْ اَنَّهُمْ كَانُوْا كٰفِرِيْنَ ﴿٣٧﴾ قَالَ ادْخُلُوْا فِيْۤ اُمَمٍ قَدْ
خَلَتْ مِنْ قَبْلِكُمْ مِّنَ الْجِنِّ وَ الْاِنْسِ فِى النَّارِ ؕ كُلَّمَا
دَخَلَتْ اُمَّةٌ لَّعَنَتْ اُخْتَهَا ؕ حَتّٰۤى اِذَا ادَّارَكُوْا فِيْهَا جَمِيْعًا ۙ
قَالَتْ اُخْرٰىهُمْ لِاُوْلٰىهُمْ رَبَّنَا هٰۤؤُلَاۤءِ اَضَلُّوْنَا فَاٰتِهِمْ عَذَابًا
ضِعْفًا مِّنَ النَّارِ ؕ۬ قَالَ لِكُلٍّ ضِعْفٌ وَّ لٰكِنْ لَّا تَعْلَمُوْنَ ﴿٣٨﴾

**તમારા એ ખુદાઓ જેમને તમે અલ્લાહની જગ્યાએ પોકારતા હતાં ?' તેઓ કહેશે કે, 'બધાં અમને છોડી ગયાં.'' અને તેઓ પોતે પોતાની વિરુદ્ધ સાક્ષી આપશે કે અમે હકીકતમાં સત્યનો ઈનકાર કરનારા હતાં. અલ્લાહ કહશે, જાઓ, તમે પણ એ જ જહન્નમમાં ચાલ્યાં જાઓ જેમાં તમારી પહેલાં થઈ ગયેલાં જિન્નાતો અને મનુષ્યોના જૂથ ગયેલાં છે. દરેક જૂથ જ્યારે જહન્નમમાં દાખલ થશે ત્યારે તેના આગળના જૂથ ઉપર ફિટકાર મોકલતો દાખલ થશે, એટલે સુધી કે જ્યારે સૌ ત્યાં એકત્ર થઈ જશે ત્યારે દરેક પાછળનું જૂથ આગળના જૂથ માટે કહેશે કે માલિક, આ લોકો હતાં જેમણે અમને ભટકાવ્યાં તેથી આમને આગની બમણી સજા આપ. જવાબમાં કહેવામાં આવશે, દરેકને માટે બમણી જ સજા છે પરંતુ તમે જાણતાં નથી[૩૦].**

(૩૦) એટલે કે દરેક સ્થિતિમાં તમારામાંથી દરેક સમુદાય કોઈનો અનુગામી હતો તો કોઈનો પુરોગામી પણ હતો. જો કોઈ સમુદાયના પુરોગામીઓએ તેના માટે આચાર અને વિચારની ગુમરાહીઓનો વારસો પાછળ મૂકયો હતો તો તે પોતે પણ તેના અનુગામીઓ માટે એવો જ વારસો છોડીને દુનિયામાંથી ગયો. જો કોઈ સમુદાયના ગુમરાહ હોવાની થોડી જવાબદારી તેના પુરોગામીઓ ઉપર આવતી હોય તો તેના અનુગામીઓની ગુમરાહીની ગણનાપાત્ર જવાબદારી ખુદ તેની ઉપર પણ આવે છે. એટલા જ માટે કહેવામાં આવ્યું કે દરેકને માટે બમણી સજા છે. એક સજા પોતાના અપરાધોની અને બીજી સજા બીજાના માટે ગુન્હાખોરીનો વારસો મૂકતા જવાની.

હદીસમાં આ જ વિષયની સ્પષ્ટતા આ પ્રમાણે કરવામાં આવી છે. من ابتدع بدعة ضلالة لا يرضاها الله ورسوله كان عليه من الاثم مثل آثام من عمل بها لا ينقص ذالك من اوزارهم شيئا એટલે કે ''જેણે કોઈ નવી ગુમરાહીનો આરંભ કર્યો જે અલ્લાહ અને તેના પયગમ્બરને ત્યાં નાપસંદ હોય તેની ઉપર એ તમામ લોકોના ગુન્હાની જવાબદારી આવશે

જેમણે તેની કાઢેલી રીત ઉપર અમલ કર્યો, એના વિના કે એ અમલ કરનારાઓની પોતાની જવાબદારીમાં કોઈ પણ ઘટાડો થાય.'' બીજી હદીસમાં છે لاتقتل نفس ظلما الاكان على ابن أدم الاول كفل من دمها لانه اول من سن القتل એટલે કે ''દુનિયામાં જે માણસ પણ જુલમી રીતે મારી નાખવામાં આવે છે તેની નાહક હત્યાનો એક ભાગ આદમ અ.સ.ના એ પહેલા પુત્રને પહોંચે છે જેણે તેના ભાઈની હત્યા કરી હતી, કેમકે માનવહત્યાનો માર્ગ સૌથી પહેલાં તેણે જ ખોલ્યો હતો.'' આના ઉપરથી જણાયું કે જે માણસ અથવા જે સમુદાય કોઈ ખોટી માન્યતા અથવા કોઈ ખોટા માર્ગનો પાયો નાખે છે તે માત્ર તેની ભૂલ માટે જ જવાબદાર થતો નથી બલકે દુનિયામાં જેટલાં પણ મનુષ્યો તેનાથી અસર પામે છે એ તમામના ગુન્હાની જવાબદારીનો પણ એક ભાગ તેના ખાતામાં લખાતો રહે છે અને જયાં સુધી તેની ભૂલની અસરો ચાલુ રહે છે ત્યાં સુધી તેના હિસાબમાં તેની નોંધણી થતી રહે છે. બીજું, આના ઉપરથી આ પણ જણાયું કે દરેક માણસ તેના સદાચાર અથવા દુરાચારનો માત્ર તેની જાતની હદ સુધી જ જવાબદાર નથી બલકે એ વાત માટે પણ જવાબ આપવા બંધાયેલો છે કે તેના સદાચાર અથવા દુરાચારની કઈ અસરો બીજા લોકોના જીવન પર પડી.

ઉદાહરણ તરીકે એક વ્યભિચારીની વાત લઈએ. જે લોકોના શિક્ષણ અને કેળવણી દ્વારા, જેમની સંગતની અસર નીચે, જેમના ખોટા ઉદાહરણો જોવાથી, અને જેમના પ્રોત્સાહનો વડે એ માણસની અંદર વ્યભિચારનું લક્ષણ ઉદ્‌ભવ્યું એ બધાં જ તેના વ્યભિચારી બનવામાં ભાગીદાર છે. અને ખુદ એ લોકોએ ઉપર જયાં જયાંથી આ કુદષ્ટિ, ખરાબ દાનત અને દુરાચારનો વારસો મેળવેલો છે ત્યાં સુધી તેની જવાબદારી પહોંચે છે એટલે સુધી કે આ સિલસિલો એ પહેલા માણસ ઉપર જઈને અટકે છે જેણે સૌથી પહેલાં માનવજાતિને જાતીય ઈચ્છા સંતોષવાનો આ ખોટો માર્ગ દેખાડયો. આ એ વ્યભિચારીના હિસાબનો એ હિસ્સો છે જે તેના સમકાલીન અને તેના પુરોગામીઓ સાથે સંબંધ ધરાવે છે. બીજું, તે પોતે પણ તે વ્યભિચાર માટે જવાબદાર છે. તેને પોતાના ખોટા અને ખરાને પારખવાની જે વિવેકબુદ્ધિ તેને આપવામાં આવી હતી, તેની અંદર અંતરાત્માની જે શક્તિ રાખવામાં આવી હતી, તેની અંદર મન ઉપર કાબૂ રાખવાની જે શક્તિ મૂકવામાં આવી હતી, તેને સદાચારી લોકો પાસેથી ભલાઈ અને બૂરાઈનું જે જ્ઞાન પહોંચ્યું હતું, તેની સામે સદાચારી લોકોના જે ઉદાહરણો રહેલાં હતાં, તેને જાતીય કૂકર્મના ખરાબ પરિણામોની જે જાણકારી હતી, એમાંથી કોઈ પણ વસ્તુનો તેણે લાભ ન લીધો અને પોતાની જાતને મનની એ આંધળી ઈચ્છાને હવાલે કરી દીધી જે માત્ર તેની તૃપ્તિ ચાહતી હતી, ભલે પછી એ ગમે તે રીતે હોય. આ તેના હિસાબનો એ હિસ્સો છે જે તેની પોતાની જાત સાથે સંબંધ ધરાવે છે. બીજું, આ માણસે એ બૂરું કામ કે જે તેણે આચર્યું અને જેને તે પોતાના પ્રયત્નો વડે પોષતો રહ્યો, બીજા લોકોમાં ફેલાવવાનું શરૂ કરે છે. કોઈ ગુપ્તરોગનો ચેપ કયાંકથી લગાવીને આવે છે અને તેને તેના વંશમાં અને કોણ જાણે કેટકેટલાં વંશોમાં ફેલાવીને કોણ જાણે કેટલાય જીવનોને ખરાબ કરી નાખે છે. કોઈ જગ્યાએ તેનું વીર્ય છોડીને આવે છે અને જે બાળકના ભરણપોષણનો ભાર તેણે ઉપાડવો જોઈતો હતો તેને બીજા કોઈની કમાણીનો ગેરકાકાનૂની ભાગીદાર, તેના બાળકોના હક્કોમાં બળજબરીપૂર્વકનો ભાગીદાર, તેના વારસામાં નાહકનો હકકદાર બનાવી દે છે અને આ હકક ઝૂંટવી લેવાનો સિલસિલો ન જાણે કેટલીય પેઢીઓ સુધી ચાલતો રહે છે. કોઈ કિશોરીને ફોસલાવીને અનૈતિકતાના માર્ગ ઉપર ચઢાવે છે અને તેની અંદર એ ખરાબ ગુણો ઉત્પન્ન કરી દે છે જે તેના ઉપરથી પ્રતિબિંબિત થઈને કોણ જાણે કેટલાય કુટુંબો અને કેટલીય પેઢીઓ સુધી પહોંચે છે અને કેટલાય ઘરોને ખરાબ કરી નાખે છે. તેની સંતાન, તેના સગાવહાલાં, તેના મિત્રો અને તેના સમાજના બીજા લોકોની સામે તેની

નૈતિકતાનું એક ખરાબ ઉદાહરણ પ્રસ્તુત કરે છે અને કોણ જાણે કેટલાય માણસોના ચાલચલનને ખરાબ કરવાનું કારણ બની જાય છે જેની અસરો પાછળની પેઢીઓમાં લાંબાગાળા સુધી ચાલુ રહે છે. આ સમગ્ર બગાડ જે આ માણસે સમાજમાં પેદા કર્યો, તેના માટે ન્યાયનો તકાદો છે કે આ પણ તેના હિસાબમાં લખવામાં આવે અને ત્યાં સુધી લખાતો રહે જયાં સુધી તેણે ફેલાવેલી ખરાબીઓનો સિલસિલો દુનિયામાં ચાલુ રહે.

આની જ ઉપર સદાચારનું પણ અનુમાન કરી લેવું જોઈએ. જે નેક વારસો આપણા પુરોગામીઓ પાસેથી આપણને મળ્યો છે તેનો બદલો એ તમામ લોકોને પહોંચવો જોઈએ જે જયારથી મનુષ્યનો જન્મ થયો ત્યારથી આપણા જમાના સુધી તેને તબદીલ કરવામાં ભાગ ભજવતા રહ્યાં છે. આ ઉપરાંત, આ વારસાને પ્રાપ્ત કરીને તેને જાળવવામાં અને વિકસાવવામાં જે સેવા આપણે બજાવીશું તેનો બદલો આપણને પણ મળવો જોઈએ. બીજું, પોતાના સદપ્રયાસોની જે અસરો અને નિશાનીઓ આપણે દુનિયામાં મૂકતાં જઈશું એ પણ આપણી ભલાઈઓના ખાતામાં ત્યાં સુધી સતત નોંધાતી રહેવી જોઈએ જયાં સુધી આ નિશાનીઓ બાકી રહે અને તેમની અસરોનો સિલસિલો માનવજાતમાં ચાલુ રહે અને તેમના ફાયદાનો લાભ બધાં જ માણસો મેળવતાં રહે.

બદલો આપવાનું આ સ્વરૂપ જે કુર્આન રજૂ કરી રહ્યું છે તેને દરેક બુદ્ધિશાળી માણસ સ્વીકારશે કે સાચો અને સંપૂર્ણ ન્યાય જો થઈ શકે તેમ હોય તો આવી જ રીતે શકય છે. આ હકીકતને જો યોગ્ય રીતે સમજી લેવામાં આવે તો આનાથી એ લોકોની ગેરસમજો પણ દૂર થઈ શકશે જેમણે બદલા માટે આ જ દુનિયાના વર્તમાન જીવનને પૂરતો માની લીધો છે, અને એ લોકોની ગેરસમજો પણ કે જે આ ખ્યાલ ધરાવે છે કે માનવીને તેના કર્મોનો પૂરેપૂરો બદલો એક યોનિમાંથી બીજી યોનિમાં તબદીલીના રૂપમાં મળી શકે છે. હકીકતમાં આ બન્ને વર્ગોએ ન તો માનવીના કર્મો અને તેની અસરો અને પરિણામોની વિશાળતાને સમજી છે, ન તો ન્યાયપૂર્ણ બદલા અને તેના તકાદાઓને. કોઈ પણ માણસ આજે તેના ૫૦-૬૦ વર્ષના જીવનમાં જે સારા કે ખરાબ કર્મ કરે છે તેની જવાબદારીમાં કોણ જાણે અગાઉની કેટલીય પેઢીઓ સામેલ છે જે પહેલાં થઈ ગઈ છે અને આજે એ શકય નથી કે તેમને તેમનો બદલો અથવા સજા પહોંચી શકે. બીજું, એ માણસના આ સારા અથવા ખરાબ કર્મો કે જે તે આજે કરી રહ્યો છે તે તેના મૃત્યુની સાથે સમાપ્ત નહીં થઈ જાય બલકે તેની અસરોનો સિલસિલો આગામી સેંકડો વર્ષ સુધી ચાલતો રહેશે. હજારો- લાખો, બલકે કરોડો માનવીઓ સુધી ફેલાશે અને તેના હિસાબનું ખાતું ત્યાં સુધી ખુલ્લું રહેશે જયાં સુધી એ અસરો ચાલુ રહેશે અને ફેલાતી રહેશે. તો આ કેવી રીતે શકય છે કે આજે આ જ દુનિયાના જીવનમાં એ માણસને તેની કમાણીનો પૂરેપૂરો બદલો મળી જાય જો કે હજુ તેની કમાણીની અસરોનો એક લાખમો ભાગ પણ જાહેર થયો નથી. બીજું, આ દુનિયાનું મર્યાદિત જીવન તેમજ તેની મર્યાદિત શકયતાઓ એટલી ગુંજાશ ધરાવતાં જ નથી કે અહીં કોઈને પણ તેની કમાણીનો પૂરેપૂરો બદલો મળી શકે. તમે કોઈ એવા માણસના અપરાધની કલ્પના કરો જે દા.ત. દુનિયામાં એક વિશ્વયુદ્ધ ભડકાવે છે અને તેના આ કૃત્યના અસંખ્ય ખરાબ પરિણામો હજારો વર્ષ સુધી અબજો માણસોમાં ફેલાય છે. શું કોઈ મોટામાં મોટી શારીરિક, નૈતિક, આત્મિક અથવા ભૌતિક સજા પણ કે જે આ દુનિયામાં આપી શકાય તેવી હોય, જે તેના આ અપરાધની પૂરેપૂરી ન્યાયપૂર્ણ સજા હોઈ શકે ? આવી જ રીતે શું દુનિયાનું કોઈ પણ મોટામાં મોટું ઇનામ, કે જેની તમે કલ્પના કરી શકો, કોઈ એવા માણસ માટે પૂરતો હોઈ શકે છે જે જિંદગીભર માનવજાતની ભલાઈ માટે કામ કરતો રહ્યો હોય અને હજારો વર્ષ સુધી અસંખ્ય મનુષ્યો તેની મહેનતના ફળોનો લાભ ઉઠાવતા રહ્યાં હોય. કર્મ અને બદલાની સમસ્યાના પ્રશ્નને આ દૃષ્ટિએ જે માણસ જોશે તેને ખાતરી થઈ જશે કે બદલા માટે એક બીજી જ દુનિયાની જરૂર છે જયાં તમામ આગળ

وَقَالَتْ أُولَىٰهُمْ لِأُخْرَىٰهُمْ فَمَا كَانَ لَكُمْ عَلَيْنَا مِنْ فَضْلٍ فَذُوقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْسِبُونَ ۝٣٩




**અને પહેલું જૂથ બીજા જૂથને કહેશે કે (જો અમે દોષપાત્ર હતાં) તો તમને જ અમારી ઉપર કઈ શ્રેષ્ઠતા પ્રાપ્ત હતી, હવે તમારી કમાણીના પરિણામરૂપે સજાનો સ્વાદ ચાખો.**[૩૧] (રુકૂઅ ૪)

અને પાછળની પેઢીઓ ભેગી થયેલી હોય, તમામ મનુષ્યોના ખાતાં બંધ થઈ ગયાં હોય, હિસાબ કરવા માટે એક જાણકાર અને માહિતગાર ખુદા ન્યાયના આસન ઉપર બેઠો હોય, અને કર્મોનો પૂરો બદલો મેળવવા માટે માણસ પાસે અમર્યાદિત જીવન અને તેની આસપાસ બદલા અને સજાની અમર્યાદિત શકયતાઓ રહેલી હોય.

પછી, આ જ પાસાં ઉપર વિચાર કરવાથી એ લોકો કે જે એક યોનિમાંથી બીજી યોનિમાં તબદીલ થવામાં માને છે, તેમની એક બીજી પાયાની ભૂલનું પણ નિવારણ થઈ શકે છે જેમાં પડીને તેમણે આવાગમનનું ચક્ર ઘડી કાઢ્યું છે. તેઓ આ હકીકતને સમજયા નથી કે માત્ર એક જ ૫૦ વર્ષના ટૂંકા જીવનના કર્મોનું ફળ પામવા માટે તેનાથી હજારગણું વધારે લાંબું જીવન જોઈએ, એ તો શકય જ નથી કે આ ૫૦ વર્ષના જીવનના સમાપનની સાથે જ આપણું એક બીજું અને પછી ત્રીજું જવાબદારીભર્યું જીવન આ દુનિયામાં શરૂ થઈ જાય અને એ જીવનોમાં પણ આપણે વધારામાં એવા કામ કરતાં જઈએ જેનું ખરાબ અથવા સારૂં ફળ આપણને મળવું જોઈએ. આવી રીતે તો હિસાબની પતાવટને બદલે તે વધારેને વધારે લંબાતો જશે અને તેના પૂરા થવાનો સમય કયારેય પણ આવી શકશે નહીં.

(૩૧) દોજખી લોકોનો આ અંદરોઅંદરના ઝઘડાનો કુર્આનેમજીદમાં ઘણી જગ્યાએ વર્ણવવામાં આવ્યો છે. દા.ત. સૂરઃ સબાની ૩૧ થી ૩૩મી આયતોમાં કહેવામાં આવ્યું છે કે "કદાચ તમે જોઈ શકો એ પ્રસંગને કે જયારે આ જુલમીઓ તેમના માલિકની સમક્ષ ઊભાં હશે અને એકબીજા માટે વાતો બનાવી રહ્યાં હશે. જે લોકોને દુનિયામાં નબળાં બનાવીને રાખવામાં આવ્યા હતાં તે એ લોકોને કે જે મોટા બનીને રહ્યા હતાં, કહેશે કે જો તમે ન હોત તો અમે મોમિન હોત. એ મોટા બનનારા લોકો આ નબળા બનાવેલા લોકોને જવાબ આપશે કે, શું અમે તમને માર્ગદર્શન અપનાવવાથી રોકી દીધા હતાં જયારે તે તમારી પાસે આવ્યું હતું ? ના, બલકે તમે પોતે અપરાધી હતાં." આનો અર્થ આ છે કે તમે પોતે જ કયાં માર્ગદર્શન ઇચ્છતા હતાં ? જો અમે તમને દુનિયાની લાલચ આપીને અમારા ગુલામ બનાવ્યાં ત્યારે તમે લાલચી હતાં એટલે જ અમારી જાળમાં ફસાયાં. જો અમે તમને ખરીદયાં તો તમે પોતે જ વેચાવા માટે તૈયાર હતાં ત્યારે જ તો અમે તમને ખરીદી શક્યાં. જો અમે તમને ભૌતિકવાદ, દુનિયાપરસ્તી અને જાતિવાદ અને આવી જ બીજી ગુમરાહીઓ તથા દુરાચારોમાં નાખ્યાં ત્યારે તમે પોતે ખુદાથી લાપરવા અને દુનિયાના પૂજારી હતાં ત્યારે જ તો તમે ખુદાના આજ્ઞાપાલન તરફ બોલાવનારા લોકોને છોડીને અમારા પોકારનો સ્વીકાર કર્યો. જો અમે તમને ધાર્મિક પ્રકારના ફરેબ આપ્યાં ત્યારે એ વસ્તુઓની માગ તો તમારી અંદર રહેલી જ હતી જેમને અમે રજૂ કરતા હતાં અને તમે દોડી દોડીને લેતા હતાં. તમે ખુદાની જગ્યાએ એવાં જરૂરિયાતો પૂરી કરનારા માગતા હતાં જે તમારી પાસેથી કોઈ પણ પ્રકારના નૈતિક કાનૂનના પાલનની માગણી ન કરે અને માત્ર તમારા કામો પાર પાડતાં રહે. અમે એવા જરૂરિયાતો પૂરી કરનારાં તમને ઘડીને આપી દીધાં. તમને

إِنَّ الَّذِينَ كَذَّبُوا بِآيَاتِنَا وَاسْتَكْبَرُوا عَنْهَا لَا تُفَتَّحُ لَهُمْ
أَبْوَابُ السَّمَاءِ وَلَا يَدْخُلُونَ الْجَنَّةَ حَتَّىٰ يَلِجَ الْجَمَلُ فِي
سَمِّ الْخِيَاطِ ۚ وَكَذَٰلِكَ نَجْزِي الْمُجْرِمِينَ ﴿٤٠﴾ لَهُم مِّن جَهَنَّمَ
مِهَادٌ وَمِن فَوْقِهِمْ غَوَاشٍ ۚ وَكَذَٰلِكَ نَجْزِي الظَّالِمِينَ ﴿٤١﴾
وَالَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ لَا نُكَلِّفُ نَفْسًا إِلَّا وُسْعَهَا
أُولَٰئِكَ أَصْحَابُ الْجَنَّةِ ۖ هُمْ فِيهَا خَالِدُونَ ﴿٤٢﴾ وَنَزَعْنَا
مَا فِي صُدُورِهِم مِّنْ غِلٍّ تَجْرِي مِن تَحْتِهِمُ الْأَنْهَارُ ۖ

---

**નિઃશંક, જે લોકોએ અમારી આયતોને ખોટી ઠેરવી છે અને તેમની સામે વિદ્રોહ કર્યો છે તેમના માટે આકાશના દરવાજા કદાપિ ખોલવામાં આવશે નહીં. તેમનું જન્નતમાં જવું એટલું જ અશકય છે જેટલું સોયના નાકામાંથી ઊંટનું પસાર થવું. ગુનેગારોને અમારે ત્યાં આવો જ બદલો મળે છે. તેમના માટે તો જહન્નમની પથારી હશે અને જહન્નમનું જ ઓઢણું. આ છે એ બદલો જે અમે જુલમીઓને આપતા હોઈએ છીએ. આનાથી ઊલટું, જે લોકોએ અમારી આયતોને માની લીધી છે અને સારાં કર્મ કર્યાં છે —— અને આ બાબતમાં અમે દરેકને તેના સામર્થ્ય જેટલો જ જવાબદાર ઠેરવીએ છીએ —— તે જન્નતવાસીઓ છે જ્યાં તેઓ હંમેશાં રહેશે. તેમના દિલોમાં એકબીજાની વિરૂદ્ધ જે કંઈ દ્વેષ હશે તેને અમે કાઢી નાખીશું.[૩૨] તેમની નીચે નદીઓ વહેતી હશે,**

---

એવા ભલામણકર્તાઓ જોઈતા હતાં કે તમે ખુદાથી બેપરવા બનીને દુનિયાના લાલચુ બનેલાં રહો અને તમને ક્ષમા અપાવવાની જવાબદારી તેઓ માથે લઈ લે. અમે એવાં ભલામણકર્તાઓ બનાવીને તમને પૂરા પાડી દીધાં. તમે ઈચ્છતા હતાં કે શુષ્ક અને ફિક્કા ધાર્મિક જીવન, સંયમ, બલિદાન અને સખત પરિશ્રમને બદલે મોક્ષનો બીજો કોઈ માર્ગ દેખાડવામાં આવે જેમાં મન માટે લિજ્જતો જ લિજ્જતો હોય અને ઈચ્છાઓ ઉપર કોઈ અંકુશ ન હોય. અમે આવાં આકર્ષક ધર્મો તમારા માટે બનાવી કાઢયાં. આમ, જવાબદારી એકલા અમારી ઉપર જ નથી બલકે તમે પણ સરખા જવાબદાર છો. જો અમે ગુમરાહી પૂરી પાડનાર હતાં તો તમે તેના ખરીદનાર હતાં.

(૩૨) એટલે કે દુનિયાના જીવનમાં આ સદાચારી લોકો વચ્ચે જો કોઈ ઝઘડાં, કડવાશો અને એકબીજા

وَقَالُوا الْحَمْدُ لِلّٰهِ الَّذِيْ هَدٰىنَا لِهٰذَا ۗ وَمَا كُنَّا لِنَهْتَدِيَ
لَوْلَآ اَنْ هَدٰىنَا اللّٰهُ ۚ لَقَدْ جَآءَتْ رُسُلُ رَبِّنَا بِالْحَقِّ ۗ وَنُوْدُوْٓا
اَنْ تِلْكُمُ الْجَنَّةُ اُوْرِثْتُمُوْهَا بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٤٣﴾

الثلثة

**અને તેઓ કહેશે કે ''પ્રશંસા અલ્લાહ જ માટે છે જેણે અમને આ માર્ગ દેખાડયો, અમે જાતે માર્ગ પામી શકીએ તેમ ન હતાં જો અલ્લાહ અમારું માર્ગદર્શન ન કરત, અમારા માલિકે મોકલેલાં પયગમ્બરો હકીકતમાં સત્ય જ લઈને આવ્યા હતાં.'' એ વખતે અવાજ આવશે કે, ''આ જન્નત કે જેના તમે વારસદાર બનાવવામાં આવ્યાં છો તમને એ કર્મોના બદલામાં મળી છે જે તમે કરતા રહ્યા હતાં''.**[૩૩]

માટે ગેરસમજો રહી હોય તો આખિરતમાં એ તમામને દૂર કરી દેવામાં આવશે. તેમનાં હૃદયો એકબીજા માટે સાફ થઈ જશે. તેઓ નિખાસલ મિત્રોની હેસિયતથી જન્નતમાં દાખલ થશે. એમાંથી કોઈને એ જોઈને તકલીફ નહીં થાય કે ફલાણો માણસ જે મારો વિરોધી હતો, અને ફલાણો માણસ જેણે મારી સાથે લડાઈ કરી હતી, અને ફલાણો માણસ જેણે મારી આલોચના કરી હતી આજે તે પણ આ મિજબાનીમાં મારી સાથે સામેલ છે. આ જ આયતને પઢીને હઝરત અલી રદિ.એ કહ્યું હતું કે મને આશા છે કે અલ્લાહ મારી અને ઉસ્માન રદિ. અને તલ્હા રદિ. અને ઝુબૈર રદિ. વચ્ચે પણ સુલેહસફાઈ કરાવી દેશે.

આ આયતને જો આપણે વધારે વિશાળ દૃષ્ટિથી જોઈએ તો એવું તારણ કાઢી શકીએ કે સદાચારી માણસોની ઉપર આ દુનિયાના જીવનમાં જે ડાઘ લાગી જાય છે, અલ્લાહતઆલા એ ડાઘ સાથે તેમને સ્વર્ગમાં નહીં લઈ જાય બલકે ત્યાં દાખલ કરતા પહેલાં પોતાની કૃપા વડે તેમને તદ્દન પાકસાફ કરી દેશે અને તેઓ નિષ્કલંક જીવન લઈને ત્યાં જશે.

(૩૩) આ એક ખૂબ જ નાજુક મામલો છે જે ત્યાં સામે આવશે. જન્નતના લોકો એ વાત માટે ફુલાશે નહીં કે અમે કામ જ એવા કર્યાં હતાં કે જેના માટે અમને જન્નત મળવી જોઈતી હતી બલકે તેઓ ખુદાની પ્રશંસા અને આભારદર્શનના ગાન ગાશે અને કહેશે કે આ બધું જ અમારા માલિકની કૃપા છે નહીં તો અમે શાને લાયક હતાં? બીજી તરફ અલ્લાહતઆલા તેમની ઉપર તેનો અહેસાન જતાવશે નહીં, બલકે જવાબમાં કહેશે કે તમે આ દરજજો તમારી સેવાઓના બદલામાં પામ્યાં છે, આ તમારી મહેનતની કમાણી છે જે તમને ચુકવવામાં આવી રહી છે, આ ભીખના ટૂકડાં નથી બલકે મહેનતનું વળતર છે, તમારા કામની મજૂરી છે, અને એ ઇજ્જતની રોજી છે જેનો હકક તમે તમારા બાહુબળે તમારા માટે મેળવ્યો છે. બીજું, આ વિષય આવી વર્ણનશૈલીના કારણે વધારે નાજુક બની જાય છે કે અલ્લાહતઆલા તેના જવાબનો ઉલ્લેખ એવી ચોખવટ સાથે નથી કરતો કે અમે આમ કહીશું બલકે અત્યંત મહેરબાનીપૂર્વક કહે છે કે જવાબમાં આ અવાજ આવશે.

હકીકતમાં આ જ મામલો દુનિયામાં પણ ખુદા અને તેના સદાચારી બંદાઓ વચ્ચે છે. જુલમી લોકોને જે નિયામતો દુનિયામાં મળે છે તેઓ તેની ઉપર ગર્વ કરે છે, કહે છે કે આ અમારી આવડત અને પરિશ્રમનું

وَ نَادٰٓی اَصۡحٰبُ الۡجَنَّۃِ اَصۡحٰبَ النَّارِ اَنۡ قَدۡ وَجَدۡنَا مَا
وَعَدَنَا رَبُّنَا حَقًّا فَهَلۡ وَجَدۡتُّمۡ مَّا وَعَدَ رَبُّكُمۡ حَقًّا ؕ قَالُوۡا
نَعَمۡ ۚ فَاَذَّنَ مُؤَذِّنٌۢ بَيۡنَهُمۡ اَنۡ لَّعۡنَةُ اللّٰهِ عَلَى الظّٰلِمِيۡنَ ﴿۴۴﴾ۙ
الَّذِيۡنَ يَصُدُّوۡنَ عَنۡ سَبِيۡلِ اللّٰهِ وَ يَبۡغُوۡنَهَا عِوَجًا ۚ وَ هُمۡ
بِالۡاٰخِرَةِ كٰفِرُوۡنَ ﴿۴۵﴾ وَ بَيۡنَهُمَا حِجَابٌ ۚ وَعَلَى الۡاَعۡرَافِ رِجَالٌ
يَّعۡرِفُوۡنَ كُلًّاۢ بِسِيۡمٰهُمۡ ۚ وَ نَادَوۡا اَصۡحٰبَ الۡجَنَّةِ اَنۡ سَلٰمٌ

---

**પછી આ જન્નતના લોકો દોજખના લોકોને પોકારીને કહેશે, ''અમે એ તમામ વાયદાઓને સાચા જોયાં જે અમારા માલિકે અમારી સાથે કર્યાં હતાં, શું તમે પણ એ વાયદાઓને સાચા જોયાં જે તમારા માલિકે કર્યાં હતાં ?'' તેઓ જવાબ આપશે ''હા''. ત્યારે એક પોરકારનાર તેમની વચ્ચે પોકારશે કે ''ખુદાની ફિટકાર એ જુલમીઓ ઉપર જે અલ્લાહના માર્ગેથી લોકોને રોકતા અને તેને વક્ર બનાવવા માગતા હતાં અને આખિરતનો ઈનકાર કરનારા હતાં.''**

**આ બન્ને જૂથોની વચ્ચે એક આડ આવેલી હશે જેની ઊંચાઈઓ (આ'રાફ) ઉપર બીજા કેટલાક લોકો હશે. તેઓ દરેકને તેના દેખાવ ઉપરથી ઓળખશે અને જન્નતવાસીઓને પોકારીને કહેશે**

---

પરિણામ છે, અને આ જ કારણસર તેઓ દરેક નિયામત મળતાં વધારેને વધારે ઘમંડી અને બગાડ ફેલાવનારા બનતાં જાય છે. આનાથી ઊલટું, સદાચારી લોકોને જે પણ નિયામત મળે છે, તેઓ તેને ખુદાની કૃપા માને છે, આભાર વ્યકત કરે છે, જેટલા નવાજવામાં આવે છે તેટલા જ વધારે વિનમ્ર, દયાળુ અને સ્નેહાળ અને ઉદાર થતાં જાય છે. બીજું, આખિરત વિષે પણ તેઓ પોતાના સારા કર્મો માટે ઘમંડ કરતાં નથી કે અમને તો ચોકકસ માફી જ આપી દેવામાં આવશે બલકે પોતાની ભૂલો બદલ ક્ષમા યાચના કરે છે, તેમના કર્મોના બદલે ખુદાની દયા અને કૃપા સાથે અપેક્ષાઓને સાંકળે છે અને હંમેશાં ડરતાં રહે છે કે કયાંક અમારા હિસાબમાં લેવાને બદલે કંઈ આપવાનું નીકળી ન આવે. બુખારી અને મુસ્લિમ બન્નેમાં આ અંગેની રિવાયત નોંધાયેલી છે કે નબી સ.અ.વ.એ કહ્યું اعلموا ان احد کم لن يدخله عمله الجنة ''બરાબર જાણી લો કે તમે માત્ર તમારા કર્મોના જોરે જન્નતમાં પહોંચી નહીં જાઓ. લોકોએ કહ્યું, હે અલ્લાહના રસૂલ, શું આપ પણ ? કહ્યું, હા, હું પણ, الا ان يتغمدنی الله برحمة منه وفضل ''સિવાય કે અલ્લાહ મને તેની કૃપા અને તેની દયા વડે ઢાંકી લે.''

عَلَيْكُمْ ۟ قف لَمْ يَدْخُلُوْهَا وَهُمْ يَطْمَعُوْنَ ۝٤٦ وَاِذَا صُرِفَتْ
اَبْصَارُهُمْ تِلْقَآءَ اَصْحٰبِ النَّارِ ۙ قَالُوْا رَبَّنَا لَا تَجْعَلْنَا مَعَ
الْقَوْمِ الظّٰلِمِيْنَ ۝٤٧ ع وَنَادٰۤى اَصْحٰبُ الْاَعْرَافِ رِجَالًا
يَّعْرِفُوْنَهُمْ بِسِيْمٰهُمْ قَالُوْا مَاۤ اَغْنٰى عَنْكُمْ جَمْعُكُمْ وَمَا
كُنْتُمْ تَسْتَكْبِرُوْنَ ۝٤٨ اَهٰۤؤُلَآءِ الَّذِيْنَ اَقْسَمْتُمْ لَا يَنَالُهُمُ
اللّٰهُ بِرَحْمَةٍ ؕ اُدْخُلُوا الْجَنَّةَ لَا خَوْفٌ عَلَيْكُمْ وَلَاۤ اَنْتُمْ
تَحْزَنُوْنَ ۝٤٩ وَنَادٰۤى اَصْحٰبُ النَّارِ اَصْحٰبَ الْجَنَّةِ اَنْ اَفِيْضُوْا
عَلَيْنَا مِنَ الْمَآءِ اَوْ مِمَّا رَزَقَكُمُ اللّٰهُ ؕ قَالُوْۤا اِنَّ اللّٰهَ حَرَّمَهُمَا




''સલામતી થાય તમારી ઉપર''. આ લોકો જન્નતમાં દાખલ તો નથી થયાં પરંતુ તેના ઇચ્છુક હશે[૩૪] અને જ્યારે તેમની નજરો દોજખીઓ તરફ ફરશે ત્યારે કહેશે, ''હે માલિક, અમને આ જુલમી લોકોમાં સામેલ ન કરજે. (રુકૂઅ ૫) પછી આ આ'રાફના લોકો દોજખની કેટલીક મોટી મોટી હસ્તીઓને તેમની નિશાનીઓ વડે ઓળખીને પોકારશે કે, ''જોઈ લીધું તમે, આજે ન તો તમારા જૂથો તમારા કોઈ કામમાં આવ્યાં અને ન તો એ સાધનસામગ્રી જેને તમે મોટી વસ્તુ માનતા હતાં. અને શું આ જન્નતવાસીઓ એ જ લોકો નથી જેમના વિષે તમે સોગંદો ખાઈ ખાઈને કહેતા હતાં કે આમને તો અલ્લાહ તેની કૃપામાંથી કંઈ પણ નહીં આપે ? આજે આમને જ કહેવામાં આવ્યું કે દાખલ થઈ જાઓ જન્નતમાં, તમારા માટે ન તો ભય છે ન તો દુઃખ.''

અને દોજખના લોકો જન્નતવાસીઓને પોકારીને કહેશે કે થોડુંક પાણી અમારી ઉપર નાખી દો અથવા જે રિજક અલ્લાહે તમને આપ્યું છે તેમાંથી જ થોડુંક ફેંકી દો. તેઓ જવાબ આપશે કે ''અલ્લાહે આ બન્ને વસ્તુઓ એ સત્યના ઈનકાર કરનારાઓ માટે હરામ

(૩૪) એટલે કે આ આ'રાફવાળા એ લોકો હશે જેમનાં જીવનનું હકારાત્મક પાસું ન તો એટલું મજબૂત હશે કે જન્નતમાં દાખલ થઈ શકે, ન તો નકારાત્મક પાસું જ એટલું ખરાબ હશે કે દોજખમાં નાખી દેવામાં આવે. એટલા માટે તેઓ જન્નત અને દોજખ વચ્ચે એક સરહદ ઉપર રહેશે.

عَلَى الْكٰفِرِيْنَ ۙ﴿۵۰﴾ الَّذِيْنَ اتَّخَذُوْا دِيْنَهُمْ لَهْوًا وَّ لَعِبًا وَّ غَرَّتْهُمُ
الْحَيٰوةُ الدُّنْيَا ۚ فَالْيَوْمَ نَنْسٰهُمْ كَمَا نَسُوْا لِقَآءَ يَوْمِهِمْ هٰذَا ۙ
وَ مَا كَانُوْا بِاٰيٰتِنَا يَجْحَدُوْنَ ﴿۵۱﴾ وَ لَقَدْ جِئْنٰهُمْ بِكِتٰبٍ فَصَّلْنٰهُ
عَلٰى عِلْمٍ هُدًى وَّ رَحْمَةً لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿۵۲﴾ هَلْ يَنْظُرُوْنَ

**કરી દીધી છે જેમણે તેમના દીનને ખેલ અને તમાશો બનાવી લીધો હતો અને જેમને દુનિયાના જીવને ફરેબમાં નાખી રાખેલા હતાં. અલ્લાહ કહે છે કે આજે અમે પણ તેમને એવી જ રીતે ભૂલાવી દઈશું જેવી રીતે તેઓ આ દિવસની મુલકાતને ભૂલેલા રહ્યાં અને અમારી આયતોનો ઈનકાર કરતા રહ્યાં’’.[૩૫]**

**અમે આ લોકો પાસે એક એવો ગ્રંથ લઈ આવ્યાં છીએ જેને અમે જ્ઞાનના આધારે ખુલાસાવાર બનાવ્યો છે[૩૬] અને જે ઈમાન લાવનારાઓ માટે માર્ગદર્શન અને કૃપા છે.[૩૭] હવે શું આ લોકો આના સિવાય કોઈ બીજી વાતની રાહ જોઈ રહ્યાં છે કે તે**

(૩૫) જન્નતવાળા અને દોજખવાળા તથા આ’રાફવાળા વચ્ચેની આ વાતચીત ઉપરથી અમુક હદે એટલું અનુમાન કરી શકાય કે આખિરતની દુનિયામાં માનવીની શક્તિઓનું પ્રમાણ કેટલું બધું વિશાળ થઈ જશે. ત્યાં આંખોની દ્દષ્ટિશક્તિ એટલા મોટા પ્રમાણમાં હશે કે જન્નત અને દોજખ તથા આ’રાફ ઉપર ઊભેલાં લોકો જયારે ઇચ્છે ત્યારે એકબીજાને જોઈ શકશે. ત્યાં ધ્વનિ અને શ્રવણ પણ એટલા મોટા પ્રમાણમાં હશે કે આ અલગ અલગ દુનિયાઓના લોકો એકબીજા સાથે સહેલાઈપૂર્વક વાતચીત કરી શકશે. આ તથા આવા જ બીજાં કથનો જે આખિરતની દુનિયા વિષે આપણને કુર્આનમાં જોવા મળે છે આ વાતનો ખ્યાલ આપવા માટે પૂરતાં છે કે ત્યાં જીવનના નિયમો આપણી હાલની દુનિયાના ભૌતિક નિયમો કરતાં તદ્દન ભિન્ન હશે, જો કે આપણા વ્યક્તિત્વો એ જ રહેશે જે અહીં છે. જે લોકોનાં મગજ આ ભૌતિક જગતની સીમાઓમાં એટલી હદે કેદ છે કે વર્તમાન જીવન અને તેના ટૂંકા માપદંડો કરતાં વધારે વિશાળ કોઈ વસ્તુની કલ્પના તેમની અંદર સમાઈ શકતી નથી તેઓ કુર્આન અને હદીસના આ કથનોને ભારે આશ્ચર્યની દ્દષ્ટિથી જુએ છે અને ઘણી વખત તેમની ઠેકડી ઊડાવીને તેમની ટૂંકી બુદ્ધિનો વધુ પુરાવો પણ આપવા માંડે છે. પરંતુ હકીકત આ છે કે આ બિચારાઓનું મગજ જેટલું સંકુચિત છે જીવનની શકયતાઓ એટલી સંકુચિત નથી.

(૩૬) એટલે કે આમાં વિગતવાર રીતે જણાવી દેવામાં આવ્યું છે કે હકીકત શું છે અને માનવી માટે દુનિયાના જીવનમાં કયો માર્ગ સાચો છે અને જીવનની સાચી પદ્ધતિના પાયાના નિયમો કયા છે. બીજું, આ વિગતો પણ અનુમાન કે કલ્પનાના આધાર ઉપર નથી બલકે શુદ્ધ જ્ઞાનના આધાર ઉપર છે.

(૩૭) આનો અર્થ આ છે કે સૌથી પહેલાં તો આ ગ્રંથના વિષયો અને તેનું શિક્ષણ જાતે જ એટલાં સ્પષ્ટ

إِلَّا تَأْوِيلَهُۥ ۚ يَوْمَ يَأْتِى تَأْوِيلُهُۥ يَقُولُ ٱلَّذِينَ نَسُوهُ مِن قَبْلُ
قَدْ جَآءَتْ رُسُلُ رَبِّنَا بِٱلْحَقِّ فَهَل لَّنَا مِن شُفَعَآءَ
فَيَشْفَعُوا۟ لَنَآ أَوْ نُرَدُّ فَنَعْمَلَ غَيْرَ ٱلَّذِى كُنَّا نَعْمَلُ ۚ
قَدْ خَسِرُوٓا۟ أَنفُسَهُمْ وَضَلَّ عَنْهُم مَّا كَانُوا۟ يَفْتَرُونَ ﴿٥٣﴾



**પરિણામ સામે આવી જાય જેની ખબર આ ગ્રંથ આપી રહ્યો છે ?[૩૮] જે દિવસે એ પરિણામ સામે આવી ગયું ત્યારે એ જ લોકો કે જેમણે પહેલાં આને અવગણી દીધો હતો કહેશે કે ''હકીકતમાં અમારા માલિકના પયગમ્બરો સત્ય લઈને આવ્યા હતાં, તો શું હવે અમને થોડા ભલામણકર્તા મળશે જે અમારા માટે ભલામણ કરે ? અથવા અમને બીજીવાર પાછા જ મોકલી દેવામાં આવે કે જેથી જે કંઈ અમે પહેલાં કરતા હતાં તેની જગ્યાએ હવે બીજી રીત ઉપર અમલ કરીને દેખાડીએ''[૩૯] —— તેમણે પોતાની જાતને નુકસાનમાં નાખી દીધી અને એ બધા જૂઠ્ઠાણાં જે તેમણે ઘડી રાખેલાં હતાં આજે તેમને છોડી ગયાં. (રુકૂઅ ૬)**

છે કે માણસ જો તેમની ઉપર વિચાર કરે તો તેની સામે સત્યમાર્ગ સ્પષ્ટ થઈ શકે છે. બીજું, જે લોકો આ ગ્રંથને માને છે તેમના જીવનના વ્યવહારમાં પણ આ હકીકત જોઈ શકાય છે કે આ મનુષ્યનું કેવું સાચું માર્ગદર્શન કરે છે અને કેટલી મોટી કૃપા છે કે તેની અસરનો સ્વીકાર કરતાંની સાથે જ મનુષ્યની માનસિકતા, તેના નૈતિક ગુણો અને તેના ચારિત્ર્યમાં ઉત્તમ ક્રાંતિ શરૂ થઈ જાય છે. આ ઈશારો છે એ આશ્ચર્યજનક અસરો તરફ છે જે આ ગ્રંથ ઉપર ઈમાન લાવવાથી સહાબીઓના જીવનોમાં જાહેર થઈ રહી હતી.

(૩૮) બીજા શબ્દોમાં આ વિષયને આવી રીતે સમજો કે જે માણસને સાચા અને ખોટાનો ભેદ ખૂબ જ તાર્કિક રીતે સ્પષ્ટ શબ્દોમાં જણાવવામાં આવે છે પરંતુ તે માનતો નથી, પછી તેની સામે કેટલાક લોકો સાચા માર્ગે ચાલીને નિદર્શન પણ કરાવી દે છે કે ખોટા રસ્તે ચાલવાના જમાનામાં તે જેવા હતાં તેની સરખામણીમાં સાચો રસ્તો અપનાવીને તેમનું જીવન કેટલું સારૂં બની ગયું છે. પરંતુ આના ઉપરથી પણ તે કોઈ બોધ ગ્રહણ કરતો નથી ત્યારે આનો અર્થ આ છે કે હવે તે માત્ર તેના દુરાચરણની સજા પામીને જ માનશે કે હા આ દુરાચરણ હતું. જે માણસ દાકતરના તાર્કિક અભિપ્રાયોને કબૂલ કરતો નથી ન તો તેના જેવા અનેક રોગીઓને દાકતરની સૂચનાઓ ઉપર અમલ કરવાના કારણે સાજા થતાં જોઈને પણ કોઈ બોધ ગ્રહણ કરે છે, તે હવે મૃત્યુશય્યા ઉપર સૂઈ ગયા પછી જ માનશે કે જે રીતો ઉપર તે જીવન જીવી રહ્યો હતો તે તેના માટે હકીકતમાં ઘાતક હતી.

(૩૯) એટલે કે તેઓ ફરીથી આ દુનિયામાં પાછા આવવાની ઈચ્છા વ્યકત કરશે અને કહેશે કે જે હકીકતના સમાચાર અમને આપવામાં આવ્યા હતાં, અને એ વખતે અમે માન્યા ન હતાં, હવે સગી આંખે જોઈ લીધા પછી અમે તેનાથી વાકેફ થઈ ગયાં છીએ તેથી જો અમને દુનિયામાં ફરીથી મોકલી દેવામાં આવે તો અમારું

إِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ فِىْ سِتَّةِ اَيَّامٍ
ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ قف يُغْشِى الَّيْلَ النَّهَارَ يَطْلُبُهٗ حَثِيْثًا لا

**હકીકતમાં તમારો માલિક અલ્લાહ જ છે જેણે આકાશો અને ધરતીને છ દિવસમાં સર્જ્યાં,[૪૦] પછી તેના રાજ્ય સિંહાસન ઉપર પ્રગટ થયો.[૪૧] જે રાતને દિવસ ઉપર ઢાંકી દે છે અને પછી દિવસ રાતની પાછળ દોડતો ચાલ્યો આવે છે. જેણે**

વર્તન એ નહીં હોય જે પહેલાં હતું. આ વિનંતી તથા તેના જવાબો માટે જુઓ સૂરઃ અન્આમ, આયતો ૨૭, ૨૮, સૂરઃ ઈબ્રાહીમ, આયતો ૪૪,૪૫, સૂરઃ સજદહ્, આયતો ૧૨,૧૩, સૂરઃ ફાતિર આયત ૩૭, સૂરઃ ઝુમર, આયતો ૫૬ થી ૫૯, સૂરઃ મુ'મિન, આયતો ૧૧,૧૨.

(૪૦) અહીં દિવસ શબ્દનો અર્થ કાં તો આ ચોવીસ કલાકના દિવસનો સમાનાર્થી છે જેને દુનિયામાં લોકો દિવસ કહે છે અથવા તો આ શબ્દ યુગ (period)ના અર્થમાં વપરાયો છે, જેમ કે સૂરઃ હજજની ૪૭મી આયતમાં છે કે وَاِنَّ يَوْمًا عِنْدَ رَبِّكَ كَاَلْفِ سَنَةٍ مِّمَّا تَعُدُّوْنَ (અને હકીકત આ છે કે તારા માલિકને ત્યાં એક દિવસ ૧૦૦૦ વર્ષ જેટલો છે, એ હિસાબ પ્રમાણે જે તમે લોકો ગણો છો), અને સૂરઃ મઆરિજની ૪થી આયતમાં છે કે تَعْرُجُ الْمَلٰٓئِكَةُ وَالرُّوْحُ اِلَيْهِ فِىْ يَوْمٍ كَانَ مِقْدَارُهٗ خَمْسِيْنَ اَلْفَ سَنَةٍ (ફરિશ્તા અને જિબ્રઈલ તેની તરફ એક દિવસમાં ચડે છે જેનું પ્રમાણ ૫૦ હજાર વર્ષનું છે). આનો સાચો અર્થ તો અલ્લાહ જ સારી રીતે જાણે છે. (વધારે સમજૂતી માટે જુઓ, સૂરઃ હામીમ સજદહ, નોંધ ક્રમાંક ૧૧ થી ૧૫).

(૪૧) ખુદાના استواء علی العرش (રાજય સિંહાસન ઉપર પ્રગટ થવા)ની વિગતવાર કેફિયતને સમજવી આપણા માટે મુશ્કેલ છે. શકય છે કે અલ્લાહતઆલાએ સૃષ્ટિજગતનું સર્જન કર્યા પછી એક સ્થળને પોતાના આ અસીમ સામ્રાજયનું કેંદ્ર ઠરાવીને તેના પ્રકાશોને ત્યાં કેંદ્રિત કરી દીધાં હોય અને આનું જ નામ અર્શ હોય જયાંથી સમસ્ત જગત ઉપર અસ્તિત્વ અને શક્તિની વર્ષા પણ થઈ રહી છે તથા તંત્રનું સંચાલન પણ થઈ રહ્યું છે. અને આ પણ શકય છે કે અર્શનો અર્થ હકૂમતની સત્તા હોય અને તેની ઉપર પ્રગટ થવાનો અર્થ આ હોય કે અલ્લાહે સૃષ્ટિજગતનું સર્જન કરીને હકૂમતનો કારભાર પોતાના હાથમાં લઈ લીધો. આમ છતાં ઈસ્તવા અલલઅર્શનો વિગતવાર અર્થ ગમે તે પણ હોય, કુર્આનમાં તેનો ઉલ્લેખ કરવાનો આશય આ વાત સમજાવવાનો છે કે અલ્લાહતઆલા માત્ર સૃષ્ટિનો સર્જક જ નથી બલકે સૃષ્ટિજગતનો સંચાલક પણ છે. તે દુનિયાને અસ્તિત્વમાં લાવ્યા પછી તેની સાથેનો સંબંધ કાપીને કયાંક બેસી ગયો નથી બલકે સક્રિય રીતે તે જ સમસ્ત જગતના એક એક ભાગ અને તમામ સૃષ્ટિજગત ઉપર શાસન ચલાવી રહ્યો છે. શાસનની તમામ સત્તાઓ સક્રિય રીતે તેના હાથમાં છે, દરેક વસ્તુ તેના હુકમને તાબે છે, એક એક કણ તેના હુકમનું પાલન કરે છે અને સૃષ્ટિજગતની અસ્તિત્વ ધરાવતી તમામ વસ્તુઓના ભાગ્યો કાયમ માટે તેના હુકમ સાથે સંકળાયેલાં છે. આવી રીતે કુર્આન એ પાયાની ગેરસમજનું મૂળ કાપી નાખવા માગે છે જેના કારણે માનવી કોઈ વખત શિર્કની ગુમરાહીમાં પડ્યો છે અને કોઈ વખત સ્વાયત્તતાની ગુમરાહીમાં. ખુદાને સૃષ્ટિજગતના સંચાલનથી નિષ્ક્રિય માની લેવાનું અનિવાર્ય પરિણામ આ છે કે માણસ કાં તો તેના ભાગ્યને બીજાંની સાથે જોડાયેલું માને અને તેમની સામે માથું નમાવે અથવા તેના

وَّ الشَّمۡسَ وَ الۡقَمَرَ وَ النُّجُوۡمَ مُسَخَّرٰتٍۭ بِاَمۡرِہٖ ؕ اَلَا لَہُ الۡخَلۡقُ وَ الۡاَمۡرُ ؕ تَبٰرَکَ اللّٰہُ رَبُّ الۡعٰلَمِیۡنَ ﴿۵۴﴾ اُدۡعُوۡا رَبَّکُمۡ تَضَرُّعًا

**સૂર્ય અને ચંદ્ર અને તારા સર્જ્યા. સૌ તેની આજ્ઞાને આધીન છે. જાણી લો, તેનું જ સર્જન છે અને તેનો જ હુકમ છે.[૪૨] ખૂબ જ બરકતવંતો છે[૪૩] અલ્લાહ, સમસ્ત જગતનો માલિક અને પાલનહાર. તમારા માલિકને પોકારો કરગરીને**

ભાગ્યનો માલિક ખુદ પોતાની જાતને માને અને સ્વાયત્ત બની બેસે.

અહીં એક બીજી વાત પણ ધ્યાન આપવા યોગ્ય છે. કુર્આનેમજીદમાં ખુદા અને સર્જન વચ્ચેના સંબંધને સ્પષ્ટ કરવા માટે માનવીય ભાષામાંથી મોટાભાગે એ શબ્દો, રૂઢિપ્રયોગો, રૂપકો અને વર્ણનશૈલી પસંદ કરવામાં આવ્યાં છે જે હકૂમત અને બાદશાહી સાથે સંબંધ ધરાવે છે. આ વર્ણનશૈલી કુર્આનમાં એટલી હદે દેખાઈ આવે છે કે એક માણસ જે સમજીને કુર્આન વાંચતો હોય તે આને અનુભવ્યા વગર રહી શકતો નથી. કેટલાક ઓછી બુદ્ધિના ટીકાકારોના અવળા મગજોએ આના ઉપરથી એવું તારણ કાઢયું છે કે આ ગ્રંથ જે જમાનાની ''કૃતિ'' છે એ જમાનામાં માનવીના માનસ ઉપર રાજાશાહી વ્યવસ્થા છવાયેલી હતી એટલા માટે લેખકે (જેનો અર્થ આ જુલમીઓની દૃષ્ટિએ મુહમ્મદ સ.અ.વ. છે) ખુદાને રાજાના રંગમાં રજૂ કર્યો. જો કે હકીકતમાં કુર્આન જે શાશ્વત અને કાયમી હકીકતને પ્રસ્તુત કરી રહ્યો છે તે આનાથી ઊલટી છે. હકીકત આ પ્રમાણે છે કે જે ધરતી અને આકાશોમાં રાજસત્તા માત્ર એક જ હસ્તીની છે, અને સાર્વભૌમત્વ (sovereignty) જે વસ્તુનું નામ છે તે એ જ હસ્તી માટે વિશિષ્ટ છે, અને આ સૃષ્ટિજગતનું તંત્ર એક સંપૂર્ણ કેંદ્રિય વ્યવસ્થા છે જેમાં તમામ સત્તાઓને એ જ એક હસ્તી વાપરી રહી છે, આથી આ વ્યવસ્થામાં જે માણસ અથવા સમુદાય પોતાના અથવા બીજા કોઈના અપૂર્ણ અથવા સંપૂર્ણ શાસનનો દાવેદાર છે તે માત્ર ભ્રમમાં છે. બીજું આ કે, આ વ્યવસ્થાતંત્રની અંદર રહીને માનવી માટે આ સિવાય બીજો કોઈ માર્ગ સાચો હોઈ જ ન શકે કે એ જ એક હસ્તીને ધાર્મિક અર્થોમાં એકમાત્ર ખુદા પણ માને અને રાજકીય તથા સાંસ્કૃતિક અર્થોમાં એકમાત્ર સાર્વભૌમ (sovereign) પણ સ્વીકારે.

(૪૨) આ એ જ વિષયની વધારાની સમજૂતી છે જે ''ઇસ્તવા અલલઅર્શ'' ના શબ્દોમાં ટૂંકમાં વર્ણવવામાં આવી હતી. એટલે કે ખુદા ફકત સર્જક જ નથી હુકમ ચલાવનાર અને શાસક પણ છે. તેણે તેની જીવસૃષ્ટિને પેદા કરીને ન તો કોઈ બીજાના હવાલે કરી દીધી છે કે તેઓ તેની ઉપર હુકમ ચલાવે, અને ન તો સમગ્ર મખ્લૂકને અથવા તેના કોઈ એક ભાગને સ્વાયત્ત બનાવી દીધો છે કે પોતે ઇચ્છે તે કામ કરે. બલકે સક્રિય રીતે સમસ્ત સૃષ્ટિજગતનું સંચાલન ખુદાના પોતાના હાથમાં છે. રાત-દિવસનું ભ્રમણ આપોઆપ નથી થઈ રહ્યું બલકે ખુદાના હુકમથી થઈ રહ્યું છે, જયારે ઇચ્છે ત્યારે તેને અટકાવી દે અને જયારે ઇચ્છે ત્યારે તેની વ્યવસ્થાને બદલી નાખે. સૂર્ય, ચંદ્ર અને તારા પોતે કોઈ શક્તિના માલિક નથી બલકે ખુદાના સંપૂર્ણપણે તાબા હેઠળ છે અને વિવશ ગુલામોની જેમ માત્ર એ જ કામ કર્યે જાય છે જે ખુદા તેમની પાસેથી લઈ રહ્યો છે.

(૪૩) બરકત શબ્દનો મૂળ અર્થ છે વૃદ્ધિ, ઉમેરો અને વધવું. આની જ સાથે આ શબ્દમાં ઊંચાઈ અને મોટાઈનો અર્થ પણ છે તેમજ મજબૂતાઈ અને જમાવટનો અર્થ પણ. બીજું, આ તમામ અર્થોની સાથે વધારામાં

وَّ خُفْيَةً ۭ اِنَّهٗ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ۝ وَلَا تُفْسِدُوْا فِي الْاَرْضِ
بَعْدَ اِصْلَاحِهَا وَادْعُوْهُ خَوْفًا وَّ طَمَعًا ۭ اِنَّ رَحْمَتَ اللّٰهِ

**અને ચુપકીદીપૂર્વક, બેશક તે હદથી વધી જનારાઓને પસંદ કરતો નથી. ધરતી ઉપર બગાડ ન ફેલાવો જ્યારે કે તેની સુધારણા થઈ ગયેલી છે[૪૪] અને અલ્લાહને જ પોકારો ડર અને લાલચ સાથે,[૪૫] બેશક અલ્લાહની કૃપા**

ભલાઈનો ખ્યાલ પણ ફરજિયાત પણે સામેલ છે. તેથી અલ્લાહના ખૂબ જ બરકતવંતો હોવાનો મતલબ આ થયો કે તેના ઉત્તમ લક્ષણો અને ભલાઈઓની કોઈ સીમા નથી, અગણ્ય અને અસીમ ભલાઈઓ તેના દ્વારા ફેલાઈ રહી છે, અને તે અત્યંત બુલંદ અને ઉચ્ચતર હસ્તી છે, એની ઉચ્ચતા કયાંય જઈને સમાપ્ત થતી નથી, અને તેની આ ભલાઈ અને ઉચ્ચતા કાયમી છે, હંગામી નથી કે કોઈ દિવસે તેમાં પડતી આવે. (વધારે સમજૂતી માટે જુઓ, સૂરઃ અલફુર્કાન નોંધ ક્રમાંક ૧ અને ૧૯).

(૪૪) ''ધરતી ઉપર બગાડ ન ફેલાવો ''એટલે કે ધરતીની વ્યવસ્થાને બગાડો નહીં. માનવી દ્વારા ખુદાની બંદગીમાંથી નીકળીને પોતાના મનની અથવા બીજાંની બંદગી અપનાવવી અને ખુદાના માર્ગદર્શનને છોડીને પોતાની નીતિમત્તા, સામાજિક જીવન અને સભ્યતાને એવાં નિયમો અને કાયદાઓ ઉપર કાયમ કરવાં જે ખુદા સિવાયના અન્ય કોઈના માર્ગદર્શનમાંથી મેળવવામાં આવ્યાં હોય, આ જ એ મૂળભૂત બગાડ છે જેનાથી ધરતીની વ્યવસ્થામાં બગાડના અસંખ્ય સ્વરૂપો પેદા થાય છે અને આ જ બગાડને રોકવાનો કુર્આનનો આશય છે. બીજું, આની સાથે કુર્આન આ હકીકત સામે પણ ચેતવે છે કે ધરતીની વ્યવસ્થામાં અસલ વસ્તુ બગાડ નથી કે જેની ઉપર સુધારણા લાગુ પડી હોય બલકે અસલ વસ્તુ સુધારણા છે જેની ઉપર બગાડ માત્ર મનુષ્યના અજ્ઞાન અને બગાવતના કારણે લાગુ થતો આવ્યો છે. બીજા શબ્દોમાં, અહીં માનવીના જીવનનો આરંભ અજ્ઞાન, પાશ્વીપણું, શિર્ક અને વિદ્રોહ તથા નૈતિક અવ્યવસ્થાની સાથે થયો નથી જેને દૂર કરવા માટે પાછળથી એક પછી એક સુધારા કરવામાં આવ્યાં હોય, બલકે હકીકતમાં માનવજીવનનો આરંભ તંદુરસ્ત અવસ્થામાં થયો છે. અને પાછળથી આ તંદુરસ્ત વ્યવસ્થાને દુરાચારી મનુષ્યો તેમની મૂર્ખાઈઓ અને દુષ્ટ હરકતો વડે બગાડતા રહ્યાં છે. આ જ બગાડને દૂર કરવા માટે તથા જીવનવ્યવસ્થાને નવેસરથી સુધારવા માટે અલ્લાહતઆલા અવારનવાર તેના પયગમ્બરોને મોકલતો રહ્યો છે અને તેમણે દરેક જમાનામાં મનુષ્યને આ જ સંદેશ આપ્યો છે કે ધરતીની વ્યવસ્થા જે તંદુરસ્ત અવસ્થા ઉપર કાયમ કરવામાં આવી હતી તેમાં બગાડ પેદા કરવાથી દૂર રહો.

આ મામલામાં કુર્આનનો દૃષ્ટિબિંદુ એ લોકોના દૃષ્ટિબિંદુ કરતાં તદ્દન ભિન્ન છે જેમણે ઉત્ક્રાંતિનો એક ખોટા ખ્યાલને લઈને આ થીયરી ઘડી છે કે માનવી અંધારામાંથી નીકળીને ધીમે ધીમે પ્રકાશમાં આવ્યો અને તેનું જીવન બગાડથી શરૂ થઈને ધીમે ધીમે સુધર્યું અને સુધરતું જઈ રહ્યું છે. આનાથી ઊલટું, કુર્આન કહે છે કે ખુદાએ માનવીને સંપૂર્ણ પ્રકાશમાં ધરતી ઉપર વસાવ્યો હતો અને એક તંદુરસ્ત વ્યવસ્થા સાથે તેના જીવનનો આરંભ કર્યો હતો. ત્યારપછી માનવી જાતે જ શેતાની માર્ગદર્શન સ્વીકારીને વારંવાર અંધારામાં જાતો રહયો હતો અને આ તંદુરસ્ત વ્યવસ્થાને બગાડતો રહ્યો અને ખુદા વારંવાર તેના પયગમ્બરોને આ હેતુ માટે મોકલતો રહ્યો કે તેને

قَرِيْبٌ مِّنَ الْمُحْسِنِيْنَ ﴿٥٦﴾ وَهُوَ الَّذِىْ يُرْسِلُ الرِّيٰحَ بُشْرًاۢ
بَيْنَ يَدَىْ رَحْمَتِهٖ ؕ حَتّٰۤى اِذَاۤ اَقَلَّتْ سَحَابًا ثِقَالًا سُقْنٰهُ
لِبَلَدٍ مَّيِّتٍ فَاَنْزَلْنَا بِهِ الْمَآءَ فَاَخْرَجْنَا بِهٖ مِنْ كُلِّ
الثَّمَرٰتِ ؕ كَذٰلِكَ نُخْرِجُ الْمَوْتٰى لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ﴿٥٧﴾ وَالْبَلَدُ
الطَّيِّبُ يَخْرُجُ نَبَاتُهٗ بِاِذْنِ رَبِّهٖ ۚ وَالَّذِىْ خَبُثَ لَا يَخْرُجُ
اِلَّا نَكِدًا ؕ كَذٰلِكَ نُصَرِّفُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّشْكُرُوْنَ ﴿٥٨﴾ ع




**સદ્‌ચરિત્ર લોકોની નજીક છે.**

**અને તે અલ્લાહ જ છે જે પવનોને તેની કૃપા (વરસાદ)ની આગળ આગળ ખુશખબર લઈને મોકલે છે, પછી જ્યારે તે પાણીથી લદાયેલાં વાદળોને ઉપાડી લે છે ત્યારે તેમને કોઈ મૃત ધરતીની તરફ ગતિ આપે છે અને ત્યાં વરસાદ વરસાવીને (એ જ મૃત ધરતીમાંથી) જાત જાતના ફળો ઉપજાવી કાઢે છે. જુઓ, આવી રીતે અમે મડદાંને મૃતાવસ્થામાંથી કાઢીએ છીએ, કદાચ તમે આ અવલોકનમાંથી બોધ ગ્રહણ કરો. જે જમીન સારી હોય છે તે તેના માલિકના હુકમથી પુષ્કળ ફળફૂલ આપે છે અને જે જમીન ખરાબ હોય છે તેમાંથી ખામીયુક્ત પેદાશ સિવાય કંઈ નીકળતું નથી.[૪૬] આવી રીતે અમે નિશાનીઓને વારંવાર પ્રસ્તુત કરીએ છીએ એ લોકો માટે જે આભારી થનારા છે. (રુકૂઅ ૭)**

અંધારામાંથી પ્રકાશ તરફ આવવાનો તથા બગાડથી દૂર રહેવાનો સંદેશ આપે. (સૂરઃ બકરહ નોંધ ક્રમાંક ૨૩૦)

(૪૫) આ કથન ઉપરથી સ્પષ્ટ થઈ ગયું કે ઉપરના કથનમાં જે વસ્તુને બગાડનું નામ આપવામાં આવ્યું છે તે હકીકતમાં આ જ છે કે માનવી ખુદાના બદલે બીજા કોઈને તેનો વાલી અને મુરબ્બી, કામ પાર પાડનાર અને હાકેમ ઠરાવીને મદદ માટે પોકારે. અને સુધારણા આ જ વસ્તુનું નામ છે કે માનવીના આ પોકારનું કેંદ્ર ફરીથી માત્ર અલ્લાહની હસ્તી જ થઈ જાય.

ડર અને લાલચની સાથે પોકારવાનો અર્થ આ છે કે તમને ડર હોય તો માત્ર અલ્લાહનો જ હોય અને તમારી અપેક્ષાઓ પણ જો કોઈની સાથે સંકળાયેલી હોય તો માત્ર અલ્લાહ સાથે જ સંકળાયેલી હોય. અલ્લાહને પોકારો ત્યારે એવી લાગણી સાથે પોકારો કે તમારૂં ભાગ્ય સંપૂર્ણપણે તેની કૃપાદૃષ્ટિ ઉપર આધારિત છે, સફળતાને પ્રાપ્ત કરી શકતાં હોવ તો માત્ર તેની મદદ અને માર્ગદર્શન વડે, નહીં તો જેવા તમે તેની સહાયથી વંચિત થયાં, તમારા માટે વિનાશ અને નિષ્ફળતા સિવાય બીજું કોઈ પરિણામ નથી.

لَقَدْ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖ فَقَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ

**અમે નૂહને તેની કોમ તરફ મોકલ્યો.[૪૭] તેણે કહ્યું "હે મારી કોમના ભાઈઓ, અલ્લાહની બંદગી કરો,**

(૪૬) અહીં એક નાજુક વિષય અંગે વાત કહેવામાં આવી છે જેનાથી ચેતી જવું મૂળ હેતુને સમજવા માટે ઘણું જરૂરી છે. વરસાદ અને તેના લાભોના ઉલ્લેખ દ્વારા આ જગ્યાએ ખુદાની કુદરતનું વર્ણન કરવાનો અને મૃત્યુ પછીના જીવનનો પુરાવો આપવાનો પણ આશય છે અને આની સાથે રૂપક સ્વરૂપે પયગમ્બરી અને તેના લાભોનો તથા તેના વડે સારા અને નરસા વચ્ચે તેમજ ગંદકી અને પવિત્રતા વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરતું ચિત્ર રજૂ કરવાનો આશય પણ નજર સમક્ષ છે. પયગમ્બરના આગમન અને ખુદાઈ શિક્ષણ અને આદેશોના ઊતરાણને વર્ષાપવનોના ચાલવા અને કૃપાના વાદળોના છવાઈ જવા અને અમૃત ભરેલા બિંદુઓના વરસાદ સાથે સરખાવવામાં આવ્યાં છે. ત્યારપછી વરસાદ વડે મૃત પડેલી ધરતીના એકાએક જીવિત થઈ જવાને તથા તેના પેટાળમાંથી જીવનના ભંડારો ઊભરાઈ જવાને એ સ્થિતિ માટે ઉદાહરણના રૂપમાં રજૂ કરવામાં આવ્યાં છે જે નબીના શિક્ષણ અને માર્ગદર્શનના લીધે મૃત પડેલી માનવતાના એકાએક જીવિત થઈ જવાના રૂપમાં અને તેની છાતીમાંથી ભલાઈઓના ખજાના ઊભરાઈ જવાના રૂપમાં પ્રગટ થાય છે. પછી આ જણાવવામાં આવ્યું છે કે જેવી રીતે વરસાદ પડવાથી આ તમામ ભલાઈઓ માત્ર એ જ જમીનને મળે છે જે હકીકતમાં ફળદ્રુપ હોય છે અને માત્ર પાણી નહીં મળવાના કારણે જેની અંદર રહેલી ક્ષમતાઓ દબાયેલી રહે છે, એવી જ રીતે પયગમ્બરીની ભલાઈઓનો ફાયદો માત્ર એ જ લોકો ઊઠાવે છે જે હકીકતમાં સદાચારી હોય છે અને જેમના ગુણોને માત્ર માર્ગદર્શન ન મળવાના કારણે બહાર આવવાનો અને કાર્યરત થવાનો મોકો મળતો નથી. હવે રહયાં એ ઉપદ્રવી અને ગંદાં લોકો, તો જેવી રીતે ક્ષારયુકત જમીન વરસાદની કૃપાથી કોઈ લાભ મેળવતી નથી, બલકે પાણી પડતાં જ તેના પેટાળમાં રહેલા ઝેરને કાંટાં અને ઝાડીઓના રૂપમાં બહાર કાઢે છે, એવી જ રીતે પયગમ્બરીના પ્રગટ થવાથી તેમને પણ કોઈ લાભ થતો નથી બલકે આનાથી ઊલટું તેમની અંદર દબાયેલી પડેલી તમામ ગંદકીઓ ઊભરાઈને પૂરી રીતે કાર્યરત થઈ જાય છે.

આ જ ઉદાહરણ હવે પછીના ઘણાં રુકૂઓમાં એક પછી એક ઐતિહાસિક પુરાવાઓ રજૂ કરીને સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે દરેક જમાનામાં નબીના ઊઠવા પછી માનવજાત બે ભાગોમાં વહેંચાતી આવી છે. એક શુદ્ધ ભાગ જે પયગમ્બરીની કૃપાથી ઊછર્યો અને સમૃદ્ધ બન્યો અને સારા ફળ આપ્યાં. બીજો ગંદો ભાગ કે જેણે કસોટી સામે આવતાં જ તેનો તમામ કચરો બહાર કાઢી દીધો અને છેલ્લે તેને બરાબર એવી જ રીતે ચાળીને ફેંકી દેવામાં આવ્યો જેવી રીતે સોની સોના-ચાંદીના કચરાને ચાળીને ફેંકી દે છે.

(૪૭) આ ઐતિહાસિક વાતની શરૂઆત નૂહ અ.સ. અને તેમની કોમ સાથે કરવામાં આવી છે, કેમકે કુર્આનની રૂએ જે સદાચારી જીવનવ્યવસ્થા ઉપર હઝરત આદમ અ.સ. તેમની સંતાનને છોડીને ગયા હતાં તેમાં સૌથી પહેલો બગાડ હઝરત નૂહ અ.સ.ના જમાનામા ઉદ્ભવ્યો અને તેને સુધારવા માટે અલ્લાહતઆલાએ તેમને નીમ્યાં.

કુર્આનના સંકેતો અને બાઈબલની સ્પષ્ટતાઓ ઉપરથી આ વાત સાચી પુરવાર થાય છે કે નૂહ અ.સ.ની કોમ એ પ્રદેશમાં રહેતી હતી જેને આજે આપણે ઈરાકના નામથી ઓળખીએ છીએ. બેબિલોનના પુરાતત્ત્વના અવશેષોમાં બાઈબલના ઘણાં પહેલાંના જે શિલાલેખો મળે છે તેમાં પણ આને સમર્થન મળે છે, તેમાં

مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ اِنِّيْٓ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿۵۹﴾
قَالَ الْمَلَاُ مِنْ قَوْمِهٖٓ اِنَّا لَنَرٰىكَ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿۶۰﴾ قَالَ

**તેના સિવાય તમારો કોઈ ખુદા નથી.[૪૮] હું તમારા માટે એક ભયાનક દિવસની આફતથી ડરું છું.'' તેની કોમના આગેવાનોએ જવાબ આપ્યો, ''અમને તો એવું દેખાય છે કે તમે સ્પષ્ટ ગુમરાહીમાં પડેલા છો.'' નૂહે કહ્યું**

લગભગ એ જ પ્રકારનો એક કિસ્સો વર્ણવવામાં આવ્યો છે જેનો ઉલ્લેખ કુર્આન અને તૌરાતમાં થયેલો છે અને તેનું ઘટનાસ્થળ નવાહ મુકામની આસપાસનો વિસ્તાર જણાવવામાં આવ્યો છે. બીજું, જે લોકવાયકાઓ કુર્દિસ્તાન અને આર્મેનિયામાં જૂના જમાનાથી પેઢી-દર-પેઢી ચાલતી આવી છે તેના ઉપરથી પણ જણાય છે કે તોફાન પછી હઝરત નૂહ અ.સ.ની હોડી આ જ વિસ્તારમાં કોઈ મુકામે થોભી હતી. મોસલના ઉત્તરમાં ઇબ્નેઉમર ટાપુની આસપાસ, આર્મેનિયાની સરહદે અરારાત પર્વતની આસપાસ નૂહ અ.સ.ના વિવિધ અવશેષોની ઓળખ આજે પણ કરવામાં આવે છે, અને નખચિવાન નગરના રહેવાસીઓમાં આજ સુધી આ વાત પ્રચલિત છે કે આ શહેરનો પાયો હઝરત નૂહ અ.સ.એ નાખ્યો હતો.

હઝરત નૂહ અ.સ.ના આ કિસ્સા સાથે મળતી આવતી દંતકથાઓ ગ્રીસ, ઈજિપ્ત, ભારત અને ચીનના પ્રાચીન સાહિત્યમાં પણ જોવા મળે છે અને આ ઉપરાંત બ્રહ્મદેશ (મ્યાનમાર), મલાયેશિયા, પૂર્વ ભારતના ટાપુઓ, ઓસ્ટ્રેલિયા, ન્યુગીની અને અમેરિકા તથા યુરોપના જુદા જુદા ભાગોમાં પણ આવી જ દંતકથાઓ પ્રાચીન કાળથી ચાલતી આવી છે. આના ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે આ કિસ્સો એ જમાના સાથે સંબંધ ધરાવે છે જયારે આદમ અ.સ.નો સમગ્ર વંશ પૃથ્વીના કોઈ એક જ ભાગમાં રહેતો હતો અને પછી ત્યાંથી નીકળીને દુનિયાના વિવિધ ભાગોમાં ફેલાયો. આ જ કારણસર બધી જ કોમો તેમના આરંભિક ઈતિહાસમાં આ સર્વવ્યાપી તોફાન તરફ નિર્દેશ કરે છે. જો કે યુગો વીતી જવાના કારણે આની સાચી વિગતો તેમણે ભૂલાવી દીધી અને મૂળ ઘટના ઉપર દરેકે પોતપોતાની કલ્પના અનુસાર કથાઓનું એક ભારે આવરણ ચઢાવી દીધું.

(૪૮) અહીં અને બીજી જગ્યાઓએ હઝરત નૂહ અ.સ.અને તેમની કોમની જે સ્થિતિ કુર્આનેમજીદમાં વર્ણવવામાં આવી છે તેના ઉપરથી આ વાત સ્પષ્ટપણે જણાય છે કે આ કોમ ન તો અલ્લાહના અસ્તિત્વનો ઈનકાર કરતી હતી, ન તો તેનાથી નાવાકેફ હતી. ન તો તેને અલ્લાહની ઈબાદત સામે પણ વાંધો હતો, બલકે મૂળ ગુમરાહી જેમાં તે પડી ગઈ હતી, શિર્કની ગુમરાહી હતી. એટલે કે તેણે અલ્લાહની સાથે બીજી હસ્તીઓને ખુદાઈમાં અને ઈબાદતના હકકમાં ભાગીદાર ઠરાવી લીધી હતી. ત્યારબાદ આ મૂળભૂત ગુમરાહીમાંથી અસંખ્ય દૂષણો એ કોમમાં ઉદ્‌ભવ્યાં. ઉપજાવી કાઢેલાં જે દેવી-દેવતાઓને ખુદાઈમાં ભાગીદાર ઠરાવવામાં આવેલા હતાં તેમનું પ્રતિનિધિત્વ કરવા માટે કોમની અંદર એક વિશેષ વર્ગ પેદા થઈ ગયો હતો જે તમામ ધાર્મિક, રાજકીય અને આર્થિક સત્તાનો માલિક બની બેઠો અને તેણે મનુષ્યોમાં ઊંચ-નીચનો વર્ગભેદ ઊભો કરી દીધો, સામાજિક જીવનને અન્યાય અને બગાડથી ભરી દીધો અને નૈતિક ગુનાખોરી વડે માનવતાના મૂળિયાં પોલાં બનાવી દીધાં. હઝરત નૂહ અ.સ.એ આ સ્થિતિને બદલવા માટે ઘણાં લાંબા સમય સુધી અત્યંત ધૈર્ય અને ડહાપણપૂર્વક પ્રયાસ કર્યો પરંતુ સામાન્ય લોકોને આ લોકોએ તેમના ષડ્‌યંત્રોમાં એવા ફસાવી રાખેલા હતાં કે

يٰقَوْمِ لَيْسَ بِىْ ضَلٰلَةٌ وَّلٰكِنِّىْ رَسُوْلٌ مِّنْ رَّبِّ الْعٰلَمِيْنَ ٦١
اُبَلِّغُكُمْ رِسٰلٰتِ رَبِّىْ وَاَنْصَحُ لَكُمْ وَاَعْلَمُ مِنَ اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ٦٢
اَوَعَجِبْتُمْ اَنْ جَآءَكُمْ ذِكْرٌ مِّنْ رَّبِّكُمْ عَلٰى رَجُلٍ مِّنْكُمْ لِيُنْذِرَكُمْ
وَلِتَتَّقُوْا وَلَعَلَّكُمْ تُرْحَمُوْنَ ٦٣ فَكَذَّبُوْهُ فَاَنْجَيْنٰهُ وَالَّذِيْنَ
مَعَهٗ فِى الْفُلْكِ وَاَغْرَقْنَا الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا ؕ اِنَّهُمْ

**"હે મારી કોમના ભાઈઓ, હું કોઈ ગુમરાહીમાં પડયો નથી બલકે હું તમામ જગતના માલિકનો પયગમ્બર છું, તમને મારા માલિકના સંદેશા પહોંચાડું છું, તમારો શુભચિંતક છું અને મને અલ્લાહ તરફથી એ બધાની ખબર છે જેની તમને ખબર નથી. શું તમને આ વાત માટે આશ્ચર્ય થયું કે તમારી પાસે ખુદ તમારી પોતાની કોમના એક માણસ મારફતે તમારા માલિકની યાદી આવી કે જેથી તમને ચેતવે અને તમે ખોટા રસ્તે જવાથી બચી જાઓ અને તમારી ઉપર દયા કરવામાં આવે ?"[૪૯] પરંતુ તેમણે તેને ખોટો ઠેરવ્યો. છેવટે અમે તેને અને તેના સાથીદારોને એક હોડીમાં બચાવી લીધાં અને એ લોકોને ડૂબાડી દીધાં જેમણે અમારી આયતોને ખોટી ઠેરવી હતી,[૫૦] નિઃશંક**

સુધારણાનો કોઈ ઉપાય સફળ ન થયો. છેવટે હઝરત નૂહ અ.સ.એ ખુદાને દુઆ કરી કે આ કાફિરોમાંથી એકને પણ ધરતી ઉપર જીવતો ન છોડ કેમકે જો તેં આમાંથી કોઈને પણ છોડી દીધો તો તે તારા બંદાઓને ગુમરાહ કરશે તથા તેમના વંશમાંથી જે કોઈ પેદા થશે તે દુરાચારી અને નમકહરામ પેદા થશે. (વિગતો માટે જુઓ સૂરઃ હૂદ, રુકૂઅ ૩, સૂરઃ શુઅરા, રુકૂઅ ૬ અને સૂરઃ નૂહ સંપૂર્ણ)

(૪૯) હઝરત નૂહ અ.સ. અને તેમની કોમ વચ્ચે આ જે ઘટના બની હતી બરાબર આવો જ મામલો મકકામાં મુહમ્મદ સ.અ.વ. અને આપની કોમની વચ્ચે જોવામાં આવી રહ્યો હતો. જે સંદેશ હઝરત નૂહ અ.સ.નો હતો એ જ સંદેશ મુહમ્મદ સ.અ.વ.નો હતો. જે શંકાઓ મકકાના સરદારો હઝરત મુહમ્મદ સ.અ.વ.ની પયગમ્બરી અંગે વ્યકત કરતા હતાં એ જ શંકાઓ હજારો વર્ષો પહેલાં નૂહ અ.સ.ની કોમના સરદારોએ હઝરત નૂહ અ.સ. ની પયગમ્બરી અંગે વ્યકત કરી હતી. બીજું, તેમના જવાબમાં જે વાતો હઝરત નૂહ અ.સ. કહેતા હતાં બરાબર એ જ વાતો મુહમ્મદ સ.અ.વ. પણ કહેતા હતાં. આગળ જતાં બીજા નબીઓ અ.સ. અને તેમની કોમોના જે કિસ્સા એક પછી એક વર્ણવવામાં આવી રહ્યાં છે તેમાં પણ આ જ દર્શાવવામાં આવ્યું છે કે દરેક નબીની કોમનું વલણ મકકાના વલણ સાથે અને દરેક નબીનું પ્રવચન મુહમ્મદ સ.અ.વ.ના પ્રવચન સાથે આબેહૂબ મળતું આવે છે. આના વડે કુર્આન તેના સંબોધિત લોકોને આ સમજાવવા માગે છે કે માનવીની ગુમરાહી દરેક જમાનામાં મૂળભૂત રીતે એક જ પ્રકારની રહી છે, અને ખુદાના મોકલેલા શિક્ષકોનો સંદેશ પણ દરેક જમાનામાં, અને દરેક

ભૂમિમાં, એક સરખો રહ્યો છે, અને બરાબર આવી જ રીતે એ લોકોનો અંજામ પણ એક જેવો જ આવેલો છે અને આવશે જેમણે નબીઓના સંદેશથી મોઢું ફેરવ્યું અને પોતાની ગુમરાહીઓ માટે દુરાગ્રહ સેવ્યો.

(૫૦) જે લોકો કુર્આનની વર્ણનશૈલીથી સારી રીતે વાકેફ નથી હોતાં તે ઘણી વખત એવી શંકામાં પડી જાય છે કે કદાચ આ સમગ્ર મામલો બસ એક બે મુલાકાતોમાં સમાપ્ત થઈ ગયો હશે. નબી આવ્યો અને તેણે તેનો દાવો રજૂ કર્યો, લોકોએ વાંધા ઉઠાવ્યાં અને નબીએ તેમનો જવાબ આપ્યો, લોકોએ તેને જૂઠો કહ્યો અને અલ્લાહે આફત મોકલી દીધી. જો કે હકીકતમાં જે ઘટનાઓને અહીં એકત્ર કરીને થોડીક લીટીઓમાં વર્ણવી દેવામાં આવી છે તે ઘટનાઓ ખૂબ જ લાંબાગાળામાં ઘટી હતી. કુર્આનની આ વિશિષ્ટ વર્ણનશૈલી છે કે તે કથાને માત્ર કથા કહેવા ખાતર જ નથી વર્ણવતો બલકે બોધ આપવા માટે વર્ણવે છે. એટલા માટે દરેક જગ્યાએ ઐતિહાસિક ઘટનાઓના વર્ણનમાં તે ઘટનાના માત્ર એ મહત્ત્વના ભાગો જ રજૂ કરે છે જે તેના ઉદ્દેશ્ય અને વિષય સાથે કંઈપણ સંબંધ ધરાવતાં હોય, બાકીની તમામ વિગતોને છોડી દે છે. બીજું, જ્યારે કોઈ કિસ્સાને અલગ અલગ સમયે અલગ અલગ હેતુઓ માટે વર્ણવે છે ત્યારે દરેક જગ્યાએ હેતુ અનુસાર વિગતો પણ અલગ અલગ રીતે રજૂ કરે છે. દા.ત. આ જ નૂહના કિસ્સાની વાત કરીએ. અહીં તેના વર્ણનનો હેતુ એ દર્શાવવાનો છે કે પયગમ્બરના સંદેશને ખોટું ઠરાવવાનું પરિણામ શું આવે છે. એટલા માટે આ જગ્યાએ એ દર્શાવાની જરૂર ન હતી કે પયગમ્બર કેટલા લાંબા સમય સુધી તેની કોમને સંદેશ આપતો રહ્યો. પરંતુ જયાં આ કિસ્સો એ હેતુ માટે વર્ણવવામાં આવ્યો છે કે મુહમ્મદ સ.અ.વ. અને આપના સાથીઓને ધીરજ રાખવાની શિખામણ આપવામાં આવે ત્યાં વિશેષરૂપે નૂહ અ.સ.ની સંદેશ આપવાની લાંબી મુદ્દતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે જેથી નબી સ.અ.વ. અને આપના સાથીઓ તેમની થોડા વર્ષોની સંદેશ પહોંચાડવાની મહેનતનું પરિણામ આવતું ન જોઈને હતાશ ન થાય અને હઝરત નૂહ અ.સ.ના ધૈર્યને જુએ જેમણે ખૂબ જ લાંબા સમય સુધી અત્યંત નિરાશાજનક પરિસ્થિતિમાં સત્યનો સંદેશ આપવાની સેવા આપી અને સહેજ પણ હિંમત ન હાર્યા. (જુઓ સૂરઃ અનકબૂત આયત ૧૪).

આ પ્રસંગે બીજી એક શંકા પણ લોકોના દિલોમાં ઊભી થાય છે જેને દૂર કરી દેવી જરૂરી છે. જ્યારે કોઈ માણસ કુર્આનમાં વારંવાર આવા કિસ્સાઓ વાંચે છે કે ફલાણી કોમે નબીને જૂઠા ઠરાવ્યાં અને નબીએ તેને આફતની ખબર આપી, પછી અચાનક તેની ઉપર આફત ઊતરી આવી અને કોમ નાશ પામી ત્યારે તેના દિલમાં એવો સવાલ ઉદ્ભવે છે કે હવે આ પ્રકારની ઘટનાઓ શા માટે ઘટતી નથી ? જો કે કોમો પડતી પણ પામે છે અને ઉન્નતિ પણ પામે છે પરંતુ આ ચડતી-પડતીની હેસિયત બીજી હોય છે. એવું તો નથી થતું કે એક નોટિસ આવ્યા પછી ધરતીકંપ કે તોફાન કે ધડાકો થાય અને સમગ્ર કોમને બરબાદ કરી નાખે. આનો જવાબ આ છે કે હકીકતમાં નૈતિક અને કાનૂની દૃષ્ટિએ એ કોમનો મામલો કે જેને કોઈ નબી સીધી રીતે સંબોધી રહ્યો હોય, તે બીજી તમામ કોમોના મામલાથી તદ્દન ભિન્ન હોય છે. જે કોમમાં નબીનો જન્મ થયો હોય અને તે સીધેસીધો તેમને ખુદ તેમની જ ભાષામાં ખુદાનો સંદેશ પહોંચાડે અને પોતાના વ્યક્તિત્વ મારફતે તેની સચ્ચાઈનો જીવંત નમૂનો તેની સામે રજૂ કરી દે ત્યારે તે કોમ ઉપર ખુદાની દલીલ પૂરી થઈ જાય છે, તેના માટે બહાનું કાઢવાની કોઈ ગુંજાશ બાકી રહેતી નથી અને ખુદાના પયગમ્બરને રૂબરૂમાં ખોટો ઠરાવી દીધા પછી તે એના પાત્ર બની જાય છે કે તેનો ચુકાદો એ જ ઘડીએ આપી દેવામાં આવે. આ પ્રકારનો મામલો એ કોમોના મામલા કરતાં મૂળભૂત રીતે ભિન્ન છે જેમની પાસે ખુદાનો સંદેશ સીધેસીધો આવ્યો ન હોય બલકે વિવિધ માધ્યમો મારફતે પહોંચ્યો હોય. તેથી જો અત્યારે આ પ્રકારની ઘટનાઓ ન ઘટતી હોય, જેમ કે નબીઓ અ.સ.ના જમાનામાં ઘટી છે, તો આમાં કોઈ આશ્ચર્યની વાત નથી કેમકે મુહમ્મદ સ.અ.વ. પછી પયગમ્બરીનો સિલસિલો સમાપ્ત થઈ ગયો છે. અલબત્ત, આશ્ચર્યની કોઈ વાત શકય હતી તો તે આ હતી કે અત્યારે પણ કોઈ કોમ ઉપર એવી જ જાતની આપત્તિ આવે જેવી નબીઓને મોઢામોઢ ખોટા ઠરાવનારી કોમો ઉપર આવતી હતી.

كَانُوْا قَوْمًا عَمِيْنَ ﴿٦٤﴾ وَ اِلٰى عَادٍ اَخَاهُمْ هُوْدًا ۗ قَالَ يٰقَوْمِ
اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ۗ اَفَلَا تَتَّقُوْنَ ﴿٦٥﴾




**તે આંધળા લોકો હતાં. (રુકૂઅ ૮)**

**અને આદની[૫૧] તરફ અમે તેમના ભાઈ હૂદને મોકલ્યો. તેણે કહ્યું ''હે મારી કોમના ભાઈઓ, અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ખુદા નથી. પછી શું તમે ખોટા રસ્તે ચાલવાથી દૂર રહેશો નહીં?''**

પરંતુ આનો આ અર્થ પણ નથી કે હવે એ કોમો ઉપર આપત્તિઓ આવવાની બંધ થઈ ગઈ છે જે ખુદા સામે વિદ્રોહ અને વૈચારિક અને નૈતિક ગુમરાહીઓમાં ભટકી રહી છે. હકીકત આ છે કે આજે પણ આવી તમામ કોમો ઉપર આપત્તિઓ આવતી રહે છે, નાની નાની ચેતવણીરૂપ આપત્તિઓ પણ અને મોટી મોટી નિર્ણાયક આફતો પણ. પરંતુ કોઈ નથી જે નબીઓ અ.સ. અને આકાશીગ્રંથોની જેમ આ આફતોના નૈતિક અર્થઘટન તરફ લોકોનું ધ્યાન દોરે. બલકે આનાથી ઊલટું, ઉપલક દૃષ્ટિ ધરાવતા વૈજ્ઞાનિકો અને સત્યથી નાવાકેફ ઇતિહાસકારો અને ફિલસૂફીઓના એક મોટા વર્ગે માનવજાતને ભરડામાં લઈ લીધેલી છે. જે આ પ્રકારની તમામ ઘટનાઓના કારણો ભૌતિક નિયમો અથવા ઐતિહાસિક કારણોમાંથી આપીને તેને ભ્રમમાં નાખતો રહે છે અને તેને કયારેય પણ આ સમજવાની તક આપતો નથી કે ઉપર કોઈ ખુદા પણ રહેલો છે જે દુરાચારી કોમોને આગોતરી વિવિધ રીતે તેમના દુરાચાર માટે ચેતવણી આપે છે અને જયારે તે તેની મોકલેલી ચેતવણીઓ સામે આંખો મીંચીને તેમના દુરાચરણ માટે આગ્રહ રાખીને ચાલતી રહે છે ત્યારે અંતમાં તેમને વિનાશના ખાડામાં ફેંકી દે છે.

(૫૧) આ અરબસ્તાનની ખૂબ પ્રાચીન કોમ હતી જેની કથાઓ આરબજગતમાં લોકોમાં પ્રચલિત હતી. એક એક બાળક તેમના નામથી વાકેફ હતું. તેમનો વૈભવ ઉદાહરણરૂપ હતો. પછી દુનિયામાંથી તેમનું નામ-નિશાન ભૂંસાઈ જવું પણ એક ઉદાહરણ બનીને રહી ગયું હતું. આ જ ખ્યાતિના કારણે અરબી ભાષામાં દરેક પુરાણી વસ્તુ માટે ''આદી'' عادی શબ્દ બોલવામાં આવે છે. પુરાતત્ત્વવિદ્યાને ''આદિયાત'' عادیّات કહેવામાં આવે છે. જે જમીનનો કોઈ માલિક બાકી રહ્યો ન હોય અને જે વસવાટને લાયક ન હોવાના કારણે નકામી પડી હોય તેને આદિયુલઅર્ઝ عادیُّ الارض કહેવામાં આવે છે. પ્રાચીન અરબી કાવ્યરચનાઓમાં આપણને મોટા પ્રમાણમાં આ કોમનો ઉલ્લેખ જોવા મળે છે. આરબના વંશાવળિ વિદ્યાના જાણકારો પણ તેમના દેશની નામશેષ થયેલી કોમોમાં સૌથી પહેલાં આ જ કોમનું નામ લે છે. હદીસમાં આવે છે કે એક વખતે નબી સ.અ.વ. પાસે બનીઝુહ્લ બિન શૈબાનનો એક માણસ આવ્યો જે આદના ઇલાકાનો રહેવાસી હતો અને તેણે એ કિસ્સા નબી સ.અ.વ.ને સંભળાવ્યાં જે એ કોમ વિષે પ્રાચીન કાળથી તેમના વિસ્તારના લોકોમાં તબદીલ થતાં આવતા હતાં.

કુર્આનની રૂએ આ કોમનું મૂળ નિવાસસ્થાન અહ્કાફનો વિસ્તાર હતો જે હિજાઝ, યમન અને યમામા વચ્ચે અર્બઅલખાલીના દક્ષિણ-પશ્ચિમમાં આવેલો છે. અહીંથી ફેલાઈને આ લોકોએ યમનના પશ્ચિમી કિનારાઓ અને ઓમાન અને હઝરમૌતથી લઈને ઇરાક સુધી તેમની શક્તિનો સિકકો જમાવી દીધો હતો. ઐતિહાસિક દૃષ્ટિએ આ કોમના અવશેષો લગભગ નાબૂદ થઈ ગયાં છે પરંતુ દક્ષિણ અરબસ્તાનમાં કોઈ કોઈ જગ્યાએ થોડાંક જૂના અવશેષો

قَالَ الْمَلَاُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖۤ اِنَّا لَنَرٰىكَ فِيْ سَفَاهَةٍ
وَّ اِنَّا لَنَظُنُّكَ مِنَ الْكٰذِبِيْنَ ﴿٦٦﴾ قَالَ يٰقَوْمِ لَيْسَ بِيْ سَفَاهَةٌ
وَّ لٰكِنِّيْ رَسُوْلٌ مِّنْ رَّبِّ الْعٰلَمِيْنَ ﴿٦٧﴾ اُبَلِّغُكُمْ رِسٰلٰتِ رَبِّيْ
وَ اَنَا لَكُمْ نَاصِحٌ اَمِيْنٌ ﴿٦٨﴾ اَوَ عَجِبْتُمْ اَنْ جَآءَكُمْ ذِكْرٌ
مِّنْ رَّبِّكُمْ عَلٰى رَجُلٍ مِّنْكُمْ لِيُنْذِرَكُمْ ؕ وَاذْكُرُوْۤا اِذْ
جَعَلَكُمْ خُلَفَآءَ مِنْۢ بَعْدِ قَوْمِ نُوْحٍ وَّ زَادَكُمْ فِي الْخَلْقِ
بَصْۜطَةً ۚ فَاذْكُرُوْۤا اٰلَآءَ اللّٰهِ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿٦٩﴾ قَالُوْۤا
اَجِئْتَنَا لِنَعْبُدَ اللّٰهَ وَحْدَهٗ وَ نَذَرَ مَا كَانَ يَعْبُدُ

તેની કોમના આગેવાનોએ, જે તેની વાત માનવાનો ઈનકાર કરી રહ્યા હતાં, જવાબમાં કહ્યું "અમે તો તમને મૂર્ખામીમાં પડેલાં માનીએ છીએ અને અમારો ખ્યાલ છે કે તમે જૂઠ્ઠાં છો." તેણે કહ્યું "હે મારી કોમના ભાઈઓ, હું મૂર્ખામીમાં પડેલો નથી બલકે હું જગતના માલિકનો પયગમ્બર છું, તમને મારા માલિકના સંદેશા પહોંચાડું છું, અને તમારો એવો શુભચિંતક છું કે જેની ઉપર ભરોસો કરી શકાય છે. શું તમને આ વાત માટે આશ્ચર્ય થયું કે તમારી પાસે ખુદ તમારી પોતાની કોમના એક માણસ મારફતે તમારા માલિકની યાદી આવી કે જેથી તે તમને ચેતવે ? ભૂલી ન જાઓ કે તમારા માલિકે નૂહની કોમ પછી તમને તેના ઉત્તરાધિકારી બનાવ્યાં અને તમને ખૂબ તાકાતવાન બનાવ્યાં. તેથી અલ્લાહની કુદરતના કરિશ્માઓને યાદ રાખો,[૫૨] આશા છે સફળતા પામશો." તેમણે જવાબ આપ્યો "શું તું અમારી પાસે એટલા માટે આવ્યો છે કે અમે એકલા અલ્લાહની જ પૂજા કરીએ અને એમને છોડી દઈએ જેમની પૂજા અમારા બાપદાદા

આજે હયાત છે જેમને આદની સાથે જોડવામાં આવે છે. હઝરમૌતમાં એક સ્થળે હઝરત હૂદ અ.સ.ની કબર પણ પ્રખ્યાત છે. ઈ.સ. ૧૮૩૭માં એક અંગ્રેજ જહાજી વડા (James R.Wellested)ને હિસ્નેગુરાબમાં એક જૂનો શિલાલેખ મળી આવ્યો હતો જેમાં હૂદ અ.સ.નો ઉલ્લેખ છે અને લખાણ ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે આ એ લોકોનું લખાણ છે જે હૂદની શરીઅતના અનુયાયી હતાં. (વધુ સમજૂતી માટે જુઓ સૂરઃ અહકાફ, નોંધ ક્રમાંક ૨૫).

اٰبَآؤُنَا ۚ فَاْتِنَا بِمَا تَعِدُنَآ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ۝ قَالَ قَدْ وَقَعَ عَلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ رِجْسٌ وَّ غَضَبٌ ؕ اَتُجَادِلُوْنَنِيْ فِيْٓ اَسْمَآءٍ سَمَّيْتُمُوْهَآ اَنْتُمْ وَ اٰبَآؤُكُمْ مَّا نَزَّلَ اللّٰهُ بِهَا مِنْ سُلْطٰنٍ ؕ فَانْتَظِرُوْٓا اِنِّيْ مَعَكُمْ مِّنَ

**કરતા આવ્યાં છે ?[૫૩] સારું તો તો લઈ આવ એ આફત જેની તું અમને ધમકી આપે છે જો તું સાચો છે.'' તેણે કહ્યું ''તમારા માલિકની ફિટકાર તમારી ઉપર પડી ગઈ અને તેનો પ્રકોપ તૂટી પડયો. શું તમે મારી સાથે એ નામો માટે ઝઘડો છો જે તમે અને તમારા બાપદાદાએ રાખી લીધાં છે,[૫૪] જેમના માટે અલ્લાહે કોઈ સનદ ઊતારી નથી ?[૫૫] સારું તો તમે પણ રાહ જુઓ અને હું પણ તમારી સાથે**

(૫૨) આયતમાં શબ્દ آلاء નો ઉપયોગ થયો છે જેનો અર્થ નિયામતો પણ છે અને કુદરતના કરિશ્માઓ પણ તેમજ પ્રસંશનીય ગુણો પણ. આયતનો પૂરો અર્થ આ છે કે ખુદાની નિયામતો અને તેના ઉપકારોને પણ યાદ રાખો તથા આ પણ ન ભૂલો કે તે તમારી પાસેથી નિયામતો છીનવી લેવાની શક્તિ પણ ધરાવે છે.

(૫૩) અહીં આ વાત પણ નોંધપાત્ર છે કે આ કોમ પણ અલ્લાહનો ઇનકાર કરનાર કે તેનાથી નાવાકેફ ન હતી તેમજ તેને અલ્લાહની ઈબાદત કરવાનો પણ ઇનકાર ન હતો. હકીકતમાં તે હઝરત હૂદ અ.સ.ની જે વાતને માનવાનો ઇનકાર કરતી હતી તે ફક્ત આ જ હતી કે માત્ર એક અલ્લાહની જ પૂજા કરવામાં આવે, બીજા કોઈની પૂજા તેની સાથે સામેલ કરવામાં ન આવે.

(૫૪) એટલે કે તમે કોઈને વરસાદનો અને કોઈને પવનનો અને કોઈને ધનનો અને કોઈને રોગોનો માલિક એટલે કે દેવ કહો છો. જો કે આમાંથી કોઈ પણ હકીકતમાં કોઈ પણ વસ્તુનો દેવ કે માલિક નથી. આના ઘણાં દાખલા આજના જમાનામાં પણ આપણને જોવા મળે છે. લોકો કોઈને સંકટ વિમોચક કહે છે, જો કે સંકટો દૂર કરવાની કોઈ શક્તિ તેની પાસે નથી. કોઈને દાતાર પોકારે છે, જો કે તેની પાસે કોઈ ખજાનો છે જ નહીં કે કોઈને આપે. કોઈના માટે દાતા શબ્દ બોલે છે, જો કે તે કોઈ વસ્તુનો માલિક જ નથી કે દાતા બની શકે. કોઈને ગરીબનવાઝ (દીનદયાળ)નું નામ આપવામાં આવ્યું છે, જો કે તે બિચારો એ સત્તામાં કોઈ હિસ્સો ધરાવતો નથી જેના આધારે તે કોઈ ગરીબને નવાજી શકે. કોઈને ગૌસ (મદદગાર) કહેવામાં આવે છે, જો કે તેની પાસે કોઈ જોર નથી કે કોઈની મદદ માટે પહોંચી શકે. આમ, હકીકતમાં આ બધાં નામ ફક્ત કહેવાતા નામો જ છે જેમની પાછળ કોઈ નામધારી નથી. જે લોકો તેમના માટે ઝઘડે છે તે હકીકતમાં કેટલાક નામો માટે ઝઘડે છે નહીં કે કોઈ હકીકત માટે.

(૫૫) એટલે કે અલ્લાહ જેને તમે પોતે પણ સૌથી મોટો માલિક એટલે કે રબ્બેઅકબર (મોટો માલિક) કહો છો, તેણે કોઈ સનદ તમારા આ બનાવટી ખુદાઓની ખુદાઈ અને માલિકીપણાની તરફેણમાં આપેલી નથી. તેણે કયાંય આ કહ્યું નથી કે ફલાણા ફલાણાની તરફ મારી ખુદાઈનો આટલો ભાગમેં તબદીલ કરી દીધો છે. કોઈ

الْمُنْتَظِرِيْنَ ۝ فَاَنْجَيْنٰهُ وَ الَّذِيْنَ مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا وَ قَطَعْنَا
دَابِرَ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَمَا كَانُوْا مُؤْمِنِيْنَ ۝ وَ اِلٰى ثَمُوْدَ اَخَاهُمْ
صٰلِحًا ۘ قَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ قَدْ جَآءَتْكُمْ




**રાહ જોઉં છું.'' છેવટે અમે અમારી મહેરબાનીથી હૂદ અને તેના સાથીદારોને બચાવી લીધાં અને એ લોકોના મૂળ કાપી નાખ્યાં જે અમારી આયતોને ખોટી ઠેરવી દીધેલી હતી અને ઈમાન લાવવાના ન હતાં.[૫૬] (રુકૂઅ ૯)**

**અને સમૂદની[૫૭] તરફ અમે તેમના ભાઈ સાલેહને મોકલ્યો. તેણે કહ્યું ''હે મારી કોમના ભાઈઓ, અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ખુદા નથી. તમારી પાસે તમારા માલિકની**

---

પરવાનાપત્ર તેણે કોઈને સંકટ વિમોચનનો અથવા દાતારીનો આપ્યો નથી. તમે જાતે જ તમારી કલ્પનાઓ અને અનુમાનો વડે તેની ખુદાઈનો જેટલો હિસ્સો જેને ઇચ્છયો છે આપી દીધેલો છે.

(૫૬) મૂળ કાપી નાખ્યું, એટલે કે તેમનો નાશ કરી દીધો અને તેમનું કોઈ નામોનિશાન પણ બાકી રહેવા ન દીધું. આ વાત આરબોની ઐતિહાસિક પરંપરાઓ ઉપરથી પણ સાબિત થયેલી છે અને આધુનિક પુરાતત્ત્વના સંશોધનો પણ આ બાબતની સાક્ષી આપે છે કે પ્રથમ આદ સંપૂર્ણપણે નાશ પામ્યાં અને તેમના અવશેષો સુદ્ધાં દુનિયામાંથી નષ્ટ થઈ ગયાં. એટલા માટે આરબ ઇતિહાસકારો તેમને અરબસ્તાનની ઉમમેબાઇદા (ખોવાયેલી કોમો)માં ગણે છે. બીજું, આ વાત પણ અરબસ્તાનના ઐતિહાસિક સત્યોમાંથી છે કે આદનો માત્ર એ જ હિસ્સો બાકી બચ્યો જે હઝરત હૂદ અ.સ.નો અનુયાયી હતો. આ જ બાકી રહેલા આદનું નામ ઇતિહાસમાં દ્વિતીય આદ છે અને હિસ્નેગુરાબનો એ શિલાલેખ કે જેનો અમે હમણાં જ ઉપર ઉલ્લેખ કર્યો છે, આ જ અવશેષોમાંથી છે. આ શિલાલેખમાં (જેને લગભગ ઈ.સ.પૂર્વે ૧૮૦૦ નું લખાણ માનવામાં આવે છે) પુરાતત્ત્વશાસ્ત્રીઓએ જે લખાણ વાંચ્યું છે તેના કેટલાંક વાકયો આ પ્રમાણે છેઃ-

> ''અમે એક લાંબો સમય આ કિલ્લામાં એવી રીતે પસાર કર્યો છે કે અમારૂં જીવન તંગાશ અને ગરીબીથી દૂર હતું, અમારી નહેરો નદીઓ પાણીથી ભરપૂર હતી. ...........અને અમારા શાસકો એવા રાજાઓ હતાં જે ખરાબ વિચારોથી મુકત અને તોફાની તત્ત્વો અને બગાડ ફેલાવનારા લોકો માટે સખત હતાં, તેઓ અમારી ઉપર હૂદની શરીઅતના કાનૂન પ્રમાણે રાજ કરતાં હતાં અને ઉમદા ચુકાદાઓ એક ગ્રંથમાં નોંધી લેવામાં આવતા હતાં, અને અમે ખુદાઈ ચમત્કારો અને મૃત્યુ પછી બીજીવાર ઊઠાવવા ઉપર ઈમાન ધરાવતા હતાં.''

આ લખાણ આજે પણ કુર્આનના આ નિવેદનને સમર્થન આપી રહ્યું છે કે પ્રાચીન આદની મહાનતા અને ભવ્યતા તથા સમૃદ્ધિના વારસદાર છેવટે એ જ લોકો થયાં જે હઝરત હૂદ અ.સ. ઉપર ઈમાન લાવ્યા હતાં.

(૫૭) આ અરબસ્તાનની સૌથી પ્રાચીન કોમોમાંથી બીજી કોમ છે જે આદ પછી સૌથી વધારે વિખ્યાત

بَيِّنَةٌ مِّنۡ رَّبِّكُمۡ ؕ هٰذِهٖ نَاقَةُ اللّٰهِ لَكُمۡ اٰيَةً فَذَرُوۡهَا تَاۡكُلۡ

**સ્પષ્ટ દલીલ આવી ગઈ છે. આ અલ્લાહની ઊંટણી તમારા માટે એક નિશાનીના રૂપમાં છે.[૫૮] એટલા માટે તેને છૂટી મૂકી દો કે અલ્લાહની**

અને જાણીતી છે. કુર્આનના ઊતરાણ પહેલાં તેમના કિસ્સા આરબોમાં પ્રચલિત હતાં. જહાલતકાળના કાવ્યો અને પ્રવચનોમાં ઘણી જગ્યાએ તેમનો ઉલ્લેખ જોવા મળે છે. અસીરિયાના શિલાલેખો તથા ગ્રીસ, એલેકઝાન્ડ્રિયા તથા રોમના પ્રાચીન ઈતિહાસકારો તથા ભુગોળશાસ્ત્રીઓ પણ આનો ઉલ્લેખ કરે છે. મસીહ અ.સ.ના જન્મના થોડા સમય પહેલાં સુધી આ કોમના કેટલાક બચેલા લોકો હયાત હતાં, એટલા માટે રોમન ઈતિહાસકારો વર્ણવે છે કે આ લોકો રોમન લશ્કરમાં ભરતી થયાં અને નબતીઓ સામે લડયાં જેમની સાથે તેમની દુશ્મનાવટ હતી.

આ કોમનું નિવાસસ્થાન ઉત્તર-પશ્ચિમ અરબસ્તાનનો એ વિસ્તાર હતો જે આજે પણ અલહિજ્રના ના નામે ઓળખાય છે. વર્તમાન સમયમાં મદીના તથા તબૂક વચ્ચે હિજાઝ રેલવે ઉપર એક રેલવે સ્ટેશન આવે છે જેને મદાઇનેસાલેહ કહેવામાં આવે છે. આ જ સમૂદની રાજધાની હતી અને પ્રાચીન સમયમાં હિજ્ર તરીકે ઓળખાતી હતી. આજ સુધી ત્યાં હજારો એકર ક્ષેત્રમાં એ પથ્થરની ઈમારતો જોવા મળે છે જેમને સમૂદના લોકોએ પર્વતોને કાપી કાપીને બનાવી હતી અને આ સૂમસામ શહેરને જોઈને કલ્પી શકાય છે કે કોઈ જમાનામાં આ શહેરની વસ્તી ચાર-પાંચ લાખ કરતાં ઓછી નહીં હોય. કુર્આનના ઊતરાણના સમયે હિજાઝના વેપારી કાફલાં આ પુરાતત્ત્વના પ્રાચીન અવશેષો વચ્ચેથી પસાર થતા હતાં. નબી સ.અ.વ. તબૂકના યુદ્ધ વખતે જયારે આ જગ્યાએથી પસાર થયાં ત્યારે આપે મુસલમાનોને આ પદાર્થપાઠ આપતા પ્રાચીન અવશેષો દેખાડયાં અને એ બોધ યાદ દેવડાવ્યો જે આ પ્રાચીન અવશેષોમાંથી કોઈ પણ સમજદાર માણસે ગ્રહણ કરવો જોઈએ. એક જગ્યાએ આપે એક કૂવા તરફ ઈશારો કર્યો અને જણાવ્યું કે આ એ જ કૂવો છે જેમાંથી હઝરત સાલેહ અ.સ.ની ઊંટણી પાણી પીતી હતી અને મુસલમાનોને સૂચના આપી કે ફકત આ જ કૂવામાંથી પાણી લેજો, બાકીના કૂવાઓનું પાણી પીશો નહીં. એક ડુંગર તરફ ચીંધીને આપે જણાવ્યું કે આ પહાડી રસ્તામાંથી તે ઊંટણી પાણી પીવા માટે આવતી હતી. એટલા માટે એ જગ્યા આજે પણ ફજ્જુન્નાકહ તરીકે પ્રખ્યાત છે. આ ખંડેરોમાં જે મુસલમાનો ફરી રહ્યા હતાં તેમને આપે ભેગા કર્યાં અને તેમની સામે એક પ્રવચન આપ્યું જેમાં સમૂદના અંજામને જોઈને બોધ લેવા જણાવ્યું અને કહ્યું કે આ એ કોમનો વિસ્તાર છે જેની ઉપર ખુદાની આફત ઊતરી હતી, એટલા માટે અહીંથી ઝડપથી પસાર થઈ જાઓ, આ સહેલગાહ નથી બલકે રૂદન નું મુકામ છે.

(૫૮) ફકરાને જોતાં સ્પષ્ટપણે જણાય છે કે પહેલા વાકયમાં અલ્લાહની જે ખુલ્લી નિશાનીનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનો અર્થ આ જ ઊંટણી છે જેને આ બીજા વાકયમાં "નિશાની" શબ્દ વડે વર્ણવવામાં આવ્યો છે. સૂરઃ શુઅરાની ૧૫૪થી ૧૫૮મી આયતમાં સ્પષ્ટતા કરવામાં આવી છે કે સમૂદના લોકોએ પોતે એક એવી નિશાનીની માગણી હઝરત સાલેહ અ.સ. સમક્ષ કરી હતી જે અલ્લાહ તરફથી તેમની નિમણૂંક માટેની ખુલ્લી દલીલ હોય અને આના જ જવાબમાં હઝરત સાલેહ અ.સ.એ એ ઊંટણી પ્રસ્તુત કરી હતી. આના ઉપરથી આ વાત તો બિલકુલ સાબિત થઈ જાય છે કે ઊંટણીનું પ્રગટ થવું એક ચમત્કાર હતો અને એ જ પ્રકારના ચમત્કારોમાંનો એક ચમત્કાર હતો જે કેટલાક નબીઓએ તેમની પયગમ્બરીના પૂરાવારૂપે ઈનકાર કરનારાઓની

فِيْٓ اَرْضِ اللّٰهِ وَلَا تَمَسُّوْهَا بِسُوْٓءٍ فَيَاْخُذَكُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٧٣﴾
وَاذْكُرُوْٓا اِذْ جَعَلَكُمْ خُلَفَآءَ مِنْۢ بَعْدِ عَادٍ وَّبَوَّاَكُمْ فِي
الْاَرْضِ تَتَّخِذُوْنَ مِنْ سُهُوْلِهَا قُصُوْرًا وَّتَنْحِتُوْنَ الْجِبَالَ
بُيُوْتًا ۚ فَاذْكُرُوْٓا اٰلَآءَ اللّٰهِ وَلَا تَعْثَوْا فِي الْاَرْضِ مُفْسِدِيْنَ ﴿٧٤﴾
قَالَ الْمَلَاُ الَّذِيْنَ اسْتَكْبَرُوْا مِنْ قَوْمِهٖ لِلَّذِيْنَ اسْتُضْعِفُوْا

**ધરતીમાં ચરતી ફરે તેને કોઈ બદઈરાદાથી સ્પર્શ કરશો નહીં નહીં તો એક પીડાકારી આફત તમને ઝડપી લેશે. યાદ કરો એ સમય કે જ્યારે અલ્લાહે આદની કોમ પછી તમને તેના ઉત્તરાધિકારી બનાવ્યાં અને તમને ધરતી ઉપર આ દરજ્જો એનાયત કર્યો કે આજે તમે તેના સપાટ મેદાનોમાં ભવ્ય મહેલો બાંધો છો અને તેના પર્વતોને ઘરોના આકારમાં કોતરો છો,[૫૯] તો તેની કુદરતના કરિશ્માઓથી ગાફેલ ન થઈ જાઓ અને ધરતીમાં બગાડ ન ફેલાવો.''[૬૦]**

**તેની કોમના સરદારોએ કે જે મોટાં બનેલા હતાં, નબળા વર્ગના એ લોકોને કે**

માગણી થતાં રજૂ કર્યાં છે. આ ઉપરાંત આ વાત પણ આ ઊંટણીના ચમત્કારિક જન્મ માટે દલીલ છે કે હઝરત સાલેહ અ.સ.એ તેને રજૂ કરીને ઈનકાર કરનારાઓને ધમકી આપી કે બસ, હવે આ ઊંટણીના જીવ ઉપર તમારૂં જીવન અવલંબે છે. આ ઊંટણી મુક્ત રીતે તમારી જમીનોમાં ચરતી ફરશે. એક દિવસ આ એકલી જ પાણી પીશે અને બીજા દિવસે સમગ્ર કોમના પશુ પાણી પીશે અને જો તમે આને હાથ અડાડયો તો એકાએક તમારી ઉપર ખુદાની આફત તૂટી પડશે. દેખીતું છે કે આવી છટાથી એ જ વસ્તુને રજૂ કરી શકાતી હતી જેનું અસામાન્ય હોવું લોકોએ પોતાની સગી આંખે જોઈ લીધું હોય. બીજું, ઘણાં સમય સુધી આ લોકો તેને મુકત રીતે ચરવાને તથા એક દિવસ એકલી તે પાણી પીએ અને બીજા દિવસે તેમના પશુઓ પાણી પીએ તેને કમને સહન કરતા રહ્યાં અને છેવટે ખૂબ જ ચર્ચા-વિચારણા તથા ષડયંત્રો કર્યા પછી તેમણે તેની હત્યા કરી, એવી હાલતમાં કે હઝરત સાલેહ અ.સ.ની પાસે કોઈ તાકાત ન હતી જેનો તેમને કોઈ ડર હોય. આ હકીકત ઉપર વધારાની દલીલ છે કે એ લોકો તે ઊંટણીથી ભયભીત હતાં અને જાણતા હતાં કે આની પાછળ જરૂર કોઈ શક્તિ છે જેના જોરે તે આપણી વચ્ચે મજેથી ફરે છે. પરંતુ કુર્આન આ બાબત અંગે કોઈ સ્પષ્ટતા કરતું નથી કે આ ઊંટણી કેવી હતી અને કેવી રીતે અસ્તિત્વમાં આવી. કોઈ સહીહ હદીસમાં પણ આના ચમત્કાર દ્વારા જન્મવાની કેફિયતનું વર્ણન કરવામાં આવ્યું નથી. એટલા માટે એ રિવાયતોને સ્વીકારવી જરૂરી નથી જે તફસીરકર્તાઓએ તેના જન્મની કેફિયત વિષે નોંધી છે. પરંતુ આ વાત કે તે કોઈને કોઈ રીતે એક ચમત્કારની હેસિયત ધરાવતી હતી, કુર્આન દ્વારા સાબિત છે.

(૫૯) સમૂદનો આ હુન્નર એવો જ હતો જેવો ભારતમાં ઈલોરા-અંજતા અને બીજા કેટલાંક સ્થળોમાં

لِمَنْ اٰمَنَ مِنْهُمْ اَتَعْلَمُوْنَ اَنَّ صٰلِحًا مُّرْسَلٌ مِّنْ رَّبِّهٖ ؕ
قَالُوْۤا اِنَّا بِمَاۤ اُرْسِلَ بِهٖ مُؤْمِنُوْنَ ﴿۷۵﴾ قَالَ الَّذِيْنَ اسْتَكْبَرُوْۤا
اِنَّا بِالَّذِيْۤ اٰمَنْتُمْ بِهٖ كٰفِرُوْنَ ﴿۷۶﴾ فَعَقَرُوا النَّاقَةَ وَ عَتَوْا عَنْ
اَمْرِ رَبِّهِمْ وَ قَالُوْا يٰصٰلِحُ ائْتِنَا بِمَا تَعِدُنَاۤ اِنْ كُنْتَ مِنَ
الْمُرْسَلِيْنَ ﴿۷۷﴾ فَاَخَذَتْهُمُ الرَّجْفَةُ فَاَصْبَحُوْا فِيْ دَارِهِمْ
جٰثِمِيْنَ ﴿۷۸﴾ فَتَوَلّٰى عَنْهُمْ وَ قَالَ يٰقَوْمِ لَقَدْ اَبْلَغْتُكُمْ رِسَالَةَ
رَبِّيْ وَ نَصَحْتُ لَكُمْ وَ لٰكِنْ لَّا تُحِبُّوْنَ النّٰصِحِيْنَ ﴿۷۹﴾

---

**જે ઈમાન લઈ આવ્યા હતાં, કહ્યું ''શું તમે ખરેખર આ જાણો છો કે સાલેહ તેના માલિકનો પયગમ્બર છે ?'' તેમણે જવાબ આપ્યો ''નિઃશંક, જે સંદેશ સાથે તેને મોકલવામાં આવ્યો છે તેને અમે માનીએ છીએ.'' એ મોટાઈના દાવેદારોએ કહ્યું ''જે વસ્તુને તમે માની છે અમે તેના ઇનકારી છીએ.''**

**પછી તેમણે તે ઊંટણીને મારી નાખી[૬૧] અને પૂર્ણ વિદ્રોહ સાથે તેમના માલિકના હુકમનો અનાદર કરી બેઠાં, અને સાલેહને કહી દીધું કે ''લઈ આવ એ આફત જેની તું અમને ધમકી આપે છે જો તું ખરેખર પયગમ્બરોમાંથી છે.'' છેવટે એક ધણધણાવતી આફતે[૬૨] તેમને ઝડપી લીધાં અને તેઓ તેમનાં ઘરોમાં ઊંધા જ પડેલા રહી ગયાં. અને સાલેહ આ કહેતો કહેતો તેમના વસ્તીઓમાંથી નીકળી ગયો કે. ''હે મારી કોમ, મેં મારા માલિકનો સંદેશો તને પહોંચાડી દીધો અને મેં તારૂં ઘણું ભલું ઇચ્છયું, પરંતુ હું શું કરૂં કે તને તારા શુભચિંતકો પસંદ જ નથી.''**

---

જોવા મળે છે, એટલે કે તેઓ પર્વતોને કાપીને તેમની અંદર મોટા મોટા શાનદાર ભવનો બાંધતા હતાં, જેમ કે ઉપર વર્ણન કરવામાં આવ્યું. મદાઇનેસાલેહમાં આજ સુધી તેમની કેટલીક ઇમારતો જેવી પહેલાં હતી તેવી મોજૂદ છે અને તેમને જોઈને ખ્યાલ આવે છે કે એ કોમે ઇજનેરી વિદ્યામાં કેવી આશ્ચર્યજનક પ્રગતિ કરી હતી.

(૬૦) એટલે કે આદના અંજામમાંથી પદાર્થપાઠ ગ્રહણ કરો. જે ખુદાની કુદરતે એ બગડેલી કોમને નાશ કરીને તમને તેની જગ્યાએ ઊંચોદરજ્જો આપ્યો એ જ ખુદા તમને પણ નષ્ટ કરીને બીજા લોકોને તમારા ઉત્તરાધિકારી બનાવી શકે છે જો તમે પણ આદની જેમ બગડી જાઓ. (સમજૂતી માટે જુઓ, નોંધ ક્રમાંક ૫૨).

(૬૧) જો કે ઊંટણી મારી એક જ માણસે હતી જેમ કે સૂરઃ કમર તથા સૂરઃ શમ્સમાં કહેવામાં આવ્યું છે,

وَلُوۡطًا اِذۡ قَالَ لِقَوۡمِهٖۤ اَتَاۡتُوۡنَ الۡفَاحِشَةَ مَا سَبَقَكُمۡ بِهَا مِنۡ
اَحَدٍ مِّنَ الۡعٰلَمِيۡنَ ﴿۸۰﴾ اِنَّكُمۡ لَتَاۡتُوۡنَ الرِّجَالَ شَهۡوَةً مِّنۡ دُوۡنِ النِّسَآءِ ؕ

---

**અને લૂતને અમે પયગમ્બર બનાવીને મોકલ્યો, પછી યાદ કરો જ્યારે તેણે તેની કોમને[૬૩] કહ્યું "શું તમે એવા નિર્લજ્જ થઈ ગયાં છો કે એ અનીતિનું કૃત્ય કરો છો જે તમારી અગાઉ દુનિયામાં કોઈએ નથી કર્યું? તમે સ્ત્રીઓને છોડીને પુરુષો દ્વારા તમારી કામવાસના સંતોષો છો.[૬૪]**

---

પરંતુ કેમ કે સમગ્ર કોમ એ અપરાધીના ટેકામાં હતી અને તે હકીકતમાં એ અપરાધી કોમની ઈચ્છા પૂરી કરવાનો એક સાધન જ હતો એટલા માટે આરોપ સમગ્ર કોમ ઉપર મૂકવામાં આવ્યો છે. એ દરેક ગુન્હો કે જે કોમની ઈચ્છા અનુસાર કરવામાં આવે અથવા જેનું આચરણ કરીને કોમની પ્રસન્નતા અને પસંદગી પ્રાપ્ત થાય, તે એક કોમી ગુન્હો છે, ભલે પછી તેનો કરનાર એક જ માણસ હોય. એટલું જ નહીં બલકે કુર્આન તો કહે છે જે ગુન્હા કોમની અંદર ઉઘાડેછોગ કરવામાં આવે અને કોમ તેને ચલાવી લે તો તે પણ કોમનો ગુન્હો છે.

(૬૨) આ આફતને અહીં رجفه (ધણધણાવી નાખનારી, હચમચાવી દેનારી) કહેવામાં આવી છે અને બીજા સ્થળોએ આના જ માટે صَيْحَة (ચીસ) صاعقه (ગર્જના) અને طاغيه (સખત ધમાકેદાર અવાજ)ના શબ્દો વાપરવામાં આવ્યાં છે.

(૬૩) આ કોમ એ વિસ્તારમાં રહેતી હતી જેને આજે પૂર્વ જોર્ડન (Trans Jordan) કહેવામાં આવે છે અને જ ઈરાક અને ફિલિસ્તીન વચ્ચે આવેલો છે. બાઈબલમાં આ કોમના પાટનગરનું નામ "સુદોમ" આપવામાં આવ્યું છે જે કાં તો મૃતસાગરની નજીક કોઈક જગ્યાએ આવેલું હતું અથવા મૃતસાગરમાં ગરકાવ થઈ ગયું છે. તલમૂદમાં લખ્યું છે કે સુદોમ ઉપરાંત બીજા ચાર મોટા મોટા શહેરો પણ હતાં અને આ શહેરો વચ્ચેનો વિસ્તાર બાગ-બગીચાંથી એવી રીતે છવાયેલો હતો કે માઈલો સુધી જાણે એકલો બગીચો જ હતો જેની સુંદરતા જોઈને માણસની ઉપર મસ્તી છવાઈ જતી હતી. પરંતુ આજે એ કોમનું નામનિશાન દુનિયામાંથી ભૂંસાઈ ગયું છે. અને આ પણ નકકી નથી કે તેમના શહેરો ચોકકસ કઈ જગ્યાએ આવેલા હતાં. હવે માત્ર મૃતસાગર જ એક એવી યાદગીરી બાકી રહી છે જેને આજ સુધી લૂતસાગર કહેવામાં આવે છે.

હઝરત લૂત અ.સ. હઝરત ઈબ્રાહીમ અ.સ.ના ભત્રીજા હતાં. પોતાના કાકાની સાથે ઈરાકથી નીકળ્યાં અને થોડા સમય સુધી સીરિયા, ફિલિસ્તીન અને મિસ્રમાં ભ્રમણ કરીને ખુદાઈ સંદેશ પહોંચાડવાનો અનુભવ મેળવતા રહ્યાં. ત્યારબાદ પયગમ્બરીના કાયમી પદ ઉપર નીમાતાં આ બગડેલી કોમની સુધારણા માટે નિયુકત થયાં. સુદોમના લોકોને એમની કોમ એટલા માટે કહેવામાં આવી છે કે કદાચ એ કોમની સાથે એમનો સગાઈનો સંબંધ હશે.

યહૂદીઓ દ્વારા ફેરફાર કરવામાં આવેલી બાઈબલમાં હઝરત લૂત અ.સ.ના ચારિત્ર્ય ઉપર જ્યાં બીજા ઘણાં કલંક લગાડવામાં આવ્યાં છે, ત્યાં એક કલંક આ પણ છે કે તેઓ હઝરત ઈબ્રાહીમ અ.સ.ની સાથે ઝઘડો કરીને સુદોમના ઈલાકામાં જતા રહ્યા હતાં. (જન્મ, પ્રકરણ ૧૩, આયત ૧ થી ૧૨). પરંતુ કુર્આન આ ખોટી વાતનું ખંડન કરે છે. એ કહે છે કે અલ્લાહે તેમને પયગમ્બર બનાવીને એ કોમની તરફ મોકલ્યા હતાં.

(૬૪) બીજા સ્થળોએ આ કોમના બીજા કેટલાક નૈતિક ગુનાઓનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે,

بَلْ اَنْتُمْ قَوْمٌ مُّسْرِفُوْنَ ﴿٨١﴾ وَمَا كَانَ جَوَابَ قَوْمِهٖۤ اِلَّاۤ اَنْ قَالُوْۤا
اَخْرِجُوْهُمْ مِّنْ قَرْيَتِكُمْ ۚ اِنَّهُمْ اُنَاسٌ يَّتَطَهَّرُوْنَ ﴿٨٢﴾ فَاَنْجَيْنٰهُ

**હકીકતઆ છે કે તમે તદ્દન હદથી આગળ નીકળી જનારા લોકો છો.'' પરંતુ તેની કોમનો જવાબ આના સિવાય બીજો ન હતો કે ''કાઢો આ લોકોને તમારી વસ્તીઓમાંથી, મોટા ચોખલિયા બને છે આ.''[૬૫] છેવટે અમે લૂત અને**

પરંતુ અહીં તેમના સૌથી મોટા અપરાધનું વર્ણન કરીને સંતોષ માનવામાં આવ્યો છે જેના કારણે તેમની ઉપર આફત ઊતરી.

આ ઘૃણાસ્પદ કૃત્ય જેના કારણે આ કોમે કાયમી ખ્યાતિ મેળવી છે, તેના આચરણથી તો દુરાચારી લોકો કયારેય દૂર રહ્યાં નહીં, પરંતુ આ ગૌરવ માત્ર ગ્રીસને મળેલું છે કે તેના ફિલસૂફીઓએ આ અધમ ગુન્હાને નૈતિકતાના ઉમદા લક્ષણના દરજ્જા સુધી લઈ જવાનો પ્રયત્ન કર્યો અને એ પછી પણ કચાશ બાકી રહી ગઈ હતી તેને આધુનિક પશ્ચિમી સભ્યતાએ પૂરી કરી કે જાહેરમાં તેની તરફેણમાં ભારે પ્રચાર કરવામાં આવ્યો, એટલે સુધી કે અમુક દેશોની સંસદોએ તેનો કાયદો ઘડીને કાયદેસર ઠરાવી દીધો. જો કે આ તદ્દન સ્પષ્ટ હકીકત છે કે સજાતીય સંભોગ પૂર્ણ રીતે પ્રાકૃતિક રીતની તદ્દન વિરૂદ્ધ છે. અલ્લાહતઆલાએ તમામ જીવધારી પ્રજાતિઓમાં નર અને માદા વચ્ચે તફાવત માત્ર વંશવૃદ્ધિ અને પ્રજાતિને બાકી રાખવા માટે રાખ્યો છે અને માનવજાતિમાં આનો વધારાનો ઉદ્દેશ્ય આ પણ છે કે બન્ને જાતિઓની વ્યક્તિઓ મળીને એક કુટુંબને અસ્તિત્વમાં લાવે અને તેના દ્વારા સભ્યતાનો પાયો નંખાય. આ જ હેતુ માટે પુરૂષ અને સ્ત્રીની બે અલગ જાતિઓ બનાવવામાં આવી છે, તેમની અંદર એકબીજા માટે જાતીય આકર્ષણ પેદા કરવામાં આવ્યું છે, તેમની શરીર રચના તથા માનસિક રચના એકબીજાના જવાબમાં દાંપત્ય જીવનના હેતુ માટે બિલકુલ સુયોગ્ય બનાવવામાં આવી છે અને તેમના પરસ્પર આકર્ષણમાં એ આનંદ રાખવામાં આવ્યો છે જે કુદરતની મરજીને પૂરી કરવા માટે એકીસાથે આમંત્રક અને ચાલકબળ પણ છે અને આ સેવાનો બદલો પણ. પરંતુ જે માણસ કુદરતની આ યોજનાની વિરૂદ્ધ વર્તીને તેની સજાતીય વ્યક્તિ સાથે જાતીય આનંદ મેળવે છે તે એક જ સમયે અનેકો ગુન્હાઓનું આચરણ કરતી હોય છે. પહેલા તે પોતાની અને પોતાના સાથીની કુદરતી શરીર રચના અને માનસિક સંરચનાની સામે યુદ્ધ કરે છે અને તેમાં મોટો બગાડ પેદા કરે છે જેના લીધે બન્નેના શરીર, મન અને નૈતિકતા ઉપર અત્યંત ખરાબ અસરો પડે છે. બીજું, તે પ્રકૃતિ સાથે ગદ્દારી અને અપ્રમાણિકતાનું આચરણ કરે છે, કેમકે પ્રકૃતિએ જે આનંદને જાતિ તથા સભ્યતાની સેવાનો ઇનામ બનાવ્યો હતો અને જેની પ્રાપ્તિને ફરજો, જવાબદારીઓ તથા હકકોની સાથે જોડી હતી તે તેને કોઈ પણ સેવા બજાવ્યા વિના અને કોઈ પણ ફરજ અને હકક અદા કર્યા વિના તથા કોઈ પણ જવાબદારી માથે લીધા વિના ચોરી લે છે. ત્રીજું, તે માનવસમાજ સાથે ખુલ્લી અપ્રમાણિકતા આચરે છે કે સમાજે સ્થાપેલી સામાજિક સંસ્થાઓમાંથી લાભ તો ઊટાવી લે છે પરંતુ જયારે તેનો પોતાનો વારો આવે છે ત્યારે હકકો, ફરજો અને જવાબદારીઓનો બોજો ઊઠાવવાને બદલે તેની શક્તિઓને તદ્દન સ્વાર્થી રીતે એવી રીત માટે વાપરે છે જે સામાજિક સંસ્કૃતિ અને નૈતિકતા માટે ફકત બિનલાભદાયી જ નથી બલકે સ્વીકૃત રીતે હાનિકારક છે. તે પોતાની જાતને વંશ અને પરિવારની સેવા માટે ગેરલાયક બનાવે છે, પોતાની સાથે ઓછામાં ઓછા એક પુરૂષને

وَ اَهْلَهٗۤ اِلَّا امْرَاَتَهٗ ۖ كَانَتْ مِنَ الْغٰبِرِيْنَ ﴿٨٣﴾ وَ اَمْطَرْنَا
عَلَيْهِمْ مَّطَرًا ؕ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُجْرِمِيْنَ ﴿٨٤﴾




**તેના ઘરના લોકોને — તેની પત્ની સિવાય જે પાછળ રહી જનારા લોકોમાં હતી[૬૬] — બચાવીને કાઢી દીધાં અને એ કોમ ઉપર વરસાવ્યો એક વરસાદ,[૬૭] પછી જુઓ કે એ અપરાધીઓનો શો અંજામ આવ્યો.[૬૮] (રુકૂઅ ૧૦)**

બિનકુદરતી હીજડાવૃત્તિમાં નાખી દે છે, અને ઓછામાં ઓછી બે સ્ત્રીઓ માટે પણ જાતીય બદચલની તથા નૈતિક પતનનો દરવાજો ખોલી નાખે છે.

(૬૫) આના ઉપરથી જણાયું કે આ લોકો ફકત નિર્લ્લજ, દુષ્ચરિત્ર તથા અનૈતિક જ ન હતાં બલકે નૈતિક પતનમાં એટલી હદે નીચે જતા રહ્યા હતાં કે તેઓ તેમની વચ્ચે થોડાક સદાચારી માણસો અને સદાચરણ તરફ બોલાવનારા અને દુરાચારણ સામે રોકનારા માણસોના અસ્તિત્વ સુદ્ધાંને સાંખી લેવા માગતા ન હતાં. તેઓ બૂરાઈઓમાં એટલી હદે ડૂબી ગયા હતાં કે સુધારણાનો અવાજ પણ સહન કરી શકતા ન હતાં અને શુદ્ધતાના આ નાનકડા તત્ત્વને પણ કાઢી નાખવા માગતા હતાં જે તેમના ઘૃણાજનક વાતાવરણમાં બાકી રહી ગયું હતું. આ જ હદે પહોંચ્યા પછી અલ્લાહતઆલા તરફથી તેમના વિનાશનો ફેંસલો કરવામાં આવ્યો કેમકે જે કોમની અંદર સામાજિક જીવનમાં શુદ્ધતાનું મામૂલી પણ તત્ત્વ બાકી ન રહી શકે ત્યારે તેને આ ધરતી ઉપર જીવતી રાખવાનું કોઈ કારણ રહેતું નથી. સડી ગયેલાં ફળોની ટોપલીમાં જયાં સુધી થોડાં સારાં ફળ રહેલાં હોય ત્યાં સુધી તો એ ટોપલીને રાખી શકાય પરંતુ જયારે એ ફળો પણ તેમાંથી નીકળી જાય ત્યારે એ ટોપલીનો કોઈ ઉપયોગ એ સિવાય નથી રહેતો કે તેને ઉકરડામાં ખાલી કરી નાખવામાં આવે.

(૬૬) બીજા સ્થળોએ આ સ્પષ્ટતા છે કે હઝરત લૂત અ.સ.ની આ પત્ની, જે લગભગ એ જ કોમની પુત્રી હતી, તેના કાફિર સગાવહાલાંની સાથે રહી અને છેવટ સુધી તેણે તેમનો સાથ છોડયો નહીં એટલા માટે આફત પહેલાં જયારે અલ્લાહતઆલાએ હઝરત લૂત અ.સ. અને તેમના ઈમાનવાળા સાથીઓને હિજરત કરવાનો આદેશ આપ્યો ત્યારે સૂચના આપી કે આ મહિલાને સાથે લેવામાં ન આવે.

(૬૭) વરસાદનો અર્થ અહીં પાણીનો વરસાદ નથી બલકે પથ્થરોની વર્ષા છે જેમ કે બીજા સ્થળોએ કુર્આનેમજીદમાં જણાવવામાં આવ્યું છે. બીજું, આ પણ કુર્આનમાં કહેવામાં આવ્યું છે કે તેમની વસ્તીઓને ઊંધી પાડી દેવામાં આવી અને તેમને ગાયબ કરી દેવામાં આવી.

(૬૮) અહીં અને બીજા સ્થળો ઉપર કુર્આનેમજીદમાં ફકત એટલું જ જણાવવામાં આવ્યું છે કે સૃષ્ટિ વિરૂદ્ધનું કર્મ એક સૌથી ખરાબ ગુન્હો છે જેના માટે એક કોમ અલ્લાહતઆલાના પ્રકોપનો ભોગ બની. આના પછી આ વાત આપણને નબી સ.અ.વ.ના માર્ગદર્શન દ્વારા જણાઈ કે આ એક એવો અપરાધ છે કે જેનાથી સમાજને મુકત રાખવાનો પ્રયાસ કરવો ઈસ્લામી રાજયની ફરજોમાંથી છે તેમજ આ અપરાધના આચરણ કરનારાઓને સખત સજા આપવી જોઈએ. હદીસમાં જુદી જુદી રિવાયતો જે નબી સ.અ.વ. પાસેથી નોંધવામાં આવી છે તેમાંથી કોઈમાં આપણને આ શબ્દો જોવા મળે છે કે اقتلوا الفاعل والمفعول به (કર્તા અને જેની ઉપર કર્મ

# وَ اِلٰى مَدْيَنَ اَخَاهُمْ شُعَيْبًا ؕ قَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ

**અને મદયનવાળાં[૬૯] તરફ અમે તેમના ભાઈ શુઐબને મોકલ્યો. તેણે કહ્યું "હે મારી કોમના ભાઈઓ, અલ્લાહની બંદગી**

કરવામાં આવ્યું હોય તેમને મારી નાખો). કોઈમાં આ હુકમમાં આટલો ઉમેરો પણ છે કે احصنا اولم يحصنا (પરણેલાં હોય કે અપરિણિત). અને કોઈમાં છે કે فارجموا الاعلى والاسفل (ઉપર અને નીચેવાળો, બન્નેને સંગસાર કરવામાં આવે.) પરંતુ કેમકે નબી સ.અ.વ.ના જમાનામાં આવો કોઈ મુકદ્દમો ચાલ્યો ન હતો તેથી ચોકકસપણે એ વાત નકકી ન થઈ શકી કે આની સજા કેવી રીતે આપવામાં આવે. સહાબીઓમાંથી હઝરત અલી રદિ.નો આ મત છે કે અપરાધીની તલવાર વડે હત્યા કરવામાં આવે અને તેને દફન કરવાને બદલે તેના શબને બાળવામાં આવે. આ જ મત સાથે હઝરત અબૂબક્ર રદિ.એ સહમતિ દર્શાવી છે. હઝરત ઉમર રદિ. અને હઝરત ઉસ્માન રદિ.નો મત આ છે કે કોઈ જૂના પુરાણા મકાન નીચે ઊભો રાખીને એ મકાનને તેની ઉપર પાડી દેવામાં આવે. ઈબ્ને અબ્બાસ રદિ.નો મત આ છે કે ગામના સૌથી ઊંચા મકાન ઉપરથી તેને માથાભેર ફેંકી દેવામાં આવે અને ઉપરથી પથ્થરો મારવામાં આવે. શરીઅતના કાયદા વિદોમાંથી ઈમામ શાફઈ કહે છે કે કર્તા અને જેની ઉપર આ કર્મ કરવામાં આવ્યું છે તે બન્ને મૃત્યુદંડને પાત્ર છે, ભલે પછી તેઓ પરણેલાં હોય કે અપરિણીત. શઅબી, ઝુહરી, માલિક અને અહમદ રહે. કહે છે કે તેમની સજા રજમ છે. સઈદ બિન મુસૈયબ, અતાઅ, હસન બસરી, ઈબ્રાહીમ નખઈ, સુફયાન સૌરી અને ઔઝાઈ રહે. ના મત અનુસાર આ અપરાધ બદલ એ જ સજા આપવામાં આવશે જે સજા વ્યભિચારની છે એટલે કે અપરિણીત ગુનેગારને ૧૦૦ કોરડા મારવામાં આવશે તથા દેશનિકાલ કરવામાં આવશે અને પરણેલાને રજમ કરવામાં આવશે. ઈમામ અબૂ હનીફાના મત પ્રમાણે આના માટે કોઈ હદ (સજા) નકકી નથી બલકે આ કૃત્ય ફોજદારી ગુન્હાને પાત્ર છે, જેવી પરિસ્થિતિ અને જરૂરિયાત પ્રમાણે કોઈ પદાર્થપાઠ આપનારી સજા આના માટે આપી શકાય. ઈમામ શાફઈ પાસેથી પણ એક કથન આના ટેકામાં નોંધાયેલું છે.

યાદ રહે કે પુરૂષ માટે આ વાત તદ્દન પ્રતિબંધિત અને હરામ છે કે તે પોતે પોતાની પત્ની સાથે સૃષ્ટિ વિરૂદ્ધનું કર્મ કરે. અબૂ દાઊદમાં નબી સ.અ.વ.નું કથન નોંધાયેલું છે કે ملعون من اتى المرأة فى دبرها (પત્ની સાથે આ કૃત્ય કરનાર લાનતનો મારેલો છે). ઈબ્ને માજહ અને મુસ્નદ અહમદમાં નબી સ.અ.વ.ના આ શબ્દો નોંધાયેલાં છે કે لا ينظر الله الى رجل جامع امرأته فى دبرها (અલ્લાહ એ પુરૂષની તરફ કદાપિ કૃપાદષ્ટિથી જોશે નહીં જે પત્ની સાથે આ કૃત્ય આચરે). તિર્મિઝીમાં નબી સ.અ.વ.નું આ કથન નોંધાયેલું છે કે من اتى حائضا او امرأة فى دبرها او كاهنا فصدّقه فقد كفر بما انزل على محمّدٌ (જેણે માસિક ધર્મમાં રહેલી સ્ત્રી સાથે સંભોગ કર્યો અથવા પત્નીની સાથે સૃષ્ટિ વિરૂદ્ધનું કર્મ કર્યું, અથવા જ્યોતિષ પાસે ગયો અને તેની આગાહીઓને સમર્થન આપ્યું તેણે એ શિક્ષણ સાથે કુફ્ર કર્યું જે મુહમ્મદ સ.અ.વ. ઉપર ઊતર્યું છે).

(૬૯) મદ્યનનો મૂળ પ્રદેશ હિજાઝના ઉત્તર-પશ્ચિમ અને ફિલિસ્તીનના દક્ષિણમાં રાતા સમુદ્ર અને ઉકબાના અખાતના કાંઠા ઉપર આવેલો હતો પરંતુ સીનાના દ્વીપકલ્પના પૂર્વીયકાંઠા ઉપર પણ તેનો કેટલોક ભાગ ફેલાયેલો હતો. આ એક મોટી વેપારી પ્રજા હતી. પ્રાચીન સમયમાં જે વેપારી ધોરીમાર્ગ રાતા સમુદ્રના કિનારે યમનથી મકકા અને યંબૂઅ થઈને સીરિયા સુધી જતો હતો, અને એક બીજો વેપારી ધોરીમાર્ગ જે ઈરાકથી મિસ્ર તરફ જતો હતો, તેના બરાબર ચોકડી ઉપર આ પ્રજાની વસ્તીઓ આવેલી હતી. આના જ કારણે અરબસ્તાનનું

مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ قَدْ جَآءَتْكُمْ بَيِّنَةٌ مِّنْ رَّبِّكُمْ فَاَوْفُوا
الْكَيْلَ وَالْمِيْزَانَ وَلَا تَبْخَسُوا النَّاسَ اَشْيَآءَهُمْ وَلَا تُفْسِدُوْا
فِى الْاَرْضِ بَعْدَ اِصْلَاحِهَا ؕ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ
مُّؤْمِنِيْنَ ﴿۸۵﴾ وَلَا تَقْعُدُوْا بِكُلِّ صِرَاطٍ تُوْعِدُوْنَ وَتَصُدُّوْنَ
عَنْ سَبِيْلِ اللّٰهِ مَنْ اٰمَنَ بِهٖ وَتَبْغُوْنَهَا عِوَجًا ۚ وَاذْكُرُوْۤا اِذْ

**કરો, તેના સિવાય તમારો કોઈ ખુદા નથી તમારી પાસે તમારા માલિક તરફથી સ્પષ્ટ માર્ગદર્શન આવી ગયું છે, તેથી તોલ અને માપ પૂરાં ભરો, લોકોને તેમની વસ્તુઓમાં ઘટ ન આપો[૭૦] અને ધરતીમાં બગાડ ન ફેલાવો જ્યારે કે તેની સુધારણા થઈ ચૂકી છે,[૭૧] આમાં જ તમારી ભલાઈ છે જો તમે સાચા મોમિન છો.[૭૨] અને (જીવનના) દરેક માર્ગ ઉપર લુંટારાં બનીને ન બેસી જાઓ કે લોકોને ડરાવવા અને ઈમાનવાળાઓને અલ્લાહના માર્ગથી રોકવા લાગો અને સીધા માર્ગને વાંકો કરવા પાછળ પડી જાઓ. યાદ કરો એ સમય કે જ્યારે**

એકેએક બાળક મદ્‌યનથી વાકેફ હતો અને તેના વિનાશ પછી પણ અરબસ્તાનમાં તેની ખ્યાતિ બાકી હતી કેમકે આરબોના વેપારી કાફલા મિસ્ર અને સીરિયા તરફ જતી વખતે કાયમ એમના અવશેષો વચ્ચેથી પસાર થતા હતાં.

મદ્‌યનના લોકો વિષે એક બીજી પણ જરૂરી વાત જે સારી રીતે સમજી લેવી જોઈએ તે આ છે કે આ લોકો હકીકતમાં હઝરત ઈબ્રાહીમ અ.સ.ના પુત્ર મિદ્‌યાન સાથે સંબંધ ધરાવે છે જે એમની ત્રીજી પત્ની કતૂરાઅથી જન્મ્યા હતાં. પ્રાચીન સમયના નિયમ પ્રમાણે જે લોકો કોઈ મોટા માણસની સાથે જોડાઈ જતા હતાં તેઓ ધીમે ધીમે તેની જ સંતાનમાં ગણાઈને બનીફલાં (ફલાણાની સંતાન) તરીકે ઓળખાતા હતાં. આ જ નિયમ પ્રમાણે અરબસ્તાનની વસ્તીનો મોટો ભાગ બનીઈસ્માઈલ તરીકે ઓળખાયો અને યા'કૂબની સંતાનના હાથે ઈસ્લામ કબૂલ કરનારા લોકો બધાં જ બનીઈસ્રાઈલના સર્વગ્રાહી નામથી ઓળખાયાં. આવી જ રીતે મદ્‌યનના પ્રદેશની તમામ વસ્તી પણ જે મિદ્‌યાન બિન ઈબ્રાહીમ અ.સ.ના પ્રભાવ હેઠળ આવી તે બની મિદ્‌યાન તરીકે ઓળખાઈ અને તેમના દેશનું નામ જ મદ્‌યન અથવા મદ્‌યાન તરીકે જાણીતું થઈ ગયું. આ ઐતિહાસિક હકીકત જાણી લીધા પછી આ અનુમાન કરવાનું કોઈ કારણ રહેતું નથી કે આ કોમને સત્યદીનનો અવાજ પહેલી વખત હઝરત શુઐબ અ.સ. મારફતે પહોંચ્યો હતો. હકીકતમાં બનીઈસ્રાઈલની જેમ શરૂઆતમાં તેઓ પણ મુસલમાનો જ હતાં અને શુઐબ અ.સ.ના નબૂવ્વતકાળમાં તેમની સ્થિતિ એક બગડેલી મુસલમાન કોમ જેવી જ હતી જેવી હાલત બનીઈસ્રાઈલની મૂસા અ.સ.ની નબૂવ્વત વખતે હતી. હઝરત ઈબ્રાહીમ અ.સ. પછી ૬૦૦-૭૦૦ વર્ષ સુધી શિર્ક કરનારી અને અનૈતિક આચરણ કરનારી કોમો વચ્ચે રહેતાં રહેતાં આ લોકો પણ શિર્ક શીખી ગયા હતાં અને અનૈતિક કૃત્યોમાં પડી ગયા હતા. આમ છતાં તેમનો ઈમાનનો દાવો અને તેના માટેનું ગૌરવ એમ ને એમ જ જળવાયેલું હતું.

كُنْتُمْ قَلِيلًا فَكَثَّرَكُمْ ۖ وَانْظُرُوا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُفْسِدِينَ ﴿٨٦﴾
وَإِنْ كَانَ طَآئِفَةٌ مِّنْكُمْ اٰمَنُوا بِالَّذِيْٓ اُرْسِلْتُ بِهٖ وَطَآئِفَةٌ
لَّمْ يُؤْمِنُوا فَاصْبِرُوا حَتّٰى يَحْكُمَ اللّٰهُ بَيْنَنَا ۚ وَهُوَ خَيْرُ الْحٰكِمِيْنَ ﴿٨٧﴾
قَالَ الْمَلَاُ الَّذِيْنَ اسْتَكْبَرُوْا مِنْ قَوْمِهٖ لَنُخْرِجَنَّكَ
يٰشُعَيْبُ وَالَّذِيْنَ اٰمَنُوْا مَعَكَ مِنْ قَرْيَتِنَآ اَوْ لَتَعُوْدُنَّ فِيْ
مِلَّتِنَا ؕ قَالَ اَوَلَوْ كُنَّا كٰرِهِيْنَ ﴿٨٨﴾ قَدِ افْتَرَيْنَا عَلَى اللّٰهِ كَذِبًا
اِنْ عُدْنَا فِيْ مِلَّتِكُمْ بَعْدَ اِذْ نَجّٰىنَا اللّٰهُ مِنْهَا ؕ وَمَا
يَكُوْنُ لَنَآ اَنْ نَّعُوْدَ فِيْهَآ اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ رَبُّنَا ؕ

**તમે થોડા હતાં પછી અલ્લાહે તમને ઘણાં કરી દીધાં, અને આંખો ખોલીને જુઓ કે દુનિયામાં બગાડ ફેલાવનારાઓનો શો અંજામ આવ્યો છે. જો તમારામાંથી એક જૂથ આ શિક્ષણ ઉપર જેની સાથે હું મોકલવામાં આવ્યો છું, ઈમાન લાવે છે અને બીજો ઈમાન નથી લાવતો, તો ધીરજપૂર્વક જોતાં રહો એટલે સુધી કે અલ્લાહ આપણી વચ્ચે ફેંસલો કરી દે, અને તે જ સૌથી સારો ફેંસલો કરનાર છે.''**

**તેની કોમના આગેવાનોએ, જે તેમની મોટાઈના અભિમાનમાં પડેલા હતાં, તેને કહ્યું કે ''હે શુઐબ, અમે તને અને એ લોકોને જે તારી સાથે ઈમાન લાવ્યાં છે અમારી વસ્તીમાંથી કાઢી મૂકીશું, નહીં તો તમારે અમારી કોમમાં પાછા આવવું પડશે.'' શુઐબે જવાબ આપ્યો ''શું બળજબરીપૂર્વક અમને ફેરવવામાં આવશે ચાહે અમે રાજી ન હોઈએ ? અમે અલ્લાહના નામે જૂઠ ઘડનારા હોઈશું જો તમારી કોમમાં પાછા આવીએ જ્યારે કે અલ્લાહ અમને તેનાથી છોડાવી ચૂકયો છે. અમારા માટે તો તેની તરફ પાછા ફરવાનું હવે કોઈ રીતે શકય નથી સિવાય કે ખુદા અમારો માલિક જ આવું ચાહે.[૭૩]**

(૭૦) આના ઉપરથી જણાયું કે આ કોમની અંદર બે મોટી ખરાબીઓ જોવા મળતી હતી. એક શિર્ક અને બીજી વેપારી મામલાઓમાં અપ્રમાણિકતા અને આ જ બે વસ્તુઓની સુધારણા માટે હઝરત શુઐબ અ.સ.ને નબૂવ્વત આપવામાં આવી હતી.

(૭૧) આ વાકયની સર્વગ્રાહી સમજૂતી આ જ સૂરઃ આ'રાફની નોંધો ૪૪ અને ૪૫ માં આવી ગઈ છે.

وَسِعَ رَبُّنَا كُلَّ شَیْءٍ عِلْمًا ؕ عَلَی اللّٰهِ تَوَكَّلْنَا ؕ رَبَّنَا افْتَحْ
بَیْنَنَا وَ بَیْنَ قَوْمِنَا بِالْحَقِّ وَ اَنْتَ خَیْرُ الْفٰتِحِیْنَ ﴿۸۹﴾ وَ قَالَ
الْمَلَاُ الَّذِیْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖ لَىِٕنِ اتَّبَعْتُمْ شُعَیْبًا اِنَّكُمْ
اِذًا لَّخٰسِرُوْنَ ﴿۹۰﴾ فَاَخَذَتْهُمُ الرَّجْفَةُ فَاَصْبَحُوْا فِیْ

**અમારા માલિકનું જ્ઞાન દરેક વસ્તુને આવરી લે છે, તેની જ ઉપર અમે ભરોસો કરી લીધો. હે માલિક, અમારી અને અમારી કોમ વચ્ચે સત્યપૂર્વક ફેંસલો કરી દે અને તું ઉત્તમ ફેંસલો કરનાર છે.''**

**તેની કોમના આગેવાનોએ, જે તેની વાત માનવાનો ઇનકાર કરી બેઠા હતાં, એકબીજાને કહ્યું ''જો તમે શુઐબનું અનુસરણ સ્વીકારી લીધું તો બરબાદ[૭૪] થઈ જશો.'' પરંતુ બન્યું આ કે એક ધણધણાવનારી આપત્તિએ તેમને ઝડપી લીધાં અને તેઓ**

અહીં વિશેષરૂપે હઝરત શુઐબ અ.સ.ના એ કથન તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે સત્યદીન અને સારી નૈતિકતા ઉપર જીવનની જે વ્યવસ્થા પુરોગામી નબીઓના આદેશો અને માર્ગદર્શન હેઠળ કાયમ થઈ ગઈ હતી, હવે તમે તેને તમારી શ્રદ્ધાની ગુમરાહીઓ અને નૈતિક દુરાચાર વડે બગાડો નહીં.

(૭૨) આ કથન ઉપરથી સ્પષ્ટપણે જાહેર થાય છે કે આ લોકો પોતે ઈમાનના દાવેદાર હતાં જેમ કે ઉપર અમે ઈશારો કરી ગયાં છીએ. ખરેખર તો આ બગડેલા મુસલમાનો હતાં અને શ્રદ્ધા અને નૈતિકતાના બગાડમાં પડેલાં હોવા છતાં તેમની અંદર માત્ર ઈમાનનો આ દાવો જ બાકી રહ્યો ન હતો બલકે તેના માટે તેમને ગૌરવ પણ હતું. એટલા માટે હઝરત શુઐબ અ.સ.એ કહ્યું કે જો તમે મોમિન હોવ તો તમારી નજીક ભલાઈ સચ્ચાઈ અને પ્રમાણિકતામાં હોવી જોઈએ અને સારા-નરસાના તમારાં માપદંડ એ ભૌતિકવાદીઓ કરતાં ભિન્ન હોવાં જોઈએ જે ખુદા તથા આખિરતને નથી માનતાં .

(૭૩) આ કથન એ જ અર્થમાં છે જે અર્થમાં ઇન્શાઅલ્લાહ (ખુદાની મરજી) શબ્દ બોલવામાં આવે છે, અને જેના વિષે સૂરઃ કહફની આયતો ૨૩ અને ૨૪ માં કહેવામાં આવ્યું છે કે કોઈ પણ વસ્તુ વિષે દાવા સાથે આ ન બોલી નાખો કે હું આવું કરીશ બલકે આવી રીતે કહો કે જો અલ્લાહ ઇચ્છશે તો આવું કરીશ. એટલા માટે કે જે મોમિન અલ્લાહતઆલાની બાદશાહી અને હકૂમતની તથા તેની બંદગી અને તાબેદારીની સાચી સમજ ધરાવે છે, તે કયારેય પોતાના જોરે આ દાવો કરી શકે નહીં કે હું ફલાણી વાત કરીને રહીશ અથવા ફલાણું કામ કદાપિ નહીં કરૂં, બલકે તે જયારે કહેશે ત્યારે આમ જ કહેશે કે મારો ઇરાદો આવું કરવાનો અથવા નહીં કરવાનો છે પરંતુ મારા આ ઇરાદાનું પૂરૂં થવું મારા માલિકની મરજી ઉપર આધારિત છે, તે અનુકૂળતા કરી આપશે તો હું તેમાં સફળ થઈશ, નહીં તો નિષ્ફળ જઈશ.

(૭૪) આ નાનું વાકય ઉપરઉપરથી રીતે વાંચીને આગળ વધી ન જતાં. આ થોભીને વિચારવાનું સ્થાન

دَارِهِمْ جٰثِمِيْنَ ﴿٩١﴾ اَلَّذِيْنَ كَذَّبُوْا شُعَيْبًا كَاَنْ لَّمْ يَغْنَوْا
فِيْهَا ۛ اَلَّذِيْنَ كَذَّبُوْا شُعَيْبًا كَانُوْا هُمُ الْخٰسِرِيْنَ ﴿٩٢﴾
فَتَوَلّٰى عَنْهُمْ وَقَالَ يٰقَوْمِ لَقَدْ اَبْلَغْتُكُمْ رِسٰلٰتِ
رَبِّيْ وَنَصَحْتُ لَكُمْ ۚ فَكَيْفَ اٰسٰى عَلٰى قَوْمٍ كٰفِرِيْنَ ﴿٩٣﴾




**તેમના ઘરોમાં ઊંધા જ પડેલા રહી ગયાં. જે લોકોએ શુઐબને ખોટો ઠેરવ્યો તેઓ એવા નાશ પામ્યાં કે જાણે કયારેય એ ઘરોમાં વસ્યા જ ન હતાં. શુઐબને ખોટો કહેનારા લોકો જ છેવટે નાશ પામ્યાં.[૭૫] અને શુઐબ આ કહીને તેમની વસ્તીઓમાંથી નીકળી ગયો કે ''હે મારી કોમના ભાઈઓ, મેં મારા માલિકના સંદેશા તમને પહોંચાડી દીધાં અને તમારી શુભેચ્છાની ફરજ અદા કરી દીધી. હવે હું એ કોમ માટે કેવી રીતે અફસોસ કરૂં કે જે સત્યના સ્વીકારનો ઈનકાર કરે છે.''[૭૬] (રુકૂઅ ૧૧)**

છે. મદ્‌યનના આગેવાનો અને નેતાઓ હકીકતમાં આ કહી રહ્યા હતાં અને આ જ વાતની ખાતરી તેમની કોમને પણ કરાવી રહ્યા હતાં કે શુઐબ (અ.સ.) જે પ્રમાણિકતા અને સચ્ચાઈની તરફ બોલાવી રહ્યો છે તથા નૈતિકતા અને પ્રમાણિકતાના જે સનાતન નિયમોનું પાલન કરાવવા માગે છે, જો તેમને માની લેવામાં આવે તો તો આપણે બરબાદ થઈ જઈશું. આપણો વેપાર કેવી રીતે ચાલી શકે જો આપણે સાવ સચ્ચાઈના પાલનકર્તા બની જઈએ તથા એકદમ સાચા વ્યવહારો કરવા માંડીએ. અને આપણે દુનિયાના જે બે મોટા વેપારી ધોરીમાર્ગોની ચોકડી ઉપર રહીએ છીએ, અને મિસ્ર અને ઈરાનના ભવ્ય અને શાનદાર સાંસ્કૃતિક સામ્રાજયોની સરહદો ઉપર આબાદ છીએ, જો આપણે કાફલાઓને સતાવવાનું બંધ કરી દઈએ અને બિનહાનિકારક તથા શાંતિપૂર્ણ લોકો બનીને રહીએ તો જે આર્થિક અને રાજકીય લાભો આપણને આપણી વર્તમાન ભૌગોલિક સ્થિતિના કારણે મળી રહ્યાં છે તે બધાં સમાપ્ત થઈ જશે અને આસપાસની કોમો ઉપર આપણી જે ધાક છે તે બાકી રહેશે નહીં. આ વાત માત્ર શુઐબની કોમના આગેવાનો સુધી જ મર્યાદિત નથી. દરેક જમાનામાં બગડેલાં લોકોએ સત્ય અને સચ્ચાઈ તથા ઈમાનદારીના માર્ગમાં આવાં જ જોખમોનો અનુભવ કર્યો છે દરેક જમાનાના બગડેલા લોકોનો મત આ જ રહ્યો છે કે વેપાર, રાજકારણ અને બીજાં દુનિયાના મામલાઓ જૂઠ, અપ્રમાણિકતા અને અનૈતિકતા વિના ચાલી શકતાં નથી. દરેક જગ્યાએ સત્યના સંદેશની સામે જે મોટા બહાના રજૂ કરવામાં આવ્યાં છે તેમાંથી એક આ પણ રહયો છે કે જો દુનિયાના પ્રચલિત માર્ગોથી હઠીને આ સંદેશનું અનુસરણ કરવામાં આવશે તો કોમ બરબાદ થઈ જશે.

(૭૫) મદ્‌યનનો આ વિનાશ ઘણાં લાંબા સમય સુધી આસપાસની કોમો માટે એક ઉદાહરણ બનેલું રહ્યું છે. એટલા માટે દાઊદના ઝબૂરમાં એક જગ્યાએ આવે છે કે, હે ખુદા, ફલાણી કોમોએ તારી વિરૂદ્ધ પ્રતિજ્ઞા લઈ લીધી છે એટલા માટે તું તેમની સાથે એ જ કર જે તેં મિદ્‌યાનની સાથે કર્યું. (૮૩ - ૫ થી ૯) અને યસઈયાહ નબી એક જગ્યાએ બનીઇસ્રાઈલને સાંત્વન આપતાં કહે છે કે આશૂરવાળાઓથી ડરો નહીં, જો કે તેઓ તમારા માટે

સૂરઃ આ'રાફ રુકૂઅ ૧૧
પા. ૫૮ - ૫૯

તફહીમુલકુર્આન ૨

# એ કોમોના પ્રદેશો જેમનો ઉલ્લેખ સૂરઃ આ'રાફ માં આવ્યો છે



وَمَآ اَرۡسَلۡنَا فِىۡ قَرۡيَةٍ مِّنۡ نَّبِىٍّ اِلَّاۤ اَخَذۡنَاۤ اَهۡلَهَا بِالۡبَاۡسَآءِ
وَالضَّرَّآءِ لَعَلَّهُمۡ يَضَّرَّعُوۡنَ ﴿۹۴﴾ ثُمَّ بَدَّلۡنَا مَكَانَ السَّيِّئَةِ
الۡحَسَنَةَ حَتّٰى عَفَوْا وَّقَالُوۡا قَدۡ مَسَّ اٰبَآءَنَا الضَّرَّآءُ وَالسَّرَّآءُ
فَاَخَذۡنٰهُمۡ بَغۡتَةً وَّهُمۡ لَا يَشۡعُرُوۡنَ ﴿۹۵﴾ وَلَوۡ اَنَّ اَهۡلَ

**કયારેય આવું બન્યું નથી કે અમે કોઈ વસ્તીમાં નબી મોકલ્યો હોય અને એ વસ્તીના લોકોને પહેલાં તંગાશ અને મુસીબતમાં નાખ્યાં ન હોય, એ આશયથી કે કદાચ તેઓ આજીજી કરવા માંડે. પછી અમે તેમની દુર્દશાને સુખાકારી વડે બદલી નાખી એટલે સુધી કે તેઓ ખૂબ સમૃદ્ધ બન્યાં અને કહેવા લાગ્યાં કે ''અમારા બાપદાદા ઉપર પણ સારા અને ખરાબ દિવસો આવતા જ રહ્યાં છે.'' છેવટે અમે તેમને ઓચિંતાના જ ઝડપી લીધાં અને તેમને ખબર સુદ્ધાં ન પડી.[૭૭] જો વસ્તીઓના**

મિસ્રના લોકોની જેમ જુલમી બનતાં જાય છે પરંતુ થોડા સમયમાં જ લશ્કરોનો માલિક તેનો કોરડો તેમની ઉપર વીંઝશે અને તેમનો એ જ અંત આવશે જે મિદ્યાનનો આવ્યો. (યસ્ઈયાહ : ૧૦-૨૧ થી ૨૬)

(૭૬) અહીં જેટલાં કિસ્સા વર્ણવવામાં આવ્યાં છે એ બધાંમાં ''બીજા લોકોના કિસ્સાઓમાં આપણા લોકોના રહસ્યો કહેવા ''સર્રે દિલબરાં દર હદીસે દીગરાં'' (બીજાની વાત દ્વારા પોતાના લોકોના ભેદ કહેવા)ની શૈલી અપનાવવામાં આવી છે. દરેક કિસ્સો એ મામલા ઉપર પૂરેપૂરી રીતે લાગુ પડે છે જે એ વખતે મુહમ્મદ સ.અ.વ. અને આપની કોમ વચ્ચે બની રહ્યો હતો. દરેક કિસ્સામાં એક પક્ષકાર નબી છે જેનું શિક્ષણ, જેનો સંદેશ, જેની શિખામણ અને શુભકામના, અને જેની સમસ્ત વાતો બરાબર એ જ છે જે મુહમ્મદ સ.અ.વ.ની હતી. અને બીજો પક્ષકાર સત્યથી વિમુખ બનનારી કોમ છે જેની શ્રદ્ધાની ગુમરાહીઓ, જેની નૈતિક ખરાબીઓ, જેના જહાલતભર્યા હઠાગ્રહો, જેના આગેવાનોનું ઘમંડ, જેના ઈનકાર કરનારાઓનો પોતાની જહાલત માટે આગ્રહ, આમ બધું એ જ છે જે કુરૈશમાં જોવા મળતું હતું. બીજું, દરેક કિસ્સામાં ઈનકાર કરનારી કોમનો જે અંજામ દેખાડવામાં આવ્યો છે તેના દ્વારા હકીકતમાં કુરૈશને પદાર્થપાઠ આપવામાં આવ્યો છે કે જો તમે ખુદાના મોકલેલા પયગમ્બરની વાત માની નહીં તથા પરિસ્થિતિને સુધારવાની જે તક તમને આપવામાં આવી રહી છે તેને આંધળી જીદમાં પડીને ગુમાવી દીધી તો છેવટે તમારે પણ એ જ વિનાશ અને બરબાદીનો સામનો કરવો પડશે જે હંમેશથી ગુમરાહી અને બગાડ ઉપર જીદ કરનારી કોમો એ કરવો પડયો છે.

(૭૭) એક એક નબી અને એક એક કોમનો મામલો અલગ અલગ રીતે વર્ણવ્યા પછી હવે એ સર્વગ્રાહી કાનૂનનું વર્ણન કરવામાં આવી રહ્યું છે જે દરેક જમાનામાં અલ્લાહતઆલાએ નબીઓ અ.સ.ના આવવાના સમયે અપનાવ્યો છે. અને તે આ છે કે જયારે એક કોમમાં કોઈ નબીને મોકલવામાં આવ્યો ત્યારે પહેલાં એ કોમના બાહ્ય વાતાવરણને સંદેશના સ્વીકાર માટે ખૂબ જ સાનુકૂળ બનાવી દેવામાં આવ્યું એટલે કે તેને મુસીબતો

الْقُرٰٓى اٰمَنُوْا وَ اتَّقَوْا لَفَتَحْنَا عَلَيْهِمْ بَرَكٰتٍ مِّنَ السَّمَآءِ وَ

**લોકો ઈમાન લાવ્યાં હોત અને સંયમનો માર્ગ અપનાવ્યો હોત તો અમે તેમની ઉપર આકાશ અને ધરતીમાંથી બરકતોના**

અને આફતોમાં નાખવામાં આવી. દુષ્કાળ, રોગચાળો, વેપાર-ધંધામાં ખોટ, યુદ્ધમાં પરાજય અથવા આવી જ તકલીફો તેની ઉપર નાખવામાં આવી કે જેથી તેનું હૃદય નરમ પડે, તેની બડાશ અને ઘમંડથી અકકડ બનેલી ડોક ઢીલી થાય, તેની શક્તિનું અભિમાન અને ધનનો નશો ભાંગી જાય, તેના સાધનો અને શક્તિઓ તથા કુશળતાઓ ઉપરથી તેનો ભરોસો ખતમ થઈ જાય, તેને લાગે કે ઉપર બીજી પણ કોઈ તાકાત છે જેના હાથમાં તેના ભાગ્યની લગામો છે, અને આવી રીતે તેના કાન શિખામણના શબ્દો સાંભળવા માટે ખુલી જાય અને તે પોતાના ખુદાની સામે આજીજીપૂર્વક ઝૂકવા માટે તૈયાર થઈ જાય. પછી જયારે આવા સાનુકૂળ વાતાવરણમાં પણ તેનું દિલ સત્યના સ્વીકાર તરફ વળતું નથી ત્યારે તેને સમૃદ્ધિની અજમાયશમાં નાખી દેવામાં આવે છે અને અહીંથી તેના વિનાશની પ્રસ્તાવના શરૂ થઈ જાય છે. જયારે તે નિયામતોથી માલામાલ થવા માંડે છે ત્યારે તેના ખરાબ દિવસોને ભૂલી જાય છે અને તેના વક્રદ્રષ્ટા આગેવાનો તેમના મગજમાં ઇતિહાસનો એવો મૂર્ખતાપૂર્ણ ખ્યાલ બેસાડી દે છે કે જમાનાની ચડતી-પડતી અને ભાગ્યનું ઉત્થાન અને પતન એક હિકમતવાળાની વ્યવસ્થામાં નૈતિક આધારો અનુસાર નથી થઈ રહ્યું બલકે એક આંધળી કુદરત સાવ બિનનૈતિક કારણોસર કયારેક સારા અને કયારેક ખરાબ દિવસો લાવ્યા કરે છે, એટલા માટે મુસીબતો અને આફતોના ઊતરાણમાંથી કોઈ નૈતિક બોધ ગ્રહણ કરવું અને કોઈ શિખામણ આપનારની શીખ સ્વીકારીને ખુદાની સામે આજીજી કરવી તે મનની એક પ્રકારની નબળાઈ સિવાય બીજું કંઈ નથી. આ જ એ મૂર્ખામીભરી માનસિકતા છે જેનું ચિત્રણ નબી સ.અ.વ. એ આ હદીસમાં કર્યું છે. لایزال البلاء بالمؤمن حتّٰی یخرجَ نقیًّا من ذنوبہٖ، والمنافقُ مَثَلُہٗ کمثلِ الحِمار لا یدری فیمَ رَبَطَہٗ اھلہٗ ولافِیْمَ ارسلوہ એટલે કે "મુસીબત મોમિનની તો સુધારણા કરતી જાય છે, એટલે સુધી કે જયારે તે આ ભઠ્ઠીમાંથી નીકળે છે ત્યારે બધી જ અશુદ્ધિથી મુકત થઈને નીકળે છે, પરંતુ દંભીની હાલત બરાબર એ ગધેડા જેવી હોય છે જે કશું સમજતો નથી કે તેના માલિકે તેને શા માટે બાંધ્યો હતો અને શા માટે તેને છોડી દીધો." એટલા માટે જયારે કોઈ કોમની હાલત આવી થઈ જાય કે મુસીબતોથી તેનું દિલ ન તો ખુદાની સામે ઝૂકે, ન તો નિયામતો બદલ તે આભાર વ્યકત કરે, અને ન તો કોઈ પણ હાલતમાં સુધારણાનો સ્વીકારે ત્યારે તેનો વિનાશ તેના માથે એવી રીતે ભમવા માંડે છે કે જાણે પૂરા દિવસની ગર્ભવતી સ્ત્રી કે કંઈ કહી શકાય નહીં કે કયારે તેની પ્રસૂતિ થઈ જાય.

અહીં આ બીજી વાત પણ જાણી લેવા જેવી છે કે આ આયતોમાં અલ્લાહતઆલાએ તેના જે કાનૂનનો ઉલ્લેખ કર્યો છે બરાબર આ જ કાનૂન ઉપર નબી સ.અ.વ.ના ઊઠવા વખતે પણ અમલ કરવામાં આવ્યો અને આફતનો ભોગ બનેલી કોમોના જે વર્તનની તરફ ઈશારો કરવામાં આવ્યો છે બરાબર એ જ વર્તન સૂરઃ આ'રાફના ઊતરાણના સમયે કુરૈશના લોકો તરફથી જાહેર થઈ રહ્યું હતું. હદીસમાં અબ્દુલ્લાહ બિન મસઊદ તથા અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ. બન્નેએ ભેગું નોંધ્યું છે કે નબી સ.અ.વ.ના ઊઠ્યા પછી જયારે કુરૈશના લોકોએ આપના સંદેશની વિરૂદ્ધ સખ્તાઈભર્યું વલણ અપનાવવાનું શરૂ કર્યુ ત્યારે નબી સ.અ.વ.એ દુઆ કરી કે, હે ખુદા, યૂસુફના

الْاَرْضِ وَلٰكِنْ كَذَّبُوْا فَاَخَذْنٰهُمْ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ٩٦
اَفَاَمِنَ اَهْلُ الْقُرٰٓى اَنْ يَّاْتِيَهُمْ بَاْسُنَا بَيَاتًا وَّهُمْ
نَآئِمُوْنَ ؕ ٩٧ اَوَ اَمِنَ اَهْلُ الْقُرٰٓى اَنْ يَّاْتِيَهُمْ بَاْسُنَا ضُحًى وَّ
هُمْ يَلْعَبُوْنَ ٩٨ اَفَاَمِنُوْا مَكْرَ اللّٰهِ ۚ فَلَا يَاْمَنُ مَكْرَ اللّٰهِ اِلَّا
الْقَوْمُ الْخٰسِرُوْنَ ٩٩ ع اَوَلَمْ يَهْدِ لِلَّذِيْنَ يَرِثُوْنَ الْاَرْضَ مِنْ
بَعْدِ اَهْلِهَآ اَنْ لَّوْ نَشَآءُ اَصَبْنٰهُمْ بِذُنُوْبِهِمْ ۚ وَنَطْبَعُ




**દ્વાર ખોલી નાખત, પરંતુ તેમણે તો ખોટું ઠેરવ્યું, એટલા માટે અમે એ ખરાબ કમાણીના હિસાબ પેટે તેમને ઝડપી લીધાં જે તેઓ ભેગી કરી રહ્યા હતાં. પછી શું વસ્તીઓના લોકો હવે એ વાતથી નિર્ભીક બની ગયાં છે કે અમારી પકડ કયારેય ઓચિંતાની તેમને રાતના સમયે નહીં ઝડપી લે જ્યારે તેઓ સૂતેલા પડયાં હોય? અથવા તેમને ખાતરી થઈ ગઈ છે કે અમારો મજબૂત હાથ કયારેય તેમની ઉપર દિવસના સમયે નહીં પડે કે જ્યારે તેઓ રમતાં હોય? શું આ લોકો અલ્લાહની ચાલથી[૯૮] નિર્ભીક છે ? જો કે અલ્લાહની ચાલથી એ જ કોમ નિર્ભિક હોય છે જે નાશ પામવાની હોય. (રુકૂઅ ૧૨)**

**અને શું એ લોકોને કે જે પુરોગામી ધરતીવાસીઓ પછી ધરતીના વારસદાર થાય છે, આ હકીકતે કોઈ પાઠ ભણાવ્યો નથી કે જો અમે ઈચ્છીએ તો તેમના ગુનાઓ બદલ તેમને પકડી શકીએ છીએ[૯૯]? (પરંતુ તેઓ પાઠ ભણાવતી હકીકતો તરફ બેદરકારી દાખવે છે) અને અમે તેમના**

જમાનામાં જેવો સાત વર્ષીય દુકાળ પડ્યો હતો એવી જ રીતે દુષ્કાળ વડે આ લોકોની સામે મારી સહાયતા કર. આમ, અલ્લાહતઆલાએ તેમને ભારે દુષ્કાળમાં નાખી દીધાં અને વાત એટલે સુધી પહોંચી કે લોકો મરેલાં પશુ ખાવા માંડયાં, ચામડું અને હાડકાં તથા ઊન સુદ્ધાં ખાઈ ગયાં. છેવટે મકકાના લોકોએ, જેમાં અબૂ સુફયાન આગળ પડતો હતો, તેમણે નબી સ.અ.વ.ને વિનંતી કરી કે અમારા માટે ખુદા સમક્ષ દુઆ કરો. પરંતુ જ્યારે આપની દુઆના પરિણામે એ ખરાબ સમય ટાળી દેવામાં આવ્યો અને સારા દિવસો આવ્યાં ત્યારે એ લોકોની ગરદનો પહેલાં કરતાં વધારે અકકડ બની ગઈ અને જેમનાં હૃદયો થોડાઘણાં નરમ પડયાં, તેમને પણ કોમના દુષ્ટ તત્ત્વોએ આ કહી કહીને ઈમાન લાવવાથી રોકવાનું શરૂ કર્યું કે, ભાઈ, આ તો જમાનાની ચડતી-પડતી છે, પહેલાં પણ દુષ્કાળો તો આવતા જ રહ્યાં છે, આ કોઈ નવી વાત નથી કે આ વખતે બહુ લાંબો દુષ્કાળ પડયો, એટલા માટે આ વસ્તુઓથી

عَلٰى قُلُوْبِهِمْ فَهُمْ لَا يَسْمَعُوْنَ ﴿١٠٠﴾ تِلْكَ الْقُرٰى نَقُصُّ عَلَيْكَ
مِنْ اَنْۢبَآئِهَا ۚ وَلَقَدْ جَآءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ ۚ فَمَا كَانُوْا
لِيُؤْمِنُوْا بِمَا كَذَّبُوْا مِنْ قَبْلُ ۭ كَذٰلِكَ يَطْبَعُ اللّٰهُ عَلٰى قُلُوْبِ الْكٰفِرِيْنَ ﴿١٠١﴾
وَمَا وَجَدْنَا لِاَكْثَرِهِمْ مِّنْ عَهْدٍ ۚ وَاِنْ وَّجَدْنَآ اَكْثَرَهُمْ لَفٰسِقِيْنَ ﴿١٠٢﴾

**દિલોને મહોરબંધ કરી દઈએ છીએ, પછી તેઓ કંઈ જ સાંભળતાં નથી.[૮૦] આ કોમો જેમના કિસ્સા અમે તમને સંભળાવી રહ્યાં છીએ (તમારી સમક્ષ દષ્ટાંતરૂપે મોજૂદ છે.) તેમના પયગમ્બરો તેમની પાસે સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યાં, પરંતુ જે વસ્તુને તેઓ એક વખત ખોટી ઠેરવી ચૂકયાં હતાં પછી તેને તેઓ માનવાના ન હતાં. જુઓ આવી રીતે અમે સત્યનો ઈનકાર કરનારાઓના દિલોને મહોરબંધ કરી દઈએ છીએ.[૮૧] અમે તેમનામાંથી મોટાભાગના લોકોમાં કોઈ વાયદાનો આદર જોયો નહીં બલકે મોટાભાગના લોકોને દુરાચારી જ જોયાં.[૮૨]**

છેતરાઈને મુહમ્મદના ફંદામાં ફંસાઈ ન જતાં. આ પ્રવચનો એ જમાનામાં થઈ રહ્યા હતાં જયારે સૂરઃ આ'રાફ ઊતરી છે એટલા માટે કુર્આનેમજીદની આ આયતો બરાબર તેના સંજોગોને લાગુ પડે છે અને આ પૃષ્ઠભૂમિને નજરની સામે રાખવાથી તેમનો અર્થ પૂરી રીતે સમજમાં આવી શકે છે. (વિગતો માટે જુઓ, સૂરઃ યૂનુસ, આયત ૨૧ સૂરઃ નહ્‌લ, આયત ૧૧૨, સૂરઃ મુ'મિનૂન, આયત ૫ અને ૭૬, સૂરઃ દુખાન, આયતો ૯ થી ૧૬).

(૭૮) આયતમાં مکر શબ્દનો ઉપયોગ થયો છે જેનો અર્થ અરબી ભાષામાં ગુપ્ત યોજના થાય છે. એટલે કે કોઈ વ્યક્તિની વિરૂદ્ધ એવી ચાલ ચાલવી કે જયાં સુધી તેની ઉપર નિર્ણાયક પ્રહાર ન થઈ જાય ત્યાં સુધી તેને ખબર ન પડે કે તેની ઉપર મુસીબત આવવાની છે, બલકે બાહ્ય સંજોગોને જોતાં તે એમ જ માનતો રહે કે બધું સારૂં જ છે.

(૭૯) એટલે કે એક પડતી પામેલી કોમની જગ્યાએ જે બીજી કોમ ઉદ્‌ભવે છે તેના માટે તેની પુરોગામી કોમની પડતીમાં પૂરતું માર્ગદર્શન હોય છે. તે જો બુદ્ધિનો ઉપયોગ કરે તો સમજી શકે છે કે થોડા સમય પહેલાં જે લોકો આ જ જગ્યાએ વૈભવી જીવન ભોગવી રહ્યા હતાં અને જેમની મહાનતાનો ધ્વજ અહીં લહેરાઈ રહ્યો હતો આચાર અને વિચારની કઈ ભૂલોએ તેમનો નાશ કર્યો, અને આ પણ અનુભવી શકે છે કે જે ઉપલી સત્તાએ કાલે તેમને તેમની ભૂલો બદલ પકડયા હતાં અને તેમની પાસેથી આ જગ્યા ખાલી કરાવી હતી તે આજે કયાંય જતી રહી નથી, ન તો તેની પાસેથી કોઈએ શક્તિ છીનવી લીધી છે કે આ જગ્યાના વર્તમાન ધારકો જો એ જ ભૂલો કરે જે પુરોગામી ધારકો કરતા રહ્યા હતાં તો તેમની પાસેથી પણ એવી જ રીતે જગ્યા ખાલી નહીં કરાવી શકે જેવી રીતે તેણે તેમની પાસેથી કરાવી હતી.

(૮૦) એટલે કે જયારે તેઓ ઈતિહાસમાંથી અને પદાર્થપાઠ આપતાં અવશેષોમાંથી પછી પાઠ ભણતાં નથી અને પોતાની જાતને ભરમમાં રાખે છે, ત્યારે ખુદા તરફથી પણ તેમને વિચારવા-સમજવા તથા કોઈ

ثُمَّ بَعَثْنَا مِنْۢ بَعْدِهِمْ مُّوْسٰى بِاٰيٰتِنَآ اِلٰى فِرْعَوْنَ وَ مَلَا۟ئِهٖ فَظَلَمُوْا بِهَا ۚ

**પછી એ કોમો પછી (જેમનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો) અમે મૂસાને અમારી નિશાનીઓ સાથે ફિરઔન અને તેની કોમના આગેવાનો પાસે મોકલ્યો.[૮૩] પરંતુ તેમણે પણ અમારી નિશાનીઓ સાથે જુલમ કર્યો,[૮૪]**

ઉપદેશકની વાત સાંભળવાની અનુકૂળતા મળતી નથી. ખુદાનો કુદરતી કાનૂન આ જ છે કે જે પોતાની આંખો બંધ કરી લે છે તેની આંખો સુધી પ્રકાશિત સૂર્યનું કોઈ કિરણ પહોંચી શકતું નથી અને જે પોતે સાંભળવા નથી માગતો તેને પછી કોઈ કંઈ સંભળાવી શકતું નથી.

(૮૧) આગળની આયતમાં જે કહેવામાં આવ્યું હતું કે ''અમે તેમના દિલોને મહોરબંધ કરી દઈએ છીએ પછી તેઓ કશું સાંભળતાં નથી'' આની સમજૂતી અલ્લાહતઆલાએ આ આયતમાં પોતે જ આપી દીધી છે. આ સમજૂતી ઉપરથી આ વાત સ્પષ્ટ થઈ જાય છે કે દિલોને મહોરબંધ કરી દેવાનો અર્થ માનવીના માનસનું એ મનોવૈજ્ઞાનિક નિયમની અસર હેઠળ આવી જવું છે જેની રૂએ એક વખત અંધશ્રદ્ધાના પૂર્વગ્રહો અથવા મનની ઈચ્છાઓના કારણે સત્ય તરફથી મોઢું ફેરવી લીધા પછી માણસ તેની જીદ અને હઠાગ્રહની ગૂંચમાં ગૂંચવાતો જ જાય છે અને કોઈ દલીલ, કોઈ અવલોકન અને કોઈ અનુભવથી તેના દિલના દરવાજાં સત્યનો સ્વીકાર કરવા માટે ખુલતાં નથી.

(૮૨) ''કોઈ વાયદાનો આદર જોયો નહીં'' એટલે કે કોઈ પણ પ્રકારના વાયદાનો આદર ન જોયો, ન તો એ કુદરતી વાયદાનો આદર કે જેમાં જન્મજાત રીતે દરેક માનવી ખુદાનો બંદો તથા ખુદા દ્વારા પોષેલો હોવાની હેસિયતથી બંધાયેલો છે, ન તો એ સામાજિક વાયદાનો આદર કે જેમાં પ્રત્યેક મનુષ્ય માનવસમાજનો એક સભ્ય હોવાની હેસિયતથી બંધાયેલો છે, અને ન તો એ વ્યક્તિગત વાયદાનો આદર કે જે માણસ પોતાની મુસીબત અને મુશ્કેલીની ક્ષણોમાં, અથવા કોઈ ભલાઈની લાગણીના પ્રસંગે, ખુદા સાથે પોતાની જાતે કરતો હોય છે. આ ત્રણેય વાયદાઓ તોડવાને અહીં દુરાચાર ઠરાવવામાં આવ્યો છે.

(૮૩) ઉપર જે કિસ્સાઓ વર્ણવવામાં આવ્યાં તેમનો હેતુ આ સમજાવવાનો હતો કે જે કોમ ખુદાનો સંદેશ મેળવ્યા પછી તેને ઠુકરાવી દે છે તેને ત્યાર પછી નષ્ટ કર્યા વિના છોડવામાં આવતી નથી. આના પછી મૂસા અ.સ. અને ફિરઔન તથા બનીઈસ્રાઈલનો કિસ્સો ઘણાં રુકૂઓ સુધી સળંગ ચાલે છે જેમાં આ વિષય ઉપરાંત બીજા કેટલાક મહત્ત્વના પાઠ પણ કુરૈશના કાફિરો, યહૂદીઓ તથા ઈમાન લાવનારા જૂથોને શીખવવામાં આવ્યાં છે.

કુરૈશના કાફિરોને આ કિસ્સાઓ મારફતે આ સમજાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે કે સત્યના સંદેશના પ્રારંભિક તબકકાઓમાં સત્ય અને અસત્યની શક્તિઓનું જે સમીકરણ બહારથી દેખાય છે તેનાથી છેતરાઈ જવું જોઈએ નહીં. સત્યનો તો સમગ્ર ઈતિહાસ જ આ વાતનો સાક્ષી છે કે તે એક કોમમાંથી અથવા દુનિયાની એક લઘુમતીમાંથી શરૂ થાય છે અને કોઈ પણ જાતના સાધનો વિના તે અસત્યની વિરૂદ્ધ લડાઈ શરૂ કરી દે છે જેના ટેકામાં મોટી મોટી કોમો અને રાજયોની શક્તિઓ હોય છે, આમ છતાં છેવટે એ જ વિજયી બનીને બહાર આવે છે. આ ઉપરાંત, આ કિસ્સામાં તેમને આ પણ દેખાડવામાં આવ્યું છે કે સત્ય તરફ બોલાવનારની સામે જે ચાલો ચાલવામાં આવે છે અને જે યુક્તિઓ વડે તેના સંદેશને દબાવી દેવાનો પ્રયાસ

فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُفْسِدِيْنَ ﴿١٠٣﴾ وَقَالَ مُوْسٰى
يٰفِرْعَوْنُ اِنِّيْ رَسُوْلٌ مِّنْ رَّبِّ الْعٰلَمِيْنَ ﴿١٠٤﴾ لا حَقِيْقٌ عَلٰٓى اَنْ
لَّآ اَقُوْلَ عَلَى اللّٰهِ اِلَّا الْحَقَّ ط قَدْ جِئْتُكُمْ بِبَيِّنَةٍ مِّنْ

**પછી જુઓ કે એ બગાડ ફેલાવનારાઓનો શો અંજામ આવ્યો.**

**મૂસાએ કહ્યું "હે ફિરઔન,[૮૫] હું સૃષ્ટિજગતના માલિક તરફથી મોકલવામાં આવ્યો છું, મારૂં કર્તવ્ય આ જ છે કે અલ્લાહનું નામ લઈને કોઈ વાત સત્ય સિવાય ન કહું, હું તમારી પાસે તમારા માલિક તરફથી**

કરવામાં આવે છે તે કેવી રીતે ઊંધી પડે છે. અને આ કે અલ્લાહતઆલા સત્યનો ઇનકાર કરનારાઓના વિનાશનો આખરી ફેંસલો કરતાં પહેલાં તેમને ઘણી લાંબી મુદત સુધી ચેતી જવાની અને સુધરી જવાની તકો આપતો જાય છે, અને જયારે કોઈ ચેતવણી, કોઈ બોધદાયક કિસ્સો અને કોઈ સ્પષ્ટ નિશાનીમાંથી પણ તે અસર ગ્રહણ કરતાં નથી ત્યાર પછી તે તેમને પદાર્થપાઠ આપતી સજા આપે છે.

જે લોકો નબી સ.અ.વ. ઉપર ઈમાન લાવ્યા હતાં તેમને આ કિસ્સામાં બમણો બોધ આપવામાં આપવામાં આવ્યો છે. પહેલો બોધ આ વાતનો કે તેમની ઓછી સંખ્યા અને કમજોર સ્થિતિ તથા સત્યના વિરોધીઓની મોટી સંખ્યા અને વૈભવ જોઈને તેમની હિંમત તૂટે નહીં, તથા અલ્લાહની મદદ આવવામાં વાર લાગતી જોઈને તેઓ હતાશ ન થાય. બીજો બોધ આ વાતનો કે ઈમાન લાવ્યા પછી જે વર્ગ યહૂદીઓ જેવું વલણ અપનાવે છે તે પછીથી યહૂદીઓની જેમ જ ખુદાની લાનતમાં સપડાઈ પણ જાય છે.

બનીઇસ્રાઈલની સામે તેમનો પોતાનો પદાર્થપાઠ આપતો ઇતિહાસ રજૂ કરીને તેમને અસત્યવાદના ખરાબ પરિણામો સામે ચેતવવામાં આવ્યાં છે અને એ પયગમ્બર ઉપર ઈમાન લાવવા માટે બોલાવવામાં આવ્યાં છે જે અગાઉ આવી ગયેલાં પયગમ્બરોના લાવેલા દીનને તમામ ભેળસેળથી શુદ્ધ કરીને ફરીથી તેના અસલ રૂપમાં રજૂ કરી રહ્યો છે.

(૮૪) નિશાનીઓની સાથે જુલમ કર્યો, એટલે કે તેમને માની નહીં તથા તેમને જાદુ ઠરાવીને ટાળવાનો પ્રયાસ કર્યો. જેવી રીતે એક એવી કાવ્યપંક્તિને જે કાવ્યરસનો પૂર્ણ નમૂનો છે, તેની જોડકણાં સાથે સરખામણી કરવી અને તેની મજાક કરવી તે ફકત એ કાવ્યપંક્તિ સાથે નહીં બલકે ખુદ કાવ્યકલા અને કાવ્યરસની સાથે પણ જુલમ છે. આવી જ રીતે એ નિશાનીઓ કે જે પોતે સાક્ષી આપી રહી છે કે તે અલ્લાહ તરફથી છે અને જેમના વિષે કોઈ પણ સમજદાર માણસ એવું કલ્પી પણ શકતો નથી કે જાદુના જોરે પણ આવી નિશાનીઓ પ્રગટ થઈ શકે છે, બલકે જેના વિષે ખુદ જાદુકળાના મહારથીઓએ સાક્ષી આપી દીધી હોય કે તે તેમની કળાની પહોંચની બહાર છે, તેમને જાદુ ઠરાવવી માત્ર એ નિશાનીઓની સાથે જ નહીં બલકે સીધી સમજ તથા સચ્ચાઈની સાથે પણ મોટો અન્યાય છે.

(૮૫) ફિરઔન શબ્દનો અર્થ "સૂર્યદેવની સંતાન" છે. પ્રાચીન મિસ્રવાસીઓ સૂર્યને કે જે તેમનો




رَّبِّكُمْ فَاَرْسِلْ مَعِىَ بَنِىْٓ اِسْرَآءِيْلَ ۝١٠٥ قَالَ اِنْ كُنْتَ جِئْتَ بِاٰيَةٍ
فَاْتِ بِهَآ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ۝١٠٦ فَاَلْقٰى عَصَاهُ فَاِذَا هِىَ
ثُعْبَانٌ مُّبِيْنٌ ۝١٠٧ وَّنَزَعَ يَدَهٗ فَاِذَا هِىَ بَيْضَآءُ لِلنّٰظِرِيْنَ ۝١٠٨

**નિમણૂંકની સ્પષ્ટ દલીલ લઈને આવ્યો છું, એટલા માટે તું બનીઈસરાઈલને મારી સાથે મોકલી દે.'[૮૬]**

**ફિરઔને કહ્યું, "જો તું કોઈ નિશાની લાવ્યો છે અને તારા દાવામાં સાચો છે તો તેને પ્રસ્તુત કર."**

**મૂસાએ તેની લાઠી ફેંકી અને એકાએક તે એક જીવતો અજગર હતો. તેણે તેના ખિસ્સામાંથી હાથ બહાર કાઢયો અને સૌ જોનારાઓની સામે તે ચળકી રહ્યો હતો.[૮૭] (રુકૂઅ ૧૩)**

મહાદેવ અથવા રબ્બેઆલા હતો, رَعْ રઅ્ કહેતા હતાં અને ફિરઔનનો સંબંધ તેની સાથે જોડાયેલો હતો. મિસ્રવાસીઓની આસ્થા પ્રમાણે કોઈ પણ શાસકના શાસન માટે આના સિવાય બીજો કોઈ આધાર શકય ન હતો કે તે رَعْ રઅ્ નો શારીરિક પ્રગટરૂપ તથા તેનો પૃથ્વી ઉપરનો પ્રતિનિધિ હોય. તેથી દરેક રાજવી કુટુંબ કે જે મિસ્રમાં સત્તા ઉપર આવતો હતો તે પોતાની જાતને સૂર્યવંશી બનાવીને રજૂ કરતો, અને જે કોઈ શાસક ગાદી ઉપર બેસતો તે "ફિરઔન" નો ઇલ્કાબ અપનાવીને દેશવાસીઓને વિશ્વાસ અપાવતો હતો કે તમારો "રબ્બેઆલા" અથવા મહાદેવ હું છું.

અત્રે આ વાત પણ જાણી લેવી જોઈએ કે કુર્આનેમજીદમાં હઝરત મૂસા અ.સ.ના કિસ્સાના અનુસંધાનમાં બે ફિરઔનોનો ઉલ્લેખ આવે છે. એક એ જેના જમાનામાં તેઓ જન્મ્યાં અને જેના ઘરમાં તેઓ ઊછર્યાં. બીજો એ જેની સમક્ષ તેઓ ઇસ્લામનો સંદેશ અને બનીઇસ્રાઈલની મુક્તિની માગણી લઈને પહોંચ્યાં અને જે છેવટે ગરકાવ થયો. આધુનિક સંશોધનકર્તાઓનું સામાન્ય વલણ આ તરફ છે કે પહેલો ફિરઔન રઅમસીસ દ્વિતીય હતો જેનો શાસનકાળ ઈ.સ. પૂર્વે ૧૨૯૨ થી ૧૨૨૫ સુધી હતો અને બીજો ફિરઔન જેનો અહીં આ આયતોમાં ઉલ્લેખ થઈ રહ્યો છે, મુનફતા અથવા મુનફતાહ હતો જે તેના પિતા રઅમસીસ દ્વિતીયના જીવનકાળમાં જ રાજ્યશાસનમાં જોડાઈ ગયો હતો અને તેના મૃત્યુ પછી રાજયનો માલિક બન્યો. આ અનુમાન દેખીતી રીતે જ શંકાસ્પદ જણાય છે કે ઇસ્રાઈલી ઇતિહાસની રૂએ હઝરત મૂસા અ.સ.ના અવસાનની તારીખ ઈ.સ.પૂર્વે ૧૨૭૨ છે. જે હોય તે પણ આ તમામ ઐતિહાસિક અંદાજો જ છે અને મિસ્ર, ઇસ્રાઈલ અને ખ્રિસ્તી પંચાંગોની મેળવણી કરવાથી તદ્દન સાચી તારીખોનો હિસાબ કાઢવો મુશ્કેલ છે.

(૮૬) હઝરત મૂસા અ.સ.ને બે વસ્તુઓનો સંદેશ લઈને ફિરઔનની પાસે મોકલવામાં આવ્યા હતાં. એક તો આ કે અલ્લાહની બંદગી (ઇસ્લામ) નો સ્વીકાર કરે, બીજું આ કે બનીઇસ્રાઈલની કોમને જે પહેલાંથી મુસલમાન હતી, તેના જુલમી પંજામાંથી મુકત કરી દે. કુર્આનમાં આ બન્ને સંદેશાઓનો કયાંક એકી સાથે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તો કયાંક સંદર્ભ પ્રમાણે માત્ર એકનું વર્ણન કરીને સંતોષ માનવામાં આવ્યો છે.

(૮૭) આ બે નિશાનીઓ હઝરત મૂસા અ.સ.ને એ વાતના પુરાવાના રૂપમાં આપવામાં આવી હતી કે

قَالَ الْمَلَاُ مِنْ قَوْمِ فِرْعَوْنَ اِنَّ هٰذَا لَسٰحِرٌ عَلِيْمٌ ﴿١٠٩﴾ يُّرِيْدُ
اَنْ يُّخْرِجَكُمْ مِّنْ اَرْضِكُمْ ۚ فَمَاذَا تَاْمُرُوْنَ ﴿١١٠﴾ قَالُوْٓا اَرْجِهْ

**આ જોઈને ફિરઔનની કોમના આગેવાનોએ પરસ્પર એકબીજાને કહ્યું કે ''જરૂર આ માણસ કોઈ પ્રવીણ જાદુગર છે, તમને તમારી ભૂમિમાંથી કાઢી મૂકવા માગે છે,[૮૮] હવે બોલો શું કહો છો?'' પછી તેમણે સૌએ ફિરઔનને સલાહ આપી કે આને**

તેઓ એ ખુદાના પ્રતિનિધિ છે જે સૃષ્ટિજગતનો સર્જક અને શાસક છે. જેમ કે આની પહેલાં પણ અમે ઈશારો કરી ગયાં છીએ કે પયગમ્બરોએ જયારે પણ પોતાની જાતને તમામ જગતના માલિકના મોકલેલા પ્રતિનિધિની હેસિયતથી રજૂ કરી ત્યારે લોકોએ તેમની પાસે આ જ માગણી કરી કે જો તમે ખરેખર તમામ જગતના માલિકના પ્રતિનિધિ છો તો તમારા દ્વારા કોઈ એવી ઘટના પ્રગટ થવી જોઈએ જે પ્રકૃતિના નિયમોના સામાન્ય ચીલાથી હટીને હોય અને જેના ઉપરથી સ્પષ્ટપણે જાહેર થઈ રહ્યું હોય કે જગતના માલિકે તમારી સચ્ચાઈ સાબિત કરવા માટે તેના સીધા હસ્તક્ષેપ દ્વારા આ ઘટના નિશાનીના રૂપમાં પ્રગટ કરી છે. આ જ માગણીના જવાબમાં નબીઓએ એ નિશાનીઓ દેખાડી જેમને કુર્આનની ભાષામાં ''આયાત'' અને બોલનારાઓની ભાષામાં ''મુ'જિઝાત'' કહેવામાં આવે છે. આવી નિશાનીઓ અથવા મુ'જિઝાઓને જે લોકો પ્રકૃતિના નિયમો હેઠળ ઘટતી સામાન્ય ઘટનાઓ ઠરાવવાનો પ્રયત્ન કરે છે તેઓ હકીકતમાં અલ્લાહના ગ્રંથને માનવા અને ન માનવા વચ્ચેનું એક એવું વલણ અપનાવે છે જેને કોઈ રીતે તાર્કિક માની શકાય નહીં. એટલા માટે કુર્આનમાં જે જગ્યાએ સ્પષ્ટ રીતે પ્રકૃતિના નિયમોથી પર એવી ઘટનાનો ઉલ્લેખ થઈ રહ્યો હોય ત્યાં સંદર્ભથી તદ્દન વિરૂદ્ધ એક સામાન્ય ઘટના બનાવવાનો પ્રયાસ ફકત શબ્દોની એક ગંદી રમત છે જેની જરૂર માત્ર એ લોકોને પડે છે જે એક તરફ તો કોઈ પણ એવા ગ્રંથ ઉપર ઈમાન લાવવા માગતા નથી જે પ્રકૃતિના નિયમોથી પર એવી ઘટનાઓનો ઉલ્લેખ ધરાવતો હોય અને બીજી તરફ પરંપરાગત ધર્મના જન્મજાત માનનારા હોવાના કારણે એ ગ્રંથનો ઈનકાર પણ કરવા માગતા નથી જે હકીકતમાં પ્રકૃતિના નિયમોથી પર એવી ઘટનાઓનો ઉલ્લેખ કરે છે.

મો'જીઝાની બાબતમાં અસલ નિર્ણાયક પ્રશ્ન ફકત આ જ છે કે શું અલ્લાહતઆલા સૃષ્ટિના તંત્રને એક નિયમ ઉપર કાર્યરત કરી દીધા પછી પોતે દૂર બેસી ગયો છે અને હવે આ કાર્યરત વ્યવસ્થાતંત્રમાં કયારેય કોઈ પ્રસંગે હસ્તક્ષેપ કરી શકતો નથી? અથવા સક્રિય રીતે તે પોતાના સામ્રાજ્યમાં સંચાલનનો દોર પોતાના હાથમાં રાખે છે અને દરેક ક્ષણે તેના હુકમો આ સામ્રાજયમાં લાગુ થાય છે અને તેને કાયમ માટે આ અધિકાર મળેલો છે કે વસ્તુઓના આકારો અને ઘટનાઓની પ્રાચીન ગતિમાં થોડોઘણો અથવા પૂરેપૂરો, જેમ ઈચ્છે તેમ, તથા જયારે ઈચ્છે ત્યારે, ફેરફાર કરી નાખે? જે લોકો આ સવાલના જવાબમાં પહેલી વાતમાં માને છે તેમના માટે મો'જીઝાઓનો સ્વીકાર કરવો અશકય છે કેમકે મો'જીઝા ન તો તેમની ખુદની કલ્પના સાથે મેળ ખાય છે ન તો સૃષ્ટિની સાથે. પરંતુ આવા લોકો માટે વધારે યોગ્ય આ જ છે કે તેઓ કુર્આનનું અર્થઘટન કરવાને બદલે તેનો સ્પષ્ટપણે ઈનકાર કરી દે કેમકે કુર્આને તો તેની વર્ણનશક્તિ જ ખુદાના ઉપર જણાવેલા ખ્યાલને રદ કરવા માટે અને ત્યાર પછી જણાવેલા ખ્યાલને મજબૂત બનાવવા માટે ઉપયોગમાં લીધેલી છે. આનાથી વિરૂદ્ધ જે માણસ

وَ اَخَاهُ وَ اَرۡسِلۡ فِى الۡمَدَآئِنِ حٰشِرِيۡنَ ﴿۱۱۱﴾ يَاۡتُوۡكَ بِكُلِّ سٰحِرٍ

**અને એના ભાઈને રોકી રાખો અને તમામ શહેરોમાં દૂતો મોકલી દો કે દરેક જાણકાર જાદુગરને તમારી**

કુર્આનની દલીલો વડે સંતોષ પામીને બીજા ખ્યાલને સ્વીકારી લે તેના માટે મો'જીઝાને સમજવો અને સ્વીકારવો કોઈ મુશ્કેલ વાત રહેતી નથી. દેખીતું છે કે જયારે તમારી શ્રદ્ધા જ આ હશે કે અજગરો જેવી રીતે પેદા થતાં હોય છે તેવી જ રીતે તે પેદા થઈ શકે છે, તે સિવાયની બીજી કોઈ રીતે કોઈ અજગરને પેદા કરી દેવો ખુદાની શક્તિની બહાર છે, તો તમે લાચાર છો કે એવા માણસના કથનને સદંતર રીતે ખોટો ઠરાવી દો જે તમને જણાવી રહ્યો હોય કે એક લાઠી અજગરમાં ફેરવાઈ ગઈ અને પછી અજગરમાંથી ફરીથી લાઠી બની ગઈ. પરંતુ આનાથી વિરૂદ્ધ જો તમે એવી શ્રદ્ધા ધરાવતા હોવ કે નિર્જીવ પદાર્થમાં ખુદાના હુકમથી જીવન પ્રગટ થાય છે અને ખુદા જે પદાર્થને જેવી ઇચ્છે તેવી જિંદગી આપી શકે છે, તેના માટે ખુદાના હુકમથી લાઠીનું અજગર થઈ જવું એટલી જ બિનઆશ્ચર્યકારક ઘટના છે જેટલી એ જ ખુદાના હુકમથી ઇંડાની અંદર રહેલા કેટલાક નિર્જીવ પદાર્થોનું અજગર બની જવું બિનઆશ્ચર્યકારક છે. ફકત એટલો જ ફરક છે કે એક ઘટના હંમેશાં બનતી રહે છે અને બીજી ઘટના માત્ર ત્રણ વખત બની, એકને બિનઆશ્ચર્યકારક તથા બીજીને આશ્ચર્યકારક બનાવી દેવા માટે પૂરતી નથી.

(૮૮) અહીં પ્રશ્ન ઊભો થાય છે કે જો એક ગુલામ કોમનો એક સાધનવિહોણો માણસ અચાનક ઊઠીને ફિરઔન જેવા રાજાના દરબારમાં જઈને ઊભો થઈ જાય છે જે સીરિયાથી માંડીને લીબિયા સુધી અને રોમન સમુદ્રના કિનારાથી ઇથીયોપિયા સુધીના મહાન દેશનો માત્ર સરમુખત્યાર રાજા જ ન હતો બલકે પૂજનીયદેવ બનેલો હતો, ત્યારે માત્ર તેના આ કૃત્યથી કે તેણે એક લાઠીને અજગર બનાવી દીધી, આટલા મોટા સામ્રાજયને આ ભય કેવી રીતે લાગુ થઈ જાય છે કે આ એકલો માણસ મિસ્રના સામ્રાજયનો તખ્તો પલટાવી નાખશે અને રાજવી પરિવારને શાસકવર્ગ સહિત સત્તામાંથી બાકાત કરી દેશે? બીજું, આ રાજકીય ક્રાંતિનો ભય પેદા જ કેવી રીતે થયો જયારે આ માણસે માત્ર પયગમ્બરીનો જ દાવો તથા બનીઇસ્રાઈલની મુક્તિની જ માગણી રજૂ કરી હતી અને કોઈ પ્રકારની રાજકીય ચર્ચા પણ શરૂ કરી ન હતી?

આ સવાલનો જવાબ આ છે કે મૂસા અ.સ.નો પયગમ્બરીનો દાવો પોતે જ પોતાની અંદર આ અર્થ ધરાવતો હતો કે તેઓ હકીકતમાં સમગ્ર જીવનવ્યવસ્થાને સંપૂર્ણ રીતે બદલવા માગે છે જેમાં દેશની રાજકીય વ્યવસ્થા પણ ચોકકસપણે સામેલ છે. કોઈ માણસ જયારે પોતાની જાતને જગતના માલિકના પ્રતિનિધિની હેસિયતથી રજૂ કરે ત્યારે તેનો ચોકકસપણે આ અર્થ થાય છે કે તે લોકો પાસેથી તેના સંપૂર્ણ અનુસરણની માગણી કરે છે, કેમકે જગતના માલિકનો પ્રતિનિધિ કયારેય આજ્ઞાપાલક અને રૈયત બનીને રહેવા માટે આવતો નથી બલકે આજ્ઞા આપનાર અને શાસક બનવા માટે જ આવતો હોય છે. અને કોઈ કાફિરના શાસનના સત્તાને સ્વીકારી લેવી તેની પયગમ્બરીની હેસિયતની તદ્દન વિરૂદ્ધ છે. આ જ કારણ છે કે હઝરત મૂસા અ.સ.ના મુખેથી પયગમ્બરીનો દાવો સાંભળતાં જ ફિરઔન અને તેના દરબારીઓની સામે રાજકીય, આર્થિક અને સાંસ્કૃતિક ક્રાંતિનો ભય ઊભો થઈ ગયો. રહી એ વાત કે હઝરત મૂસા અ.સ.ના આ દાવાને આટલું મહત્ત્વ રાજદરબારમાં શા માટે આપવામાં આવ્યું જયારે કે તેની સાથે એક ભાઈ સિવાય કોઈ સહાયક કે મદદગાર તથા માત્ર એક સાપ બની જનારી લાઠી અને ચમકતા હાથ સિવાય નિમણૂંકની કોઈ નિશાની ન હતી? તો મારા મતે આના બે મુખ્ય કારણો છેઃ એક આ કે

عَلِيۡمٍ ﴿١١٢﴾ وَجَآءَ السَّحَرَةُ فِرۡعَوۡنَ قَالُوۡۤا اِنَّ لَنَا لَاَجۡرًا اِنۡ كُنَّا نَحۡنُ
الۡغٰلِبِيۡنَ ﴿١١٣﴾ قَالَ نَعَمۡ وَاِنَّكُمۡ لَمِنَ الۡمُقَرَّبِيۡنَ ﴿١١٤﴾ قَالُوۡا يٰمُوۡسٰٓى اِمَّاۤ
اَنۡ تُلۡقِىَ وَاِمَّاۤ اَنۡ نَّكُوۡنَ نَحۡنُ الۡمُلۡقِيۡنَ ﴿١١٥﴾ قَالَ اَلۡقُوۡا ۚ فَلَمَّاۤ
اَلۡقَوۡا سَحَرُوۡۤا اَعۡيُنَ النَّاسِ وَاسۡتَرۡهَبُوۡهُمۡ وَجَآءُوۡ بِسِحۡرٍ
عَظِيۡمٍ ﴿١١٦﴾ وَاَوۡحَيۡنَاۤ اِلٰى مُوۡسٰٓى اَنۡ اَلۡقِ عَصَاكَ ۚ فَاِذَا هِىَ

---

**પાસે લઈ આવે.[૮૮] આમ, જાદુગરો ફિરઔનની પાસે આવી ગયાં.**

**તેમણે કહ્યું, “જો અમે જીતી ગયાં તો અમને તેનો બદલો તો જરૂર મળશે?”**

**ફિરઔને ઉત્તર આપ્યો, “હા, તમે માનવંતા દરબારી થશો.”**

**પછી તેમણે મૂસાને કહ્યું, “તમે ફેંકો છો કે અમે ફેંકીએ ?”**

**મૂસાએ જવાબ આપ્યો “તમે જ ફેંકો.”**

**તેમણે જેવાં તેમનાં મંત્રો ભણ્યાં કે નજરોને જાદુવશ અને દિલોને ભયભીત કરી દીધાં અને ઘણો જ જબરજસ્ત જાદુ ઘડી લાવ્યાં.**

**અમે મૂસાને ઈશારો કર્યો કે ફેંક તારી લાઠી. તેનું ફેંકવુ હતું કે જોતજોતામાં તે તેમના**

---

હઝરત મૂસા અ.સ.ના વ્યક્તિત્વથી ફિરઔન અને તેના દરબારીઓ સારી રીતે વાકેફ હતાં. એમના શુદ્ધ અને મકકમ ચરિત્ર, એમનું અસાધારણ કૌશલ્ય અને નેતૃત્વ તથા શાસન કરવાની જન્મજાત આવડતની બધાંને ખબર હતી. તલમૂદ અને યુસીફોસની નોંધો જો સાચી હોય તો હઝરત મૂસા અ.સ. એ આ જન્મજાત કૌશલ્યો ઉપરાંત ફિરઔનને ત્યાં રહીને વિદ્યાઓ, કળાઓ અને શાસન તથા લશ્કરની પૂરી તાલીમ પણ મેળવી હતી જે રાજવી ખાનદાનની વ્યક્તિઓને આપવામાં આવતી હતી અને રાજકુંવર તરીકેના સમયગાળામાં ઈથીયોપિયાના મોરચે લડીને તેઓ પોતાની જાતને એક ઉત્તમ સેનાપતિ પણ પુરવાર કરી ચૂકયા હતાં. બીજું, જે કેટલીક નબળાઈઓ રાજમહેલોમાં ઊછરવાથી અને ફિરઔની વ્યવસ્થાની અંદર નેતાગીરીના હોદ્દાઓ ઉપર રહેવાથી તેમની અંદર જોવા મળતી હતી તે પણ ૮-૧૦ વર્ષ મદ્યનના પ્રદેશમાં જંગલનું જીવન પસાર કરવાથી તથા બકરાં ચરાવવાને કારણે દૂર થઈ ગઈ હતી અને હવે ફિરઔનના દરબારની સામે એક એવો પ્રૌઢ અને ગંભીર ફકીર દેશવ્યાપી નબૂવ્વતનો દાવો લઈને ઊભો હતો જેની વાતને કોઈ પણ સંજોગોમાં હવાઈ વાત માનીને ઊડાવી શકાય તેમ ન હતી. બીજું કારણ આ હતું કે લાઠી અને ચમકતા હાથની નિશાનીઓ જોઈને ફિરઔન અને તેના દરબારીઓ ભારે પ્રભાવિત થઈ ગયા હતાં અને તેમને લગભગ આ ખાત્રી થઈ ગઈ હતી કે આ માણસ હકીકતમાં તેના ટેકામાં અલૌકિક શક્તિ ધરાવે છે. તેમનું હઝરત મૂસાને એક તરફ જાદુગર પણ કહેવું અને પછી બીજી તરફ આ ભય પણ

تَلْقَفُ مَا يَاْفِكُوْنَ ۚ ﴿۱۱۷﴾ فَوَقَعَ الْحَقُّ وَ بَطَلَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ۚ ﴿۱۱۸﴾
فَغُلِبُوْا هُنَالِكَ وَ انْقَلَبُوْا صٰغِرِيْنَ ۚ ﴿۱۱۹﴾ وَ اُلْقِيَ السَّحَرَةُ
سٰجِدِيْنَ ۚۖ ﴿۱۲۰﴾ قَالُوْۤا اٰمَنَّا بِرَبِّ الْعٰلَمِيْنَ ۙ ﴿۱۲۱﴾ رَبِّ مُوْسٰى وَ
هٰرُوْنَ ﴿۱۲۲﴾ قَالَ فِرْعَوْنُ اٰمَنْتُمْ بِهٖ قَبْلَ اَنْ اٰذَنَ لَكُمْ ۚ اِنَّ
هٰذَا لَمَكْرٌ مَّكَرْتُمُوْهُ فِى الْمَدِيْنَةِ لِتُخْرِجُوْا مِنْهَاۤ اَهْلَهَا ۚ

**એ જૂઠા જાદુને ગળતી ગઈ.[૯૦]**

**આમ, જે સત્ય હતું તે સત્ય પુરવાર થયું અને જે કંઈ તેમણે ઘડી કાઢેલું હતું તે અસત્ય બનીને રહી ગયું. ફિરઔન અને તેના સંગી મુકાબલાના મેદાનમાં પરાજિત થયાં અને (વિજયી થવાને બદલે) ઊલટાના અપમાનિત થઈ ગયાં. અને જાદુગરોની હાલત આ થઈ કે જાણે કોઈ વસ્તુએ અંદરથી તેમને સિજદામાં પાડી દીધાં. કહેવા લાગ્યાં "અમે માની લીધો જગતના માલિકને, એ માલિકને જેને મૂસા અને હારૂન માને છે."[૯૧]**

**ફિરઔને કહ્યું "તમે તેની ઉપર ઈમાન લઈ આવ્યાં એ પહેલાં કે હું તમને પરવાનગી આપું ? ચોક્કસ આ કોઈ ગુપ્ત ષડ્યંત્ર હતું જે તમે લોકોએ આ પાટનગરમાં કર્યું કે જેથી તેના માલિકોને સત્તામાંથી કાઢી મૂકો.**

વ્યકત કરવો કે આ માણસ આપણને આ ભૂમિની રાજયસત્તાથી વંચિત કરી દેવા માગે છે, સાવ વિરોધાભાસી કથન હતું અને ગભરાટનો પુરાવો હતો જે પયગમ્બરીના આ સૌ પ્રથમ પ્રદર્શનથી તેમની ઉપર છવાઈ ગયો હતો. જો વાસ્તવમાં તેઓ મૂસા અ.સ.ને જાદુગર માનતાં હોત તો કદાપિ તેમની પાસેથી કોઈ રાજકીય ક્રાંતિનો કોઈ ડર ન સેવત કેમકે જાદુના જોરે કયારેય દુનિયામાં કોઈ રાજકીય ક્રાંતિ આવી નથી.

(૮૯) ફિરઔની દરબારીઓના આ કથન ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે તેમના મગજમાં ખુદાઈ નિશાની અને જાદુ વચ્ચે રહેલા ભેદનો ખ્યાલ એકદમ સ્પષ્ટપણે હતો. તેઓ જાણતા હતાં કે ખુદાઈ નિશાનીથી ખરેખર ફેરફાર થાય છે અને જાદુ માત્ર નજર અને મનને પ્રભાવિત કરીને વસ્તુઓમાં એક ખાસ પ્રકારના ફેરફારનો આભાસ કરાવે છે. એટલા જ માટે તેમણે હઝરત મૂસા અ.સ.ના પયગમ્બરીના દાવાને રદ કરવા માટે કહ્યું કે આ માણસ જાદુગર છે, એટલે કે લાઠી હકીકતમાં સાપ બની ગઈ નથી કે તેને ખુદાઈ નિશાની માની લેવામાં આવે. બલકે માત્ર આપણને એવો આભાસ થઈ રહ્યો છે કે જાણે તે સાપ હતી જેમ કે દરેક જાદુગર કરી લે છે. પછી તેમણે મસલત કરી કે દેશના તમામ કુશળ જાદુગરોને બોલાવવામાં આવે અને તેમની મારફતે લાઠીઓ અને દોરડાંને સાપોમાં ફેરવીને લોકોને દેખાડી દેવામાં આવે કે જેથી સામાન્ય લોકોના દિલોમાં આ પયગમ્બરી મો'જીઝાથી જે ભય પેસી ગયો છે તે

فَسَوْفَ تَعْلَمُوْنَ ﴿١٢٣﴾ لَاُقَطِّعَنَّ اَيْدِيَكُمْ وَ اَرْجُلَكُمْ مِّنْ
خِلَافٍ ثُمَّ لَاُصَلِّبَنَّكُمْ اَجْمَعِيْنَ ﴿١٢٤﴾ قَالُوْٓا اِنَّآ اِلٰى رَبِّنَا
مُنْقَلِبُوْنَ ﴿١٢٥﴾ وَمَا تَنْقِمُ مِنَّآ اِلَّآ اَنْ اٰمَنَّا بِاٰيٰتِ رَبِّنَا
لَمَّا جَآءَتْنَا ؕ رَبَّنَآ اَفْرِغْ عَلَيْنَا صَبْرًا وَّ تَوَفَّنَا مُسْلِمِيْنَ ﴿١٢٦﴾



**સારૂં, તો આનું પરિણામ હવે તમને જણાઈ જવાનું છે. હું તમારા હાથ-પગ ઊંધી દિશામાંથી કપાવડાવી દઈશ અને તે પછી તમને સૌને શૂળીએ ચઢાવીશ.''**

**તેમણે જવાબ આપ્યો ''આખરે અમારે પાછા ફરવાનું તો અમારા માલિક જ તરફ છે. તું જે વાત માટે અમારાથી વેર લેવા માગે છે તે આ સિવાય કંઈ નથી કે અમારા માલિકની નિશાનીઓ જ્યારે અમારી સામે આવી ગઈ ત્યારે અમે તેમને માની લીધી. હે માલિક, અમારી ઉપર ધૈર્ય ઊતાર અને અમને દુનિયામાંથી ઊઠાવ ત્યારે આ હાલતમાં કે અમે તારા આજ્ઞાંકિત હોઈએ''.[૯૨] (રુકૂઅ ૧૪)**

---

પૂરેપૂરી રીતે ભલે દૂર ન થાય પણ ઓછામાં ઓછું શંકામાં જ ફેરવાઈ જ જાય.

(૯૦) આ અનુમાન કરવું યોગ્ય નથી કે લાઠી એ લાકડીઓ અને દોરડાંને ગળી ગઈ જે જાદુગરોએ ફેંકી હતી તથા સાપ તથા અજગરો બનીને દેખાઈ રહી હતી. કુર્આન જે કહી રહ્યું છે તે આ છે કે લાઠીએ સાપ બનીને તેમના જાદુના એ ભ્રમને ગળવાનું શરૂ કરી દીધું જે તેમણે ઊભું કર્યું હતું. આનો સ્પષ્ટ અર્થ આ જણાય છે કે આ સાપ જયાં ગયો ત્યાંથી જાદુની એ અસર દૂર થતી ગઈ જેના કારણે લાકડીઓ અને દોરડાં સાપોની જેમ ડોલતા દેખાતા હતાં અને તેના એક જ આંટામાં જાદુગરોની દરેક લાઠી લાઠી, અને દરેક દોરડું દોરડું બનીને રહી ગયું. (વધારે સમજૂતી માટે જુઓ, સૂરઃ તાહા, નોંધ ક્રમાંક ૪૨)

(૯૧) આવી રીતે અલ્લાહતઆલાએ ફિરઔની લોકોની ચાલ ને ઊલટાવીને તેમની જ ઉપર નાખી દીધીં. તેમણે દેશના તમામ કુશળ જાદુગરોને બોલાવીને જાહેરમાં એટલા માટે પ્રદર્શન ગોઠવ્યું હતું કે સામાન્ય પ્રજાને હઝરત મૂસા અ.સ. જાદુગર છે એવી ખાત્રી કરાવે અથવા ઓછામાં ઓછું શંકામાં જ નાખી દે. પરંતુ આ મુકાબલામાં પરાજિત થયા પછી તેમના પોતાના જ બોલાવેલાં કુશળ જાદુગરોએ સર્વસંમત થઈને ફેંસલો કરી લીધો કે હઝરત મૂસા અ.સ. જે વસ્તુ રજૂ કરી રહ્યાં છે તે કદાપિ જાદુ નથી બલકે ચોકકસપણે જગતના માલિકની શક્તિનો ચમત્કાર છે જેની સામે કોઈ જાદુગરનું જોર ચાલી શકતું નથી. સ્પષ્ટ છે કે જાદુને ખુદ જાદુગરો કરતાં વધારે બીજો કોણ જાણી શકતો હતો. તેથી જયારે તેમણે જાત અનુભવ અને અજમાયશ પછી ગવાહી આપી દીધી કે આ વસ્તુ જાદુ નથી ત્યારે ફિરઔન અને તેના દરબારીઓ માટે દેશના નાગરિકોને આ વિશ્વાસ અપાવવાનું બિલકુલ અશકય થઈ ગયું કે મૂસા ફકત એક જાદુગર છે.

(૯૨) ફિરઔને પાસું પલટાતું જોઈને છેલ્લી ચાલ આ ચાલી હતી કે આ સમગ્ર મામલાને મૂસા અ.સ.

وَ قَالَ الْمَلَاُ مِنْ قَوْمِ فِرْعَوْنَ اَتَذَرُ مُوْسٰى وَ قَوْمَهٗ لِيُفْسِدُوْا
فِى الْاَرْضِ وَ يَذَرَكَ وَ اٰلِهَتَكَ ؕ قَالَ سَنُقَتِّلُ اَبْنَآءَهُمْ وَ
نَسْتَحْيٖ نِسَآءَهُمْ ۚ وَ اِنَّا فَوْقَهُمْ قٰهِرُوْنَ ﴿۱۲۷﴾ قَالَ مُوْسٰى لِقَوْمِهِ
اسْتَعِيْنُوْا بِاللّٰهِ وَ اصْبِرُوْا ۚ اِنَّ الْاَرْضَ لِلّٰهِ ۙ۫ يُوْرِثُهَا مَنْ
يَّشَآءُ مِنْ عِبَادِهٖ ؕ وَ الْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ ﴿۱۲۸﴾ قَالُوْۤا اُوْذِيْنَا مِنْ
قَبْلِ اَنْ تَاْتِيَنَا وَ مِنْۢ بَعْدِ مَا جِئْتَنَا ؕ قَالَ عَسٰى رَبُّكُمْ

---

**ફિરઔનને તેની કોમના આગેવાનોએ કહ્યું "શું તું મૂસા અને તેના લોકોને આમ જ જવા દેશે કે દેશમાં બગાડ ફેલાવે અને તારી અને તારા ખુદાઓની બંદગી છોડી દે ?" ફિરઔને જવાબ આપ્યો, "હું તેમના પુત્રોની કતલ કરાવીશ અને તેમની સ્ત્રીઓને જીવતી રહેવા દઈશ.[૯૩] અમારી સત્તાની પકડ તેમની ઉપર મજબૂત છે."**

**મૂસાએ પોતાની કોમને કહ્યું "અલ્લાહ પાસે મદદ માગો અને ધીરજ રાખો, ધરતી અલ્લાહની છે, તેના બંદાઓમાંથી જેને ચાહે છે તેનો વારસદાર બનાવી દે છે અને અંતિમ સફળતા તેમના જ માટે છે જે તેનાથી ડરીને કામ કરે." તેની કોમના લોકોએ કહ્યું "તારા આગમન અગાઉ પણ અમે સતાવવામાં આવતા હતાં અને હવે તારા આગમન પછી પણ સતાવવામાં આવી રહ્યાં છીએ." તેણે જવાબ આપ્યો "એ સમય હવે નજીક છે કે તમારો માલિક**

---

અને જાદુગરોનું ષડ્યંત્ર ઠરાવી દે અને ત્યાર પછી જાદુગરોને શારીરિક સજા તથા મૃત્યુદંડની ધમકી આપીને તેમની પાસેથી પોતાના આ આરોપની કબૂલાત કરાવી લે. પરંતુ આ ચાલ પણ ઊંધી પડી. જાદુગરોએ પોતાને દરેક સજા માટે સામે ધરી દઈને સાબિત કરી દીધું કે મૂસા અ.સ.ની સચ્ચાઈ ઉપર તેમનું ઈમાન લાવવું કોઈ કાવતરું ન હતું બલકે સત્યના સાચા સ્વીકારનું પરિણામ હતું. હવે તેની પાસે આના સિવાય બીજો કોઈ રસ્તો બાકી ન રહ્યો કે સત્ય અને ન્યાયનો ઢોંગ, જે તે કરવા માગતો હતો છોડીને ખુલ્લી રીતે જોર જુલમ અને અત્યાચાર શરૂ કરી દે.

અત્રે આ વાત પણ જોવા લાયક છે કે થોડી જ ક્ષણોમાં ઈમાને આ જાદુગરોના ચારિત્ર્યમાં કેવી મોટી ક્રાંતિ આણી દીધી. હજુ થોડા જ સમય પહેલાં આ જ જાદુગરોની નીચતાની હાલત આ હતી કે બાપદાદાના દીનની મદદ અને હિમાયત માટે ઘરોથી ચાલીને આવ્યા હતાં અને ફિરઔનને પૂછી રહ્યા હતાં કે જો અમે

اَنْ يُّهْلِكَ عَدُوَّكُمْ وَ يَسْتَخْلِفَكُمْ فِى الْاَرْضِ فَيَنْظُرَ كَيْفَ
تَعْمَلُوْنَ ﴿١٢٩﴾ وَ لَقَدْ اَخَذْنَاۤ اٰلَ فِرْعَوْنَ بِالسِّنِيْنَ وَ نَقْصٍ


مِّنَ الثَّمَرٰتِ لَعَلَّهُمْ يَذَّكَّرُوْنَ ﴿١٣٠﴾ فَاِذَا جَآءَتْهُمُ الْحَسَنَةُ قَالُوْا
لَنَا هٰذِهٖ ۚ وَ اِنْ تُصِبْهُمْ سَيِّئَةٌ يَّطَّيَّرُوْا بِمُوْسٰى وَ مَنْ مَّعَهٗ ؕ اَلَاۤ
اِنَّمَا طٰٓئِرُهُمْ عِنْدَ اللّٰهِ وَ لٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿١٣١﴾ وَ قَالُوْا
مَهْمَا تَاْتِنَا بِهٖ مِنْ اٰيَةٍ لِّتَسْحَرَنَا بِهَا ۙ فَمَا نَحْنُ لَكَ بِمُؤْمِنِيْنَ ﴿١٣٢﴾

---

**તમારા શત્રુને મારી નાખે અને તમને ધરતીમાં ઉત્તરાધિકારી બનાવે, પછી જુએ કે તમે કેવાં કામ કરો છો.'' (રુકૂઅ ૧૫)**

**અમે ફિરઔનના લોકોને કેટલાય વર્ષો સુધી દુષ્કાળ અને પેદાશોની અછતમાં નાખેલાં રાખ્યાં કે કદાચ તેમને ભાન આવે. પરંતુ તેમની હાલત આ હતી કે જ્યારે સારો સમય આવતો ત્યારે કહેતાં કે અમે આના જ હક્કદાર છીએ. અને જ્યારે ખરાબ સમય આવતો ત્યારે મૂસા અને તેના સાથીદારોને તેમના માટે અપશકુનિયાળ ઠેરવતાં, જો કે હકીકતમાં તેમનું અપશુકન તો અલ્લાહ પાસે હતું, પરંતુ તેમનામાંથી મોટાભાગના અજ્ઞાન હતાં. તેમણે મૂસાને કહ્યું કે ''તું અમને વશીભૂત કરવા માટે ગમે તે નિશાની લઈ આવે, અમે તો તારી વાત માનનારાં નથી.**[૯૪]

---

અમારા દીનને મૂસાના હુમલાથી બચાવી લીધો તો સરકાર પાસેથી અમને ઈમાન તો મળશે ને ? અથવા હવે જ્યારે ઈમાનની નિયામત મળી ગઈ ત્યારે તેમની સત્યનિષ્ઠા અને સાહસ એટલી હદે પહોંચી ગયાં કે થોડીવાર પહેલાં જે રાજાની સામે લાલચના માર્યા વળી વળીને ઝૂકતા હતાં ત્યાં હવે તેની મોટાઈ અને તાકાતને ઠોકર મારી રહ્યાં છે અને એ ભારેમાં ભારે સજાઓ ભોગવવા માટે તૈયાર છે જેની ધમકી તે આપી રહ્યો છે પરંતુ એ સત્યને છોડવા માટે તૈયાર નથી જેની સચ્ચાઈ એમની ઉપર ખુલી ગઈ છે.

(૯૩) એ ધ્યાનમાં રહે કે જોરજુલમનો એક જમાનો એ હતો જે હઝરત મૂસા અ.સ.ના જન્મ પહેલાં રઅમસીસ દ્વિતીયના જમાનામાં ચાલુ થયો હતો, અને બીજો જુલમનો જમાનો આ છે જે હઝરત મૂસા અ.સ.ના નબી થયા પછી શરૂ થયો. બન્નેમાં એક વાત સમાન છે કે બનીઈસ્રાઈલના છોકરાઓને મારી નાખવામાં આવ્યાં અને તેમની છોકરીઓને જીવતી રહેવા દેવામાં આવી કે જેથી ધીમે ધીમે તેમના વંશનો ખાત્મો થઈ જાય અને આ કોમ બીજી કોમોમાં ખોવાઈ જાય. લગભગ આ જ જમાનો એ શિલાલેખ જે મિસ્રના પ્રાચીન અવશેષોના

فَاَرْسَلْنَا عَلَيْهِمُ الطُّوْفَانَ وَالْجَرَادَ وَالْقُمَّلَ وَالضَّفَادِعَ وَالدَّمَ
اٰيٰتٍ مُّفَصَّلٰتٍ فَاسْتَكْبَرُوْا وَكَانُوْا قَوْمًا مُّجْرِمِيْنَ ﴿١٣٣﴾ وَلَمَّا وَقَعَ
عَلَيْهِمُ الرِّجْزُ قَالُوْا يٰمُوْسَى ادْعُ لَنَا رَبَّكَ بِمَا عَهِدَ عِنْدَكَ
لَئِنْ كَشَفْتَ عَنَّا الرِّجْزَ لَنُؤْمِنَنَّ لَكَ وَلَنُرْسِلَنَّ مَعَكَ بَنِيْٓ
اِسْرَآءِيْلَ ﴿١٣٤﴾ فَلَمَّا كَشَفْنَا عَنْهُمُ الرِّجْزَ اِلٰٓى اَجَلٍ هُمْ
بٰلِغُوْهُ اِذَا هُمْ يَنْكُثُوْنَ ﴿١٣٥﴾ فَانْتَقَمْنَا مِنْهُمْ فَاَغْرَقْنٰهُمْ
فِى الْيَمِّ بِاَنَّهُمْ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَكَانُوْا عَنْهَا غٰفِلِيْنَ ﴿١٣٦﴾

---

**છેવટે અમે તેમની ઉપર તોફાન મોકલ્યું,[૯૫] તીડના ટોળાં છોડયાં,[૯૬] ધનેરાં ફેલાવ્યાં, દેડકાં કાઢયાં અને લોહી વરસાવ્યું, આ બધી નિશાનીઓ અલગ અલગ કરીને દેખાડી. પરંતુ તેઓ વિદ્રોહ કરતા ગયાં અને તેઓ ખૂબ જ ગુનાખોર લોકો હતાં. જ્યારે પણ તેમની ઉપર આફત ઊતરી આવતી ત્યારે કહેતાં ''હે મૂસા, તને તારા માલિક તરફથી જે પદ પ્રાપ્ત છે તેના આધારે અમારા માટે દુઆ કર, જો આ વખતે તું અમારી ઉપરથી આ આફત ટળાવી દેશે તો અમે તારી વાત માની લઈશું અને બનીઇસ્રાઈલને તારી સાથે મોકલી દઈશું''. પરંતુ જ્યારે અમે તેમની ઉપરથી અમારી આફત એક નિશ્ચિત સમય સુધી, જ્યાં તેઓ કોઈ પણ સંજોગોમાં પહોંચવાના હતાં, હટાવી લેતાં ત્યારે તેઓ અચાનક તેમના વચનથી ફરી જતાં. ત્યારે અમે તેમનાથી બદલો લીધો અને તેમને સમુદ્રમાં ગરકાવ કરી દીધાં કેમકે તેમણે અમારી નિશાનીઓને ખોટી ઠેરવી હતી અને તેમના પ્રત્યે બેપરવા બની ગયા હતાં.**

---

ખોદકામ દરમ્યાન ઈ.સ. ૧૮૯૬માં મળ્યો હતો અને જેમાં આ જ મુનફ્તાહ ફિરઔન તેના પરાક્રમો અને વિજયોનો ઉલ્લેખ કર્યા પછી લખે છે કે ''અને ઈસ્રાઈલનો નાશ કરી દેવામાં આવ્યો, તેનું બીજ પણ બાકી નથી.'' (વધુ વિગત માટે જુઓ, સૂરઃ મોમિન, આયત ૪૫)

(૯૪) આ નર્યો હઠાગ્રહ અને પક્ષપાત હતો કે ફિરઔનના દરબારીઓ એ વસ્તુને પણ જાદુ ગણાવી રહ્યા હતાં જેના વિષે તેઓ પોતે પણ વિશ્વાસપૂર્વક જાણતા હતાં કે તે જાદુનું પરિણામ હોઈ શકે નહીં. કદાચ કોઈ મૂર્ખ માણસ પણ આ વસ્તુ નહીં માને કે એક આખા દેશમાં દુષ્કાળ પડવો અને ધરતીની પેદાશમાં સતત ઘટાડો થવો એ કોઈ જાદુઈ ચમત્કાર હોઈ શકે છે. આના જ આધારે કુર્આનેમજીદ કહે છે કે فَلَمَّا جَآءَتْهُمْ اٰيٰتُنَا مُبْصِرَةً قَالُوْا

وَ اَوْرَثْنَا الْقَوْمَ الَّذِيْنَ كَانُوْا يُسْتَضْعَفُوْنَ مَشَارِقَ الْاَرْضِ
وَ مَغَارِبَهَا الَّتِيْ بٰرَكْنَا فِيْهَا ؕ وَ تَمَّتْ كَلِمَتُ رَبِّكَ الْحُسْنٰى
عَلٰى بَنِيْۤ اِسْرَآءِيْلَ ۙ۬ بِمَا صَبَرُوْا ؕ وَ دَمَّرْنَا مَا كَانَ يَصْنَعُ
فِرْعَوْنُ وَ قَوْمُهٗ وَ مَا كَانُوْا يَعْرِشُوْنَ ﴿۱۳۷﴾ وَ جٰوَزْنَا
بِبَنِيْۤ اِسْرَآءِيْلَ الْبَحْرَ فَاَتَوْا عَلٰى قَوْمٍ يَّعْكُفُوْنَ عَلٰۤى اَصْنَامٍ
لَّهُمْ ۚ قَالُوْا يٰمُوْسَى اجْعَلْ لَّنَاۤ اِلٰهًا كَمَا لَهُمْ اٰلِهَةٌ ؕ

---

**અને તેમની જગ્યાએ અમે એ લોકોને કે જેમને કમજોર બનાવીને રાખવામાં આવેલા હતાં, એ ભૂમિના પૂર્વ અને પશ્ચિમના વારસદાર બનાવી દીધાં જેને અમે બરકતોથી ભરપૂર બનાવેલી[૯૭] હતી. આવી રીતે બનીઈસ્રાઈલની તરફેણમાં તારા માલિકનો ભલાઈનો વાયદો પૂરો થયો કારણ કે તેમણે ધીરજ રાખી હતી અને ફિરઔન તથા તેની કોમનું એ સઘળું જ નષ્ટ કરી દેવામાં આવ્યું જે તેઓ બાંધતાં અને ચઢાવતા હતાં.**

**બનીઈસ્રાઈલને અમે સમુદ્રમાંથી પસાર કરાવી દીધાં, પછી તેઓ આગળ ચાલ્યાં અને રસ્તામાં એક એવી કોમ પાસેથી તેઓ પસાર થયાં જે તેની કેટલીક મૂર્તિઓની મોહિત બનેલી હતી. કહેવા લાગ્યાં, "હે મૂસા, અમારા માટે પણ એક એવો ખુદા બનાવી દે જેવાં આ લોકોના ખુદા[૯૮] છે."**

---

هٰذَا سِحْرٌ مُّبِيْنٌ وَجَحَدُوْا بِهَا وَاسْتَيْقَنَتْهَآ اَنْفُسُهُمْ ظُلْمًا وَّعُلُوًّا ؕ (સૂરઃ નમ્લ આયતો ૧૩,૧૪) "જયારે અમારી નિશાનીઓ ખુલ્લી રીતે તેમની નજરોની સામે આવી ત્યારે તેમણે કહ્યું કે આ તો ખુલ્લો જાદુ છે, જો કે તેમના દિલો અંદરથી માની ગયેલા હતાં, પરંતુ તેમણે માત્ર જુલમ અને વિદ્રોહના રસ્તેથી તેમનો ઈન્કાર કર્યો."

(૯૫) આનો અર્થ લગભગ વરસાદી તોફાન છે જેમાં કરા પણ વરસ્યા હતાં. જો કે તોફાન બીજી વસ્તુઓનું પણ હોઈ શકે છે, પરંતુ બાઈબલમાં કરાના તોફાનનો જ ઉલ્લેખ છે એટલા માટે અમે આ જ અર્થઘટનને પસંદગી આપીએ છીએ.

(૯૬) આયતમાં قُمَّل કુમ્મલ શબ્દનો ઉલ્લેખ થયો છે જેના ઘણાં અર્થ થાય છેઃ જૂ, નાની માખી, નાનું તીડ, મચ્છર, ધનેરું વગેરે. અહીં આ સર્વગ્રાહી શબ્દનો ઉપયોગ કદાચ એટલા માટે કરવામાં આવ્યો છે કે એકી સાથે જુઓ અને મચ્છરોએ માણસો ઉપર અને ધનેરાંએ અનાજના ભંડારો ઉપર હુમલો કર્યો હશે. (સરખામણી માટે જુઓ, બાઈબલનું પુસ્તક, નિર્ગમન, પ્રકરણ ૭ થી ૧૨. આ ઉપરાંત સૂરઃ ઝુખરુફ, નોંધ ક્રમાંક ૪૩)

قَالَ اِنَّكُمْ قَوْمٌ تَجْهَلُوْنَ ﴿١٣٨﴾ اِنَّ هٰٓؤُلَآءِ مُتَبَّرٌ مَّا هُمْ
فِيْهِ وَ بٰطِلٌ مَّا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٣٩﴾ قَالَ اَغَيْرَ اللّٰهِ
اَبْغِيْكُمْ اِلٰهًا وَّهُوَ فَضَّلَكُمْ عَلَى الْعٰلَمِيْنَ ﴿١٤٠﴾ وَ

**મૂસાએ કહ્યું "તમે લોકો ભારે જહાલતની વાતો કરો છો. આ લોકો જે રીતનું અનુસરણ કરી રહ્યાં છે તે તો નાશ પામવાની છે અને જે કામ તેઓ કરી રહ્યાં છે તે સાવ ખોટું છે." પછી મૂસાએ કહ્યું "શું હું અલ્લાહ સિવાય અન્ય કોઈ ખુદા તમારા માટે શોધું ? જો કે તે અલ્લાહ જ છે જેણે તમને આખા જગતની કોમો ઉપર શ્રેષ્ઠતા બખ્શી છે. અને (અલ્લાહ કહે છે)**

(૯૭) એટલે કે બનીઇસ્રાઈલને ફિલિસ્તીનની ભૂમિના વારસદાર બનાવી દીધાં. કેટલાક લોકોએ આનો અર્થ આ કર્યો છે કે બનીઇસ્રાઈલને મિસ્રની ભૂમિના માલિક બનાવી દેવામાં આવ્યાં. પરંતુ આ અર્થનો સ્વીકાર કરવા માટે ન તો કુર્આનના સંકેતો પૂરી રીતે સ્પષ્ટ છે અને ન તો ઇતિહાસ અને પુરાતત્ત્વના અવશેષોમાંથી આની કોઈ મજબૂત ગવાહી મળે છે. એટલા માટે આ અર્થનો સ્વીકાર કરવામાં અમને સંકોચ છે. (જુઓ, સૂરઃકહફ, નોંધ ક્રમાંક ૫૭, સૂરઃ શુઅરા, નોંધ ક્રમાંક ૪૫).

(૯૮) બનીઇસ્રાઈલે જે જગ્યાએથી રાતા સમુદ્રને ઓળંગ્યો હતો તે કદાચ વર્તમાન સૂએઝ અને ઈસ્માઈલિયા વચ્ચેની કોઈ જગ્યા હતી. અહીંથી પસાર થઈને આ લોકો સીનાના દ્વીપકલ્પના દક્ષિણી વિસ્તાર તરફ દરિયાના કાંઠે કાંઠે રવાના થયાં. એ જમાનામાં સીના દ્વીપકલ્પનો પશ્ચિમી અને ઉત્તરીય ભાગ મિસ્ર રાજ્યમાં સામેલ હતો. દક્ષિણના પ્રદેશમાં આજના નગર તૂર અને અબૂઝનીમા વચ્ચે ત્રાંબા અને નીલમની ખાણો હતી જેનો મિસ્રાવાસીઓ ખૂબ લાભ ઊઠાવતા હતાં અને આ ખાણોના રક્ષણ માટે મિસ્રવાસીઓએ કેટલાક સ્થળોએ છાવણીઓ ઊભી કરેલી હતી. આ જ છાવણીઓમાંથી એક છાવણી મફકહ્ નામના મુકામે આવેલી હતી જ્યાં મિસ્રવાસીઓનું એક મોટું મંદિર આવેલું હતું જેના અવશેષો આજે પણ દ્વીપકલ્પના દક્ષિણ-પશ્ચિમ વિસ્તારમાં જોવા મળે છે. આની નજીક બીજું પણ એક સ્થળ હતું જ્યાં પ્રાચીન સમયથી સામી કોમોની ચંદ્રદેવીનું મંદિર હતું. લગભગ આ જ સ્થળોમાંથી કોઈ એકની પાસેથી પસાર થતી વખતે બનીઇસ્રાઈલને, જેમની ઉપર મિસ્રી લોકોની ગુલામીએ મિસ્રી જીવનની ઘેરી છાપ પાડી દીધી હતી, એક બનાવટી ખુદાની જરૂરિયાત લાગી હશે.

બનીઇસ્રાઈલની માનસિકતા મિસ્રવાસીઓની ગુલામીએ કેટલી હદે બગાડી મૂકી હતી તેનો ખ્યાલ આ વાત ઉપરથી મેળવી શકાય છે કે મિસ્રમાંથી નીકળ્યા પછી ૭૦ વર્ષે હઝરત મૂસા અ.સ.ના પહેલા ખલીફા હઝરત યુશઅ બિન નૂન તેમના છેલ્લા પ્રવચનમાં બનીઇસ્રાઈલની જાહેરસભાને સંબોધતાં કહે છે કે :

> "તમે માલિકનો ડર રાખો અને સારી દાનત અને સચ્ચાઈ સાથે તેની પૂજા કરો અને એ દેવતાઓને દૂર કરી દો જેમની પૂજા તમારા બાપદાદા મોટી નદીની પેલે પાર તથા મિસ્રમાં કરતા હતાં અને માલિકની પૂજા કરો. અને જો માલિકની પૂજા તમને બૂરી લાગતી હોય તો




إِذْ أَنجَيْنَٰكُم مِّنْ ءَالِ فِرْعَوْنَ يَسُومُونَكُمْ سُوٓءَ ٱلْعَذَابِ ج
يُقَتِّلُونَ أَبْنَآءَكُمْ وَيَسْتَحْيُونَ نِسَآءَكُمْ ط وَفِى ذَٰلِكُم بَلَآءٌ
مِّن رَّبِّكُمْ عَظِيمٌ ﴿١٤١﴾ وَوَٰعَدْنَا مُوسَىٰ ثَلَٰثِينَ لَيْلَةً وَ
أَتْمَمْنَٰهَا بِعَشْرٍ فَتَمَّ مِيقَٰتُ رَبِّهِۦٓ أَرْبَعِينَ لَيْلَةً ج وَقَالَ

---

**તે સમય યાદ કરો જ્યારે અમે ફિરઔનીઓથી તમને છુટકારો આપી જે એવા હતાં કે તમને સખત યાતનાઓમાં રાખતા હતાં, તમારા પુત્રોને કતલ કરતાં અને તમારી સ્ત્રીઓને જીવતી રહેવા દેતા હતાં અને આમાં તમારા માલિક તરફથી તમારી મોટી અજમાયશ હતી.'' (રુકૂઅ ૧૬)**

**અમે મૂસાને ત્રીસ રાત અને દિવસ માટે (સીના પર્વત ઉપર) બોલાવ્યો અને પાછળથી દસ દિવસનો બીજો વધારો કરી દીધો. આમ તેના માલિકની ઠરાવેલી મુદ્દત પૂરા ચાળીસ દિવસ થઈ ગઈ.[૯૯] મૂસાએ રવાના થતી વખતે તેના**

---

આજે જ તમે તેને, જેની પૂજા કરશો, પસંદ કરી લો,...... હવે રહી વાત મારી અને મારા કુટુંબની તો અમે તો માલિકની જ પૂજા કરીશું.'' (યશૂઅ ૨૪:૧૪-૧૫)

આના ઉપરથી ખ્યાલ આવે છે કે ૪૦ વર્ષ સુધી હઝરત મૂસા અ.સ.ના અને ૨૮ વર્ષ સુધી હઝરત યૂશઅની તાલીમ અને માર્ગદર્શન હેઠળ જીવન પસાર કર્યા પછી પણ આ કોમ તેની અંદરથી એ અસરોને ભૂંસી શકી નહીં જે ફિરઔનના મિસ્રના જમાનાની બંદગી તેમની નસેનસમાં પ્રસરી ગઈ હતી. તો હવે આ કેવી રીતે શક્ય હતું કે મિસ્રમાંથી નીકળ્યા પછી તરત જ જે દેવસ્થાન તેમની સામે આવી ગયું હતું, તેને જોઈને આ બગડેલા મુસલમાનોમાંથી અનેકોના માથાં એ સ્થાનકો ઉપર સિજદા કરવા માટે બેચેન ન થઈ જાત જેની ઉપર તેઓ તેમના ભૂતપૂર્વ માલિકોને માથાં ટેકતા જોયેલા હતાં.

(૯૯) મિસ્રમાંથી નીકળ્યા પછી જ્યારે બનીઇસ્રાઈલના ગુલામીના બંધનો સમાપ્ત થઈ ગયાં અને તેમને એક સ્વતંત્ર કોમની હેસિયત પ્રાપ્ત થઈ ગઈ ત્યારે માલિકના હુકમ હેઠળ હઝરત મૂસા અ.સ.ને સીના પર્વત ઉપર બોલાવવામાં આવ્યાં કે જેથી તેમને બનીઇસ્રાઈલ માટે શરીઅતનો કાનૂન આપવામાં આવે. આમ, આ નિમંત્રણ કે જેનો અહીં ઉલ્લેખ થઈ રહ્યો છે આ સિલસિલાનું પહેલું નિમંત્રણ હતું અને તેના માટે ૪૦ દિવસની મુદ્દત એટલા માટે નકકી કરવામાં આવી હતી કે હઝરત મૂસા અ.સ. ૪૦ દિવસનો સંપૂર્ણ સમય ગાળો પર્વત ઉપર પસાર કરે અને ઉપવાસ રાખી રાત-દિવસ ઈબાદત કરીને અને ચિંતન-મનન કરીને તેમજ હૃદય અને દિમાગને એકાગ્ર કરીને એ ભારેભરખમ વાણીને ગ્રહણ કરવાની શક્તિ પોતાની અંદર પેદા કરી લે જે તેમની ઉપર ઊતારવામાં આવવાની હતી.

હઝરત મૂસા અ.સ.એ આ હુકમ ઉપર અમલ કરવા માટે સીના પર્વત ઉપર જતી વખતે બનીઇસ્રાઈલને

સૂરઃ આ'રાફ રુકૂઅ ૧૬
પાનું ૭૬

તફહીમુલકુર્આન ૨

# બનીઇસ્રાઈલના નિર્ગમનનો નકશો



مُوْسٰى لِاَخِيْهِ هٰرُوْنَ اخْلُفْنِيْ فِيْ قَوْمِيْ وَ اَصْلِحْ وَ لَا تَتَّبِعْ
سَبِيْلَ الْمُفْسِدِيْنَ ﴿١٤٢﴾ وَ لَمَّا جَآءَ مُوْسٰى لِمِيْقَاتِنَا وَ كَلَّمَهٗ
رَبُّهٗ ۙ قَالَ رَبِّ اَرِنِيْۤ اَنْظُرْ اِلَيْكَ ؕ قَالَ لَنْ تَرٰىنِيْ وَ لٰكِنِ
انْظُرْ اِلَى الْجَبَلِ فَاِنِ اسْتَقَرَّ مَكَانَهٗ فَسَوْفَ تَرٰىنِيْ ۚ فَلَمَّا
تَجَلّٰى رَبُّهٗ لِلْجَبَلِ جَعَلَهٗ دَكًّا وَّ خَرَّ مُوْسٰى صَعِقًا ۚ فَلَمَّاۤ
اَفَاقَ قَالَ سُبْحٰنَكَ تُبْتُ اِلَيْكَ وَ اَنَا اَوَّلُ الْمُؤْمِنِيْنَ ﴿١٤٣﴾
قَالَ يٰمُوْسٰۤى اِنِّى اصْطَفَيْتُكَ عَلَى النَّاسِ بِرِسٰلٰتِيْ وَ

**ભાઈ હારૂનને કહ્યું કે "મારી પાછળ તમે મારી કોમમાં મારી જગ્યા સંભાળજો અને બરાબર કાર્ય કરતાં રહેજો અને બગાડ પેદા કરનારાઓની રીત ઉપર ન ચાલતાં."[૧૦૦] જ્યારે તે અમારા ઠરાવેલા સમયે પહોંચ્યો અને તેના માલિકે તેની સાથે વાત કરી ત્યારે તેણે અરજ કરી કે "હે માલિક ! મને દ્દષ્ટિશકિત આપ કે હું તને જોઉં." કહ્યું "તું મને નથી જોઈ શકતો. હા, જરા સામેના પર્વત તરફ જો, જો તે તેની જગ્યાએ કાયમ રહી જાય તો અલબત્ત તું મને જોઈ શકશે." આવી રીતે પર્વત ઉપર તેના માલિકે જ્યારે તેજ પ્રગટ કર્યો ત્યારે તેને ચૂરેચૂરા કરી દીધો અને મૂસા બેભાન થઈ પડી ગયો. જ્યારે ભાન આવ્યું ત્યારે બોલ્યો "પાક છે તારી હસ્તી, હું તારી સમક્ષ તોબા કરું છું અને સૌથી પહેલો ઈમાન લાવનાર હું છું." કહ્યું "હે મૂસા, મેં તમામ લોકો ઉપર પસંદગી આપીને તને ચૂંટયો છે કે મારી પયગમ્બરી કરે**

એ સ્થળે છોડયા હતાં જે વર્તમાન નકશામાં બનીસાલેહ અને સીના પર્વત વચ્ચે આવેલા મુકામ વાદીઅશ્શૈખના નામથી ઓળખાય છે. આ તળેટીનો એ ભાગ કે જયાં બનીઇસ્રાઈલે પડાવ નાખ્યો હતો આજે તેને મેદાન અલરાહા કહેવામાં આવે છે. પછી તળેટીના એક છેડે એક ડુંગરું આવેલું છે જયાં સ્થાનિક લોકવાયકા પ્રમાણે હઝરત સાલેહ અ.સ. સમૂદના પ્રદેશમાંથી હિજરત કરીને આવ્યા હતાં. આજે ત્યાં તેમની સ્મૃતિમાં એક મસ્જિદ બનેલી છે. બીજી બાજુ એક બીજો ડુંગર, જબલહારૂન નામનો છે જયાં એમ કહેવાય છે કે હઝરત હારૂન અ.સ. બનીઇસ્રાઈલની ગૌપૂજાથી નારાજ થઈને જઈ બેઠા હતાં. ત્રીજી તરફ સીનાનો એ ઊંચો પર્વત આવેલો છે જેનો ઉપરનો ભાગ મોટા ભાગે વાદળોથી ઢંકાયેલો રહે છે અને જેની ઊંચાઈ ૭૩૫૯ ફૂટ છે. આ પર્વતના શિખર

بِكَلَامِيْ ۖ فَخُذْ مَآ اٰتَيْتُكَ وَ كُنْ مِّنَ الشّٰكِرِيْنَ ﴿١٤٤﴾ وَ كَتَبْنَا
لَهٗ فِي الْاَلْوَاحِ مِنْ كُلِّ شَيْءٍ مَّوْعِظَةً وَّ تَفْصِيْلًا لِّكُلِّ شَيْءٍ ۚ
فَخُذْهَا بِقُوَّةٍ وَّ اْمُرْ قَوْمَكَ يَاْخُذُوْا بِاَحْسَنِهَا ؕ سَاُورِيْكُمْ
دَارَ الْفٰسِقِيْنَ ﴿١٤٥﴾ سَاَصْرِفُ عَنْ اٰيٰتِيَ الَّذِيْنَ يَتَكَبَّرُوْنَ
فِي الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ ؕ وَ اِنْ يَّرَوْا كُلَّ اٰيَةٍ لَّا يُؤْمِنُوْا

**અને મારી સાથે વાતચીત કરે. તો જે કંઈ હું તને આપું તેને લે અને આભાર વ્યકત કર.''**

**આના પછી અમે મૂસાને જીવનના દરેક ક્ષેત્ર વિષે શીખ અને દરેક પાસા વિષે સ્પષ્ટ આદેશનામું પાટીઓ ઉપર લખીને આપી દીધું[૧૦૧] અને તેને કહ્યું:**

**''આ આદેશનામાને મજબૂત હાથો વડે પકડ અને તારી કોમને આજ્ઞા કર કે તેના સારા અર્થનું અનુસરણ કરે.[૧૦૨] ટૂંક સમયમાં હું તમને દુરાચારીઓનાં ઘર દેખાડીશ.[૧૦૩] હું મારી નિશાનીઓ તરફથી એ લોકોની નજરો ફેરવી દઈશ જે કોઈ પણ નાહક ધરતીમાં મોટાં બને છે,[૧૦૪] તેઓ ગમે તે નિશાની જોઈ લે કયારેય તેની ઉપર ઈમાન**

ઉપર આજ સુધી એ ગુફા સામાન્ય લોકો માટે ધાર્મિક યાત્રાધામ બનેલી છે જયાં હઝરત મૂસા. અ.સ.એ ૪૦ દિવસનો સમય ગાળ્યો હતો. તેની નજીક મુસલમાનોની એક મસ્જિદ તથા ખ્રિસ્તીઓનું એક દેવળ છે અને પર્વતની તળેટીમાં રોમન સિઝર જસ્ટીનિયનના જમાનાનું એક આશ્રમ પણ આવેલું છે. (વિગતો માટે જુઓ, સૂરઃ નમ્લ, નોંધ ક્રમાંક ૯, ૧૦)

(૧૦૦) હઝરત હારૂન અ.સ. જો કે મૂસા અ.સ. કરતાં ત્રણ વર્ષ મોટા હતાં પરંતુ પયગમ્બરીના કામમાં હઝરત મૂસા અ.સ.ના તાબેદાર તથા મદદગાર હતાં. તેમની પયગમ્બરી કાયમી ન હતી બલકે હઝરત મૂસા અ.સ.એ અલ્લાહતઆલાને વિનંતી કરીને તેમને પોતાના નાયબની હેસિયતથી માગ્યા હતાં જે અંગે આગળ જતાં કુર્આનેમજીદમાં સ્પષ્ટતા કરતું નિવેદન કરવામાં આવેલું છે.

(૧૦૧) બાઈબલમાં સ્પષ્ટતા કરવામાં આવી છે કે આ બન્ને પાટીઓ પથ્થરની શિલાઓ હતી, અને આ પાટીઓ ઉપર લખવાનું કાર્ય, બાઈબલ અને કુર્આન બન્નેમાં, અલ્લાહતઆલાની સાથે જોડવામાં આવ્યું છે. આપણી પાસે કોઈ એવું સાધન નથી કે જેનાથી આપણે એ નકકી કરી શકીએ કે આ પાટીઓ ઉપર લખવાનું કામ અલ્લાહતઆલાએ સીધેસીધું પોતાની કુદરત વડે કર્યું હતું કે પછી કોઈ ફરિશ્તા પાસે કરાવ્યું હતું અથવા હઝરત મૂસા અ.સ.ના પોતાના હાથનો ઉપયોગમાં કરવામાં આવ્યો હતો. (સરખામણી માટે જુઓ, બાઈબલ, પુસ્તકઃ નિર્ગમન, પ્રકરણ-૩૧ આયત ૧૮, પ્રકરણ ૩૨, આયતો ૧૫ અને ૧૬, પુસ્તક પુનર્નિયમ, પ્રકરણ ૫, આયતો ૬ થી ૨૨)

بِهَا ۚ وَ اِنۡ يَّرَوۡا سَبِيۡلَ الرُّشۡدِ لَا يَتَّخِذُوۡهُ سَبِيۡلًا ۚ وَ اِنۡ
يَّرَوۡا سَبِيۡلَ الۡغَىِّ يَتَّخِذُوۡهُ سَبِيۡلًا ؕ ذٰلِكَ بِاَنَّهُمۡ كَذَّبُوۡا بِاٰيٰتِنَا
وَ كَانُوۡا عَنۡهَا غٰفِلِيۡنَ ﴿۱۴۶﴾ وَ الَّذِيۡنَ كَذَّبُوۡا بِاٰيٰتِنَا وَ لِقَآءِ الۡاٰخِرَةِ
حَبِطَتۡ اَعۡمَالُهُمۡ ؕ هَلۡ يُجۡزَوۡنَ اِلَّا مَا كَانُوۡا يَعۡمَلُوۡنَ ﴿۱۴۷﴾ ع




**નહીં લાવે, જો સીધો માર્ગ તેમની સામે આવે તો તેને અપનાવશે નહીં, અને જો વાંકો રસ્તો દેખાય તો તેની ઉપર ચાલવા માંડશે, કેમ કે તેમણે અમારી નિશાનીઓને ખોટી ઠેરવી અને તેની તરફ બેપરવાઈ દાખવતા રહ્યાં. અમારી નિશાનીઓને જેણે ખોટી ઠેરવી અને આખિરતમાં હાજર થવાનો ઈનકાર કર્યો તેના બધા જ કર્મો વ્યર્થ થઈ ગયાં.[૧૦૫] શું લોકો આના સિવાય બીજો કોઈ બદલો મેળવી શકે છે કે જેવું કરે તેવું પામે ?'' (રુકૂઅ ૧૭)**

(૧૦૨) એટલે કે અલ્લાહના હુકમોનો એ સ્પષ્ટ અને સીધો અર્થ કરો જે સામાન્ય બુદ્ધિથી એ દરેક માણસ સમજી લેશે જેની દાનતમાં બગાડ અથવા જેના હૃદયમાં વક્રતા ન હોય. આ મર્યાદા એટલા માટે મૂકવામાં આવી છે કે જે લોકો આદેશોના સીધાસાદા શબ્દોમાંથી કાનૂની દાવપેચ અને છટકબારીઓ તથા ફિત્નાખોરીની ગુંજાશો શોધી કાઢે છે, કયાંક તેમની નુકતેચીનીઓને અલ્લાહના ગ્રંથનું પાલન માની લેવામાં ન આવે.

(૧૦૩) એટલે કે આગળ જઈને તમે લોકો એ કોમોના પુરાતત્વના અવશેષોમાં થઈને પસાર થશો જેમણે ખુદાની બંદગી અને આજ્ઞાપાલનથી મોઢું ફેરવી લીધું અને ખોટા રસ્તે ચાલવાનો આગ્રહ રાખ્યો. આ અવશેષોને જોઈને તમને પોતાને ખબર પડી જશે કે આ માર્ગ અપનાવવાનો અંજામ શું આવે છે.

(૧૦૪) એટલે કે મારો કુદરતી નિયમ આ જ છે કે આવા લોકો કોઈ પણ પદાર્થપાઠ આપનારી વસ્તુમાંથી પદાર્થપાઠ તથા બોધ આપનારી વસ્તુમાંથી બોધ ગ્રહણ કરી શકતાં નથી.

''મોટા બનવું'' અને ''ઘમંડ કરવો'' કુર્આનેમજીદ આ અર્થમાં વાપરે છે કે બંદો પોતાની જાતને બંદગીના મુકામથી ઊંચી માનવા માંડે અને ખુદાના આદેશોની કોઈ પરવા ન કરે અને એવું વલણ અપનાવે કે જાણે તે ન તો ખુદાનો બંદો છે, ન તો ખુદા તેનો માલિક છે. આ નાફરમાનીની કોઈ હકીકત એક ખોટી કલ્પના સિવાય કંઈ નથી, કેમકે ખુદાની ધરતી ઉપર રહીને કોઈ પણ બંદાને કોઈ પણ રીતે આ હકક પહોંચતો નથી કે બંદા સિવાય બીજું કંઈ બનીને રહે. એટલા જ માટે કહેવામાં આવ્યું કે ''તેઓ કોઈ પણ નાહક ધરતીમાં મોટાં બને છે.''

(૧૦૫) વ્યર્થ થઈ ગયાં, એટલે કે પરિણામદાયક ન બન્યાં, બિનફાયદાકારક અને નકામા નીવડયાં. એટલા માટે કે ખુદાને ત્યાં માનવીના પ્રયત્નોના પરિણામદાયક હોવાનો આધાર ફકત બે વાતો ઉપર છે. એક આ કે તે પ્રયાસો ખુદાની શરીઅતના કાનૂનના અમલ માટે કરવામાં આવેલાં હોય. બીજું આ કે આ પ્રયાસોમાં દુનિયાના બદલે આખિરતની સફળતા નજર સમક્ષ હોય. આ બન્ને શરતો જયાં પણ પૂરી નહીં થાય ત્યાં

وَاتَّخَذَ قَوۡمُ مُوۡسٰى مِنۡۢ بَعۡدِهٖ مِنۡ حُلِيِّهِمۡ عِجۡلًا جَسَدًا لَّهٗ
خُوَارٌ ؕ اَلَمۡ يَرَوۡا اَنَّهٗ لَا يُكَلِّمُهُمۡ وَلَا يَهۡدِيۡهِمۡ سَبِيۡلًا ۘ
اِتَّخَذُوۡهُ وَكَانُوۡا ظٰلِمِيۡنَ ﴿۱۴۸﴾ وَلَمَّا سُقِطَ فِىۡۤ اَيۡدِيۡهِمۡ وَرَاَوۡا
اَنَّهُمۡ قَدۡ ضَلُّوۡا ۙ قَالُوۡا لَئِنۡ لَّمۡ يَرۡحَمۡنَا رَبُّنَا وَيَغۡفِرۡ لَنَا
لَنَكُوۡنَنَّ مِنَ الۡخٰسِرِيۡنَ ﴿۱۴۹﴾ وَلَمَّا رَجَعَ مُوۡسٰۤى اِلٰى قَوۡمِهٖ

**મૂસાની પાછળ[૧૦૬] તેની કોમના લોકોએ તેમના ઘરેણાંમાંથી એક વાછરડાની મૂર્તિ બનાવી લીધી જેમાંથી બળદ જેવો અવાજ નીકળતો હતો. શું તેમને દેખાતું ન હતું કે તે ન તો તેમની સાથે બોલે છે ન તો કોઈ મામલામાં તેમનું માર્ગદર્શન કરે છે ? આમ છતાં પણ તેમણે તેને ખુદા બનાવી લીધો અને તેઓ ભારે જુલમી[૧૦૭] હતાં. પછી જ્યારે તેમનો ભ્રમનો જાદુ ભાંગી ગયો અને તેમણે જોઈ લીધું કે હકીકતમાં તેઓ ભટકી ગયાં છે ત્યારે કહેવા લાગ્યાં કે ''જો અમારા માલિકે અમારી ઉપર દયા ન કરી અને અમારાથી દરગુજર ન કરી તો અમે બરબાદ થઈ જઈશું.'' તે તરફથી મૂસા રોષ અને દુઃખથી ભરેલો તેની કોમની**

ચોકકસપણે કર્મો વ્યર્થ જશે. જેણે ખુદા પાસેથી માર્ગદર્શન મેળવ્યા વિના, બલકે તેનાથી વિમુખ બનીને, બગાવતી શૈલીમાં દુનિયામાં કર્મ કર્યા, તો સ્પષ્ટ છે કે તે ખુદા પાસે કોઈ પણ પ્રકારના વળતરની અપેક્ષા રાખવાનો કોઈ રીતે હકકદાર બની શકતો નથી. અને જેણે બધું જ દુનિયા માટે જ કર્યું અને આખિરત માટે કંઈ પણ ન કર્યું તો સ્પષ્ટ છે કે આખિરતમાં તેણે કોઈ ફળ મેળવવાની આશા રાખવી જોઈએ નહીં અને કોઈ કારણ નથી કે ત્યાં તે કોઈ પણ પ્રકારનું ફળ પામે. જો મારી માલિકીની જમીનમાં કોઈ માણસ મારી મરજી વિરૂદ્ધ ભોગવટો કરતો રહ્યો છે તો તે મારી પાસેથી સજા પામવા સિવાય બીજું શું મેળવવાનો હકકદાર હોઈ શકે છે ? અને જો આ જમીન ઉપર તેના પચાવી પાડેલા કબજાના જમાનામાં તેણે બધું જ કામ જાતે જ આ ઈરાદા સાથે કર્યું હોય કે જયાં સુધી અસલ માલિક તેના દુસ્સાહસ પ્રત્યે આંખ આડા કાન કરતો રહ્યો છે, ત્યાં સુધી જ તે તેમાંથી ફાયદો ઊઠાવશે અને માલિકના કબજામાં જમીન પાછી જતી રહ્યા પછી તે પોતે પણ કોઈ ફાયદાની અપેક્ષા રાખનાર કે માગનાર નથી, તો પછી શા માટે આ જમીન પચાવી પાડનાર પાસેથી મારી જમીન પાછી લઈ લીધા પછી જમીનની ઉપજમાંથી કોઈ ભાગ કારણ વિના જ તેને આપી દઊં ?

(૧૦૬) એટલે કે એ ૪૦ દિવસો દરમ્યાન કે જયારે હઝરત મૂસા અ.સ. અલ્લાહતઆલાના નિમંત્રણથી સીનાના પર્વત ઉપર ગયેલા હતાં અને આ કોમ પર્વતની તળેટીમાં મેદાનુર્રાહામાં થોભેલી હતી.

(૧૦૭) આ મિસ્રી પ્રભાવનું બીજું પ્રદર્શન હતું જેને લઈને બનીઇસ્રાઈલ મિસ્રમાંથી નીકળ્યા હતાં.

غَضْبَانَ اَسِفًا ۙ قَالَ بِئْسَمَا خَلَفْتُمُوْنِيْ مِنْۢ بَعْدِيْ ۚ اَعَجِلْتُمْ اَمْرَ رَبِّكُمْ ۚ وَ اَلْقَى الْاَلْوَاحَ وَ اَخَذَ بِرَاْسِ اَخِيْهِ يَجُرُّهٗۤ اِلَيْهِ ؕ قَالَ ابْنَ اُمَّ اِنَّ الْقَوْمَ اسْتَضْعَفُوْنِيْ وَ كَادُوْا يَقْتُلُوْنَنِيْ ۖ فَلَا تُشْمِتْ بِيَ الْاَعْدَآءَ وَ لَا تَجْعَلْنِيْ مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿۱۵۰﴾

**તરફ પાછો ફર્યો. આવતાં જ તેણે કહ્યું ''ઘણી ખરાબ રીતે જગ્યા સંભાળી તમે લોકોએ મારા પછી ! શું તમારાથી આટલી ધીરજ ન રખાઈ કે તમારા માલિકના હુકમની પ્રતીક્ષા કરી લેત ?'' અને પાટીઓ ફેંકી દીધી અને પોતાના ભાઈ (હારૂન)ના માથાના વાળ પકડીને તેને ખેંચ્યો. હારૂને કહ્યું ''હે મારા માડીજાયા, આ લોકોએ મને દબાવી દીધો અને મને મારી નાખવાની અણી ઉપર જ હતાં. તેથી તું દુશ્મનોને મારી ઉપર હસવાની તક ન આપ અને આ જુલમી જૂથની સાથે મને સામેલ[૧૦૮] ન કર.''**

મિસ્રમાં ગૌપૂજા અને તેની પવિત્રતાનો જે રિવાજ હતો તેનાથી આ કોમ એટલી હદે પ્રભાવિત થયેલી હતી કે કુર્આન કહે છે કે وَاُشْرِبُوْا فِيْ قُلُوْبِهِمُ الْعِجْلَ એટલે કે ''તેમના દિલોમાં વાછરડું વસી ગયેલું હતું.'' સૌથી વધારે આશ્ચર્યની વાત તો આ છે કે હજુ મિસ્રમાંથી નીકળ્યાને તેમને માત્ર ત્રણ જ મહિના થયા હતાં. સમુદ્રનું ફાટી જવું, ફિરઔનનું ગરકાવ થવું, આ લોકોનું સહીસલામત રીતે એ ગુલામીના બંધનમાંથી બહાર નીકળી આવવું કે જેના તૂટવાની કોઈ આશા ન હતી, અને આ જ પ્રકારની બીજી ઘટનાઓ હજી સાવ તાજી જ હતી અને તેમને સારી રીતે ખબર હતી કે આ જે કંઈ થયું તે માત્ર અલ્લાહની કુદરતથી થયું છે, કોઈ બીજાની તાકાત અને હસ્તક્ષેપની તેમાં કોઈ ભૂમિકા ન હતી. આમ છતાં, તેમણે પહેલાં તો પયગમ્બર પાસે એક બનાવટી ખુદાની માગણી કરી, અને ત્યાર પછી પયગમ્બરની પીઠ ફરતાં જ જાતે એક બનાવટી ખુદા ઘડી કાઢયો. આ જ એ હરકત છે જેના માટે બનીઇસ્રાઈલના કેટલાક નબીઓએ તેમની કોમને એ ચરિત્રહીન સ્ત્રી સાથે સરખાવી છે જે તેના પતિ સિવાય બીજા દરેક પુરૂષને પ્રેમ કરતી હોય અને પહેલી રાતે પણ બેવફાઈ કરવાથી ચૂકી ન હોય.

(૧૦૮) અહીં કુર્આનેમજીદે એક ખૂબ જ મોટા આરોપમાંથી હઝરત હારૂન અ.સ.ની મુક્તિનો સબૂત આપ્યો છે જે યહૂદીઓએ અન્યાયી રીતે તેમની ઉપર ચોડી દીધેલો હતો. બાઈબલમાં વાછરડાની પૂજાનો કિસ્સો આ રીતે વર્ણવવામાં આવ્યો છે કે જયારે હઝરત મૂસા અ.સ.ને પર્વત ઉપરથી ઊતરવામાં વાર લાગી ત્યારે બનીઇસ્રાઈલે ધીરજ ગુમાવી દીધી અને હઝરત હારૂન અ.સ.ને કહ્યું કે અમારા માટે એક ખુદા બનાવી દો, અને હઝરત હારૂન અ.સ.એ તેમની માગણી મુજબ સોનાનું એક વાછરડું બનાવી દીધું જેને જોતાં જ બનીઇસ્રાઈલ બોલી ઉઠયાં કે હે ઇસ્રાઈલ, આ જ તારો એ ખુદા છે જે તને મિસ્ર દેશમાંથી કાઢી લાવ્યો છે. પછી હઝરત હારૂન અ.સ.એ તેમના માટે એક બલિની વેદી બનાવી અને જાહેરાત કરીને બીજા દિવસે બધાં જ બનીઇસ્રાઈલને ભેગા કર્યાં અને તેની સામે બલિઓ ચઢાવી. (નિર્ગમન પ્રકરણ ૩૨ આયતો ૧ થી ૬) કુર્આનેમજીદમાં ઘણી જગ્યાએ




قَالَ رَبِّ اغۡفِرۡ لِىۡ وَ لِاَخِىۡ وَ اَدۡخِلۡنَا فِىۡ رَحۡمَتِكَ ‌ۖ وَ اَنۡتَ
اَرۡحَمُ الرّٰحِمِيۡنَ ﴿۱۵۱﴾ اِنَّ الَّذِيۡنَ اتَّخَذُوا الۡعِجۡلَ سَيَنَالُهُمۡ
غَضَبٌ مِّنۡ رَّبِّهِمۡ وَ ذِلَّةٌ فِى الۡحَيٰوةِ الدُّنۡيَا‌ ؕ وَ كَذٰلِكَ نَجۡزِى
الۡمُفۡتَرِيۡنَ ﴿۱۵۲﴾ وَ الَّذِيۡنَ عَمِلُوا السَّيِّاٰتِ ثُمَّ تَابُوۡا مِنۡۢ بَعۡدِهَا
وَ اٰمَنُوۡۤا ؗ اِنَّ رَبَّكَ مِنۡۢ بَعۡدِهَا لَغَفُوۡرٌ رَّحِيۡمٌ ﴿۱۵۳﴾ وَ لَمَّا
سَكَتَ عَنۡ مُّوۡسَى الۡغَضَبُ اَخَذَ الۡاَلۡوَاحَ ‌ۖۚ وَ فِىۡ نُسۡخَتِهَا هُدًى

**ત્યારે મૂસાએ કહ્યું, ''હે માલિક, મને અને મારા ભાઈને માફ કર અને અમને તારી કૃપામાં દાખલ કર તું સૌથી મોટો દયાળુ છે.'' (રુકૂઅ ૧૮) (જવાબમાં કહેવામાં આવ્યું કે) ''જે લોકોએ વાછરડાને ખુદા બનાવ્યો તેઓ ચોક્કસ તેમના માલિકના પ્રકોપમાં પકડાઈને રહેશે અને દુનિયાના જીવનમાં ફજેત થશે. જૂઠ ઘડનારાઓને અમે આવી જ સજા આપીએ છીએ. અને જે લોકો દુષ્કાર્યો કરે પછી તોબા કરી લે અને ઈમાન લઈ આવે તો જરૂર આ તોબા અને ઈમાન પછી તારો માલિક દરગુજર અને રહેમ કરનાર છે.''**

**પછી જ્યારે મૂસાનો રોષ શમ્યો, ત્યારે તેણે એ પાટીઓ ઊઠાવી લીધી જેમના લખાણોમાં આદેશો**

---

સ્પષ્ટતાપૂર્વક આ જૂઠનું ખંડન કરવામાં આવ્યું છે અને કિસ્સાની સાચી હકીકત આ જણાવવામાં આવી છે કે આ મહાઅપરાધનો કરનાર ખુદાનો નબી હારૂન અ.સ. ન હતો બલકે ખુદાનો વિદ્રોહી સામરી હતો. (વિગતો માટે જુઓ, સૂરઃ તાહા, આયતો ૯૦ થી ૯૪).

બાહ્ય દૃષ્ટિએ આ વાત ઘણી આશ્ચર્યજનક જણાય છે કે બનીઇસ્રાઈલ જે લોકોને ખુદાના પયગમ્બર માને છે તેમાંથી કોઈના ચારિત્ર્યને પણ તેમણે કલંકિત કર્યા વિના છોડ્યું નથી, અને કલંક પણ એવા ભારે લગાડયાં છે કે જે નૈતિકતા અને શરીઅતની નજરમાં અધમમાં અધમ ગુનાઓમાં ગણાય છે, દા.ત. શિર્ક, જાદુ, વ્યભિચાર, જૂઠ, વિશ્વાસઘાત અને આવાં જ બીજા મોટા ગુન્હાઓ કે જેનાથી દૂષિત થવું પયગમ્બર તો ઠીક પણ એક સામાન્ય મોમિન અને સજજન માણસ માટે પણ ભારે શરમજનક છે. આ વાત પોતે જ ઘણી નવાઈ પમાડનારી છે. પરંતુ બનીઇસ્રાઈલના નૈતિક ઈતિહાસ ઉપર વિચાર કરતાં જણાય છે કે હકીકતમાં આ કોમના મામલામાં આ કોઈ નવાઈની વાત નથી. આ કોમ જ્યારે નૈતિક અને ધાર્મિક પતનમાં જતી રહી અને સામાન્ય લોકોથી માંડીને ખાસ લોકો સુદ્ધાંને, એટલે સુધી કે વિદ્વાનો અને ધાર્મિક વડાઓ તેમજ ધર્મના હોદ્દેદારોને પણ,

وَّ رَحۡمَةٌ لِّلَّذِيۡنَ هُمۡ لِرَبِّهِمۡ يَرۡهَبُوۡنَ ﴿۱۵۴﴾ وَاخۡتَارَ مُوۡسٰى قَوۡمَهٗ سَبۡعِيۡنَ
رَجُلًا لِّمِيۡقَاتِنَا ۚ فَلَمَّاۤ اَخَذَتۡهُمُ الرَّجۡفَةُ قَالَ رَبِّ لَوۡ شِئۡتَ
اَهۡلَكۡتَهُمۡ مِّنۡ قَبۡلُ وَاِيَّاىَ ؕ اَتُهۡلِكُنَا بِمَا فَعَلَ السُّفَهَآءُ مِنَّا ۚ
اِنۡ هِىَ اِلَّا فِتۡنَتُكَ ؕ تُضِلُّ بِهَا مَنۡ تَشَآءُ وَتَهۡدِىۡ مَنۡ تَشَآءُ ؕ
اَنۡتَ وَلِيُّنَا فَاغۡفِرۡ لَنَا وَارۡحَمۡنَا وَاَنۡتَ خَيۡرُ الۡغٰفِرِيۡنَ ﴿۱۵۵﴾

---

**અને કૃપા હતી એ લોકો માટે જે તેમના માલિકથી ડરે છે, અને તેણે તેની કોમના સિત્તેર માણસોને પસંદ કર્યા કે જેથી તેઓ (તેની સાથે) અમારા ઠરાવેલા સમયે હાજર થાય.[૧૦૯] જ્યારે આ લોકોને એક ભારે ભૂકંપે ઝડપી લીધાં ત્યારે મૂસાએ અરજ કરી ''હે મારા માલિક ! આપ ઈચ્છતા હોત તો પહેલાં જ આમને અને મને મારી નાખી શકતા હતાં. શું આપ એ ગુના માટે જે અમારામાંથી થોડાક મૂર્ખ લોકોએ કર્યો હતો અમને સૌને મારી નાખશો ? આ તો આપની ઊતારેલી એક અજમાયશ હતી જેના વડે આપ જેને ઈચ્છો છો ગુમરાહીમાં નાખી દો છો અને જેને ઈચ્છો છો માર્ગદર્શન બખ્શો છો.[૧૧૦] અમારા વાલી તો આપ જ છો. તેથી અમને માફ કરી દો અને અમારી ઉપર દયા કરો, આપ સૌથી વધારે માફ કરનાર છો.**

---

ગુમરાહીઓ અને અનૈતિકતાના પૂરમાં તાણીને ગઈ ત્યારે તેમના અપરાધી અંતરાત્માઓએ તેમની આ હાલત માટે બહાના ઉપજાવી કાઢવાનું શરૂ કરી દીધું અને આના જ અનુસંધાનમાં તેમણે એ બધાં જ ગુના કે જે તેઓ પોતે આચરતા હતાં, નબીઓ અ.સ.ના નામે ચઢાવી દીધાં કે જેથી એમ કહી શકાય કે જયારે નબી સુદ્ધાં આ વસ્તુઓથી બચી શકયા નહીં તો પછી બીજું કોણ બચી શકે છે. આ બાબતમાં યહૂદીઓની સ્થિતિ હિંદુઓ સાથે ખૂબ મળતી આવે છે. હિંદુઓમાં પણ જયારે નૈતિક પતન તેની પરાકાષ્ઠાએ પહોંચી ગયું ત્યારે એવું સાહિત્ય તૈયાર થયું કે જેમાં દેવતાઓ, ઋષિ-મુનિઓ અને અવતારો, બીજા શબ્દોમાં જે ઉચ્ચતમ આદર્શો લોકોની સામે હોઈ શકતા હતાં એ બધાંના જીવનોને અનૈતિકતાના ડામર વડે કાળા કરી નાખવામાં આવ્યાં કે જેથી કહી શકાય કે જયારે આવી આવી મહાન હસ્તીઓ આ બૂરાઈઓમાં સપડાઈ શકતી હોય તો અમે તો સાવ મામૂલી અને નશ્વર મનુષ્યો આમાં પડ્યા વગર કેવી રીતે રહી શકીએ. અને પછી જયારે આ કૃત્યો આવા ઉચ્ચ દરજ્જાના લોકો માટે પણ શરમજનક નથી તો પછી અમારા માટે શા માટે હોય.

(૧૦૯) હાજર થવાનો આ હુકમ એટલા માટે આપવામાં આવ્યો હતો કે કોમના ૭૦ પ્રતિનિધિઓ સીના પર્વત ઉપર ખુદાની હજૂરમાં ઉપસ્થિત થઈને કોમ તરફથી વાછરડાની પૂજાના અપરાધની માફી માગે અને નવેસરથી આજ્ઞાપાલનનો વાયદો કરે. બાઈબલ અને તલમૂદમાં આ વાતનો ઉલ્લેખ નથી. અલબત્ત, આ

وَاكْتُبْ لَنَا فِيْ هٰذِهِ الدُّنْيَا حَسَنَةً وَّ فِي الْاٰخِرَةِ اِنَّا هُدْنَآ اِلَيْكَ ؕ
قَالَ عَذَابِيْٓ اُصِيْبُ بِهٖ مَنْ اَشَآءُ ۚ وَ رَحْمَتِيْ وَسِعَتْ كُلَّ شَيْءٍ ؕ
فَسَاَكْتُبُهَا لِلَّذِيْنَ يَتَّقُوْنَ وَ يُؤْتُوْنَ الزَّكٰوةَ وَ الَّذِيْنَ هُمْ
بِاٰيٰتِنَا يُؤْمِنُوْنَ ۚ ﴿۱۵۶﴾ اَلَّذِيْنَ يَتَّبِعُوْنَ الرَّسُوْلَ النَّبِيَّ الْاُمِّيَّ الَّذِيْ

**અને અમારા માટે આ દુનિયાની ભલાઈ પણ લખી દો અને આખિરતની પણ, અમે આપની સમક્ષ પાછા આવી ગયાં.'' જવાબમાં કહેવામાં આવ્યું, ''સજા તો હું જેને ઈચ્છું છું આપું છું, પરંતુ મારી કૃપા દરેક વસ્તુ ઉપર છવાયેલી છે,[૧૧૧] અને તેને હું એ લોકોની તરફેણમાં લખીશ જે નાફરમાની કરવાથી બચશે, ઝકાત આપશે અને મારી આયતો ઉપર ઈમાન લાવશે.''**

**(તેથી આજે આ કૃપા એ લોકોનો હિસ્સો છે) જે આ પયગમ્બર, ઉમ્મી નબીનું અનુસરણ અપનાવે[૧૧૨] જેનો**

ઉલ્લેખ છે કે જે પાટીઓ હઝરત મૂસા અ.સ.એ ફેંકીને તોડી નાખી હતી તેના બદલામાં બીજી પાટીઓ આપવા માટે તેમને સીના પર્વત ઉપર બોલાવવામાં આવ્યા હતાં. (નિર્ગમનઃ પ્રકરણ ૩૪)

(૧૧૦) આનો અર્થ આ છે કે દરેક અજમાયશનો પ્રસંગ મનુષ્યો વચ્ચે નિર્ણાયક હોય છે. તે સૂપડાની જેમ એક મિશ્ર સમુદાયમાંથી કામના માણસોને ઝાટકીને અલગ તારવી દે છે. આ અલ્લાહતઆલાની નીતિનો સ્પષ્ટ તકાદો છે કે આવા પ્રસંગો અવારનવાર આવતાં રહે. આ પ્રસંગો વખતે જે સફળતાનો માર્ગ પામે છે તે અલ્લાહે જ પૂરી પાડેલી સાનુકૂળતા તથા માર્ગદર્શન વડે પામે છે અને જે નિષ્ફળ જાય છે તે તેની સાનુકૂળતાઓ અને માર્ગદર્શનથી વંચિત થવાના કારણે જ નિષ્ફળ જાય છે. જો કે અલ્લાહ તરફથી સાનુકૂળતા અને માર્ગદર્શન મળવા અને ન મળવા માટે પણ એક કાયદો છે જે બિલકુલ નીતિ અને ન્યાય ઉપર આધારિત છે. પરંતુ આ હકીકત પોતાની જગ્યાએ પુરવાર થયેલી છે કે માણસ દ્વારા અજમાયશના પ્રસંગોમાં સફળતાનો માર્ગ પામવો અથવા ન પામવો અલ્લાહની સાનુકૂળતા અને માર્ગદર્શન ઉપર આધારિત છે.

(૧૧૧) એટલે કે અલ્લાહતઆલા જે પદ્ધતિ પ્રમાણે ખુદાઈ ચલાવી રહ્યો છે તેમાં મૂળ વસ્તુ ક્રોધ નથી કે જેમાં કોઈ કોઈ વખતે દયા અને કૃપા પ્રગટ થઈ જાય છે, બલકે મૂળ વસ્તુ દયા છે જેની ઉપર સમસ્ત દુનિયાનું તંત્ર ટેકેલું છે અને તેમાં ક્રોધ માત્ર એ જ વખતે પ્રગટ થાય છે જયારે લોકોની બગાવત હદથી વધી જાય છે.

(૧૧૨) હઝરત મૂસા અ.સ.ની દુઆનો જવાબ ઉપરના કથન ઉપર પૂરો થઈ ગયો હતો. એ પછી હવે પ્રસંગને અનુરૂપ તરત જ બનીઇસ્રાઈલને મુહમ્મદ સ.અ.વ.નું અનુસરણ કરવાનું નિમંત્રણ આપવામાં આવ્યું છે. પ્રવચનનો હેતુ આ છે કે તમારી ઉપર ખુદાની કૃપા ઊતરવા માટે જે શરતો મૂસા અ.સ.ના જમાનામાં લાગુ કરવામાં આવી હતી એ જ શરતો આજ સુધી ચાલુ છે અને હકીકતમાં આ એ જ શરતોનો તકાદો છે કે તમે આ

يَجِدُوْنَهٗ مَكْتُوْبًا عِنْدَهُمْ فِى التَّوْرٰىةِ وَالْاِنْجِيْلِ ۫ يَاْمُرُهُمْ بِالْمَعْرُوْفِ وَيَنْهٰهُمْ عَنِ الْمُنْكَرِ وَيُحِلُّ لَهُمُ الطَّيِّبٰتِ وَيُحَرِّمُ عَلَيْهِمُ الْخَبٰٓئِثَ وَيَضَعُ عَنْهُمْ اِصْرَهُمْ وَالْاَغْلٰلَ الَّتِىْ كَانَتْ عَلَيْهِمْ ؕ

**ઉલ્લેખ તેમને ત્યાં તૌરાત અને ઈંજીલમાં લખેલું મળે છે.[૧૧૩] તે તેમને ભલાઈનો હુકમ આપે છે અને બૂરાઈથી રોકે છે, તેમના માટે પાક વસ્તુઓને હલાલ અને નાપાક વસ્તુઓ હરામ કરે છે,[૧૧૪] અને તેમની ઉપરથી એ બોજાં ઊતારે છે જે તેમની ઉપર લદાયેલા હતાં અને એ બંધનો ખોલે છે જેમાં તેઓ જકડાયેલા હતાં.[૧૧૫]**

પયગમ્બર ઉપર ઈમાન લાવો. તમને કહેવામાં આવ્યું હતું કે ખુદાની કૃપા એ લોકોનો હિસ્સો છે જે નાફરમાનીથી દૂર રહે. તો આજે સૌથી મોટી પાયાની નાફરમાની આ છે કે જે પયગમ્બરને ખુદાએ નીમ્યો છે તેનું માર્ગદર્શન સ્વીકારવાની ના પાડવામાં આવે. એટલા માટે જયાં સુધી આ નાફરમાનીથી દૂર નહીં રહો ત્યાં સુધી સંયમનું મૂળ જ રોપાશે નહીં, ભલે પછી તમે ગૌણ બાબતો અને ધાર્મિક વિધિઓમાં ગમે તેટલા સંયમનો દેખાડો કરતાં રહો. તમને કહેવામાં આવ્યું હતું કે ખુદાઈ કૃપામાંથી હિસ્સો મેળવવા માટે ઝકાત એ પણ એક શરત છે. તો આજે કોઈ પણ માલ ઉપર ખર્ચ ઝકાતની વ્યાખ્યામાં આવી શકે નહીં જયાં સુધી સત્યદીનની સ્થાપના માટેના એ પ્રયાસોમાં સક્રિય રીતે ભાગ લેવામાં ન આવે જે આ પયગમ્બરના નેતૃત્વમાં થઈ રહ્યાં છે. એટલા માટે જયાં સુધી આ માર્ગમાં માલ ખર્ચશો નહીં ત્યાં સુધી ઝકાતનો પાયો જ નંખાશે નહીં ભલે પછી તમે ગમે તેટલાં દાન-દક્ષિણા અને ભેટો આપતાં રહો. તમને કહેવામાં આવ્યું હતું કે અલ્લાહે તેની કૃપા માત્ર એ લોકો માટે લખી દીધી છે જે અલ્લાહની આયતો ઉપર ઈમાન લાવે. તો આજે જે આયતો આ પયગમ્બર ઉપર ઊતરી રહી છે તેમનો ઈનકાર કરીને તમે કોઈ પણ રીતે અલ્લાહની આયતોના માનનારા ઠરી શકતાં નથી. એટલા માટે જયાં સુધી આ આયતો ઉપર ઈમાન નહીં લાવો ત્યાં સુધી આ છેલ્લી શરત પણ પૂરી થશે નહીં ભલે પછી તમે તૌરાત ઉપર ઈમાન ધરાવવાનો ગમે તેટલો મોટો દાવો કરતાં રહો.

અહીં નબી સ.અ.વ. માટે اُمِّىّ ઉમ્મી શબ્દ પણ ખૂબ જ અર્થસભર રીતે ઉપયોગમાં લેવામાં આવ્યો છે. બનીઇસ્રાઈલ તેમના સિવાયની બીજી કોમોને અભણ (Gentiles) કહેતા હતાં અને તેમનું કોમી ગૌરવ અને અભિમાન, એક અભણની આગેવાની સ્વીકારવી તે તો દૂરની વાત હતી, આના માટે પણ તૈયાર ન હતું કે અભણો માટે તેમના જેવા જ માનવહક્કો પણ સ્વીકારી લે. એટલા માટે કુર્આનમાં જ કહેવામાં આવ્યું છે કે તેઓ કહેતા હતાં કે لَيْسَ عَلَيْنَا فِى الْاُمِّيّٖنَ سَبِيْلٌ (સૂરઃ આલેઈમરાન, આયત ૭૫) ''અભણોનો માલ પચાવી પાડવા બદલ અમારી ઉપર કોઈ પકડ નથી.'' આમ, અલ્લાહતઆલા તેમનો જ રૂઢિપ્રયોગ વાપરીને કહે છે કે હવે તો આ જ અભણની સાથે તમારું ભાગ્ય જોડાયેલું છે, તેનું અનુસરણ કબૂલ કરશો તો મારી કૃપામાંથી હિસ્સો મેળવશો, નહીં તો એ જ પ્રકોપ તમારા માટે લખાયેલું છે જેમાં સદીઓથી તમે સપડાયેલાં છો.



فَالَّذِيْنَ اٰمَنُوْا بِهٖ وَعَزَّرُوْهُ وَنَصَرُوْهُ وَاتَّبَعُوا النُّوْرَ الَّذِيْٓ اُنْزِلَ
مَعَهٗٓ ۙ اُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿١٥٧﴾ قُلْ يٰٓاَيُّهَا النَّاسُ اِنِّيْ رَسُوْلُ
اللّٰهِ اِلَيْكُمْ جَمِيْعَا ۨ الَّذِيْ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ لَآ اِلٰهَ
اِلَّا هُوَ يُحْيٖ وَيُمِيْتُ ۖ فَاٰمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهِ النَّبِيِّ الْاُمِّيِّ الَّذِيْ
يُؤْمِنُ بِاللّٰهِ وَكَلِمٰتِهٖ وَاتَّبِعُوْهُ لَعَلَّكُمْ تَهْتَدُوْنَ ﴿١٥٨﴾ وَ
مِنْ قَوْمِ مُوْسٰٓى اُمَّةٌ يَّهْدُوْنَ بِالْحَقِّ وَبِهٖ يَعْدِلُوْنَ ﴿١٥٩﴾

**તેથી જે લોકો આની ઉપર ઈમાન લાવે અને તેનું સમર્થન અને મદદ કરે અને એ પ્રકાશનું અનુસરણ અપનાવે જે તેની સાથે ઊતારવામાં આવ્યું છે, તેઓ જ સફળતા પામનારાં છે. (રુકૂઅ ૧૯) હે મુહમ્મદ, કહો કે "હે મનુષ્યો, હું તમારા સૌની તરફ એ ખુદાનો પયગમ્બર છું જે ધરતી અને આકાશોના સામ્રાજ્યનો માલિક છે, તેના સિવાય કોઈ ખુદા નથી. તે જ જીવન આપે છે અને તે જ મોત આપે છે, તેથી ઈમાન લાવો અલ્લાહ ઉપર અને તેના મોકલેલા ઉમ્મી નબી ઉપર જે અલ્લાહ અને તેની આયતોને માને છે, અને અનુસરણ અપનાવો તેનું, આશા છે કે તમે સીધો માર્ગ પામી જશો."**

**મૂસા[૧૧૬]ની કોમમાં એક જૂથ આવું પણ હતું જે સત્ય પ્રમાણે માર્ગદર્શન આપતું અને સત્ય પ્રમાણે જ ન્યાય કરતું હતું.[૧૧૭]**

(૧૧૩) ઉદાહરણ તરીકે તૌરાત અને ઇંજીલના નીચે જણાવેલા સ્થળો જોવામાં આવે જયાં મુહમ્મદ સ.અ.વ.ના આગમન વિષે સ્પષ્ટ સંકેતો જોવા મળે છે. પુનર્નિયમ પ્રકરણ ૧૮ આયત ૧૫ થી ૧૯, માથ્થી, પ્રકરણ ૨૧ આયતો ૩૩ થી ૪૬, યોહન્ના, પ્રકરણ ૧ આયતો ૧૯ થી ૨૧, પ્રકરણ ૧૪ આયતો ૧૫ થી ૧૭ અને આયતો ૨૫ થી ૩૦, પ્રકરણ ૧૫ આયતો ૨૫ અને ૨૬, પ્રકરણ ૧૬, આયતો ૭ થી ૧૫.

(૧૧૪) એટલે કે જે પાક વસ્તુઓને તેમણે હરામ ઠરાવેલી છે તે તેમને હલાલ ઠરાવે છે અને જે નાપાક વસ્તુઓને આ લોકોએ હલાલ બનાવી લીધી છે તેમને તે હરામ ઠેરવે છે.

(૧૧૫) એટલે કે તેમના શરીઅતના કાયદાવિદ્દ્ તેમની કાનૂની નુકતેચીનીઓ દ્વારા, તેમના ધાર્મિક આગેવાનોએ સંયમમાં અતિશયોક્તિ દ્વારા, તથા તેમની અજ્ઞાન જનતાએ તેમની અંધશ્રદ્ધાઓ તથા ઉપજાવી કાઢેલી હદો, શિસ્ત અને નિયમો વડે તેમના જીવનને જે ભાર હેઠળ દબાવીને રાખ્યું છે તથા જે બંધનોમાં કરીને બાંધી રાખ્યું છે, આ પયગમ્બર એ બધા જ બોજાં ઊતારી દે છે અને એ બધાં જ બંધનો તોડીને જીવનને મુકત કરી દે છે.

وَ قَطَّعۡنٰهُمُ اثۡنَتَیۡ عَشۡرَةَ اَسۡبَاطًا اُمَمًا ؕ وَ اَوۡحَیۡنَاۤ اِلٰی مُوۡسٰۤی اِذِ اسۡتَسۡقٰهُ قَوۡمُهٗۤ اَنِ اضۡرِبۡ بِّعَصَاكَ الۡحَجَرَ ۚ فَانۡۢبَجَسَتۡ مِنۡهُ اثۡنَتَا عَشۡرَةَ عَیۡنًا ؕ قَدۡ عَلِمَ كُلُّ اُنَاسٍ مَّشۡرَبَهُمۡ ؕ وَ ظَلَّلۡنَا عَلَیۡهِمُ الۡغَمَامَ وَ اَنۡزَلۡنَا عَلَیۡهِمُ الۡمَنَّ وَ السَّلۡوٰی ؕ كُلُوۡا مِنۡ طَیِّبٰتِ مَا

**અને અમે એ કોમને બાર કબીલાઓમાં વહેંચી દઈ તેમને કાયમી જૂથોનું રૂપ આપી દીધું હતું.[૧૧૮] અને જ્યારે મૂસા પાસે તેની કોમે પાણી માગ્યું ત્યારે અમે તેને સંકેત મોકલ્યો કે ફલાણા ખડક ઉપર તમારી લાઠી મારો. આવી રીતે એ ખડકમાંથી અચાનક બાર ઝરણાં ફૂટી નીકળ્યાં અને દરેક જૂથે તેની પાણી લેવાની જગ્યા નક્કી કરી લીધી. અમે તેમની ઉપર વાદળોનો છાંયડો કર્યો અને તેમની ઉપર મન્ન અને સલ્વા ઊતાર્યાં[૧૧૯] — ''ખાઓ એ પાક વસ્તુઓ જે અમે**

(૧૧૬) મૂળ વાત આગળથી બનીઇસ્રાઈલ વિષે ચાલતી આવતી હતી. અધવચ્ચે પ્રસંગ અનુસાર મુહમ્મદ સ.અ.વ.ની પયગમ્બરી ઉપર ઈમાન લાવવાનું નિમંત્રણ એક આડવાકય વડે આપવામાં આવ્યું. હવે ફરીથી પ્રવચનની દિશા એ જ વિષય તરફ ફરી રહી છે જે આગળના ઘણાં રુકૂઓથી ચાલ્યો આવે છે.

(૧૧૭) મોટાભાગના અનુવાદકોએ આ આયતનો અનુવાદ આ કર્યો છે કે મૂસાની કોમમાં એક જૂથ એવું છે જે સત્ય અનુસાર માર્ગદર્શન અને ન્યાય કરે છે, એટલે કે એમના મતે આ આયતમાં બનીઈસ્રાઈલની એ નૈતિક અને માનસિક સ્થિતિ વર્ણવવામાં આવી છે જે કુર્આનના ઊતરાણના સમયે હતી. પરંતુ સંદર્ભને જોતાં અમે આ વાતને પસંદગી આપીએ છીએ કે આ આયતમાં બનીઇસ્રાઈલની એ સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે જે હઝરત મૂસા અ.સ.ના જમાનામાં હતી, અને આનો હેતુ એ વાત જાહેર કરવાનો છે કે જયારે એ કોમમાં ગોપૂજાનો અપરાધ આચરવામાં આવ્યો અને ખુદા તરફથી એના માટે તેમને પકડવામાં આવ્યાં ત્યારે એ વખતે સમગ્ર કોમ બગડેલી ન હતી બલકે તેમાં એક ગણનાપાત્ર સદાચારી તત્ત્વ મોજૂદ હતું.

(૧૧૮) અત્રે ઈશારો બનીઈસ્રાઈલની એ વ્યવસ્થા તરફ છે જે સૂરઃ માઈદહ, આયત ૧૨માં વર્ણવવામાં આવી છે અને જેની સંપૂર્ણ વિગતો બાઈબલના પુસ્તક ગણનામાં જોવા મળે છે. આના ઉપરથી જણાય છે કે હઝરત મૂસા અ.સ.એ અલ્લાહતઆલાના હુકમથી સીના પર્વતના જંગલોમાં બનીઈસ્રાઈલની વસ્તી ગણતરી કરાવી, પછી તેમનાં ૧૨ કબીલાઓને, કે જે હઝરત યાકૂબ અ.સ.ના ૧૦ પુત્રો અને હઝરત યૂસુફ અ.સ.ના ૨ પુત્રોના વંશજ હતાં, અલગ અલગ જૂથોમાં સંગઠિત કર્યાં, અને દરેક જૂથ ઉપર એક-એક સરદાર નીમી દીધો કે જેથી તે તેમની અંદર નૈતિક, ધાર્મિક, સાંસ્કૃતિક અને સામાજિક તથા લશ્કરી દૃષ્ટિએ વ્યવસ્થા સ્થાપે તથા શરીઅતના કાનૂનને લાગુ કરતો રહે. આ ઉપરાંત હઝરત યાકૂબ અ.સ.ના ૧૨મા પુત્ર લાવીની સંતાનને જેના વંશમાંથી હઝરત મૂસા અ.સ. અને હારૂન અ.સ. હતાં, એક અલગ જૂથના રૂપમા સંગઠિત કર્યાં જેથી તે આ તમામ કબીલાઓ વચ્ચે સત્યનો દીપ બળતો રાખવાની સેવા આપતાં રહે.

رَزَقْنٰكُمْ ؕ وَمَا ظَلَمُوْنَا وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿١٦٠﴾
وَاِذْ قِيْلَ لَهُمُ اسْكُنُوْا هٰذِهِ الْقَرْيَةَ وَكُلُوْا مِنْهَا حَيْثُ شِئْتُمْ
وَقُوْلُوْا حِطَّةٌ وَّادْخُلُوا الْبَابَ سُجَّدًا نَّغْفِرْ لَكُمْ خَطِيْٓـٰٔتِكُمْ ؕ
سَنَزِيْدُ الْمُحْسِنِيْنَ ﴿١٦١﴾ فَبَدَّلَ الَّذِيْنَ ظَلَمُوْا مِنْهُمْ قَوْلًا

---

**તમને એનાયત કરી છે. પરંતુ આ પછી તેમણે જે કર્યું તો અમારી ઉપર જુલમ ન કર્યો બલકે પોતે પોતાની જ ઉપર જુલમ કરતા રહ્યાં.**

**યાદ કરો[૧૨૦] એ સમય જ્યારે તેમને કહેવામાં આવ્યું હતું કે ''આ વસ્તીમાં જઈને વસવાટ કરો અને તેની પેદાશમાંથી તમારી ઇચ્છા પ્રમાણે આજીવિકા મેળવો અને હિત્તતુન હિત્તતુન બોલતાં જાઓ અને નગરના દરવાજામાં નતમસ્તક થઈને દાખલ થાઓ, અમે તમારા કસૂર માફ કરી દઈશું અને નેકીનું વલણ ધરાવનારાઓને વધારે કૃપા વડે નવાજીશું.'' પરંતુ તેમનામાંથી જે લોકો જાલિમો હતાં તેમણે એ વાતને જે તેમને**

---

(૧૧૯) ઉપર જે સંગઠનનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે એ ખુદાતઆલાના બધાં ઉપકારોમાંથી એક ઉપકાર હતો જે તેણે બનીઈસ્રાઈલ ઉપર કર્યાં. આના પછી હવે બીજાં ત્રણ ઉપકારોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એક આ કે, સીનાના દ્વીપકલ્પના રણ પ્રદેશમાં તેમના માટે પાણીનો પુરવઠો પહોંચાડવા માટેની અસાધારણ વ્યવસ્થા કરવામાં આવી. બીજો આ કે, તડકામાં તાપથી બચવા માટે આકાશમાં વાદળો છવાઈ દીધાં. ત્રીજું આ કે, તેમના માટે ખોરાક પહોંચાડવાની અસાધારણ વ્યવસ્થા મન્ન અને સલ્વાના ઊતરાણના રૂપમાં કરવામાં આવી. સ્પષ્ટ છે કે જો જીવનની આ ત્રણ સૌથી મહત્ત્વની જરૂરિયાતોની વ્યવસ્થા કરવામાં આવી ન હોત તો આ કોમ જેની સંખ્યા લાખો સુધી પહોંચેલી હતી, આ વિસ્તારમાં ભૂખી-તરસી તદ્દન નાશ પામી હોત. આજે પણ કોઈ માણસ જો ત્યાં જાય તો આ જોઈને આશ્ચર્યચકિત્ત થઈ જશે કે જો અહીં ૧૫-૨૦ લાખ માણસોનો એક મહાકાફલો એકાએક આવીને થોભી જાય તો તેના માટે પાણી, ખોરાક અને છાંયડાની શું વ્યવસ્થા થઈ શકે. આજે સમગ્ર દ્વીપકલ્પની વસ્તી ૫૫ હજાર કરતાં વધારે નથી અને આજે આ ૨૦મી સદીમાં પણ જો કોઈ રાજ્ય ૫-૬ લાખનું લશ્કર ત્યાં લઈ જવા માગે તો તેના વ્યવસ્થાપકો માટે સરસામાન પહોંચાડવાની ચિંતા માથાનો દુઃખાવો બની જાય. આ જ કારણ છે કે ઘણાં આધુનિક સંશોધકોએ, જે ન તો ગ્રંથને માને છે ન તો મો'જીઝાઓનો સ્વીકાર કરે છે, આ વાતને માનવાનો ઇનકાર કરી દીધો છે કે બનીઈસ્રાઈલ સીનાના દ્વીપકલ્પના એ ભાગમાંથી પસાર થયાં હશે જેનો ઉલ્લેખ બાઇબલ તથા કુર્આનમાં કરવામાં આવ્યો છે. તેમનું અનુમાન છે કે કદાચ આ ઘટનાઓ ફિલિસ્તીનના દક્ષિણ અને અરબસ્તાનના ઉત્તરના વિસ્તારોમાં બની હશે. સીનાના દ્વીપકલ્પના ભૌતિક અને આર્થિક ભુગોળને જોતાં તેઓ આ વાતને તદ્દન કલ્પના બહારની માને છે કે આટલી મોટી કોમ અહીં વર્ષો સુધી એક જ જગ્યાએ પડાવ નાખીને ગુજરાન કરી શકી હતી, ખાસ કરીને જયારે મિસ્ર તરફથી તેમના પુરવઠાનો માર્ગ કપાઈ ગયો હતો તથા



غَيْرَ الَّذِىْ قِيْلَ لَهُمْ فَاَرْسَلْنَا عَلَيْهِمْ رِجْزًا مِّنَ السَّمَآءِ بِمَا
كَانُوْا يَظْلِمُوْنَ ۟ وَسْـَٔلْهُمْ عَنِ الْقَرْيَةِ الَّتِىْ كَانَتْ حَاضِرَةَ
الْبَحْرِ ۘ اِذْ يَعْدُوْنَ فِى السَّبْتِ اِذْ تَاْتِيْهِمْ حِيْتَانُهُمْ يَوْمَ
سَبْتِهِمْ شُرَّعًا وَّيَوْمَ لَا يَسْبِتُوْنَ ۙ لَا تَاْتِيْهِمْ ۛ كَذٰلِكَ ۛ

---

**કહેવામાં આવી હતી બદલી નાખી, અને પરિણામ આ આવ્યું કે અમે તેમના જુલમના બદલામાં તેમની ઉપર આકાશમાંથી આપત્તિ મોકલી દીધી.[૧૨૧] (રુકૂઅ ૨૦)**

**અને જરા તેમને એ વસ્તીનો અહેવાલ પણ પૂછો જે સમુદ્રના કિનારે આવેલી હતી.[૧૨૨] આમને યાદ દેવડાવો એ કિસ્સો કે ત્યાંના લોકો સબ્ત (શનિવાર)ના દિવસે અલ્લાહના આદેશોનો ભંગ કરતા હતાં અને આ કે માછલીઓ સબ્તના દિવસે જ ઊભરાઈને બહાર સપાટી ઉપર તેમની સામે આવતી હતી[૧૨૩] અને સબ્ત સિવાયના બાકીના દિવસોમાં આવતી ન હતી. આ એટલા માટે**

બીજી તરફ આ દ્વીપકલ્પના પૂર્વ અને ઉત્તર તરફ આવેલા અમાલિકા કબીલાઓ અવરોધ નાખવા માટે તૈયાર બેઠા હતાં. આ વાતોને નજર સમક્ષ રાખવાથી સાચી રીતે અનુમાન કરી શકાય છે કે આ થોડી ટૂંકી આયતોમાં અલ્લાહતઆલાએ બનીઇસ્રાઈલ ઉપર તેના જે જે ઉપકારોનો ઉલ્લેખ કર્યો છે તે હકીકતમાં કેટલા મોટા ઉપકારો હતાં, અને પછી આ કોમ કેટલી હદે અપકારી હતી કે અલ્લાહની કૃપાની આવી તદ્દન સ્પષ્ટ નિશાનીઓ જોયા પછી પણ સતત આજ્ઞાઓનું ઉલ્લંઘન અને ગદ્દારીઓ કરતી રહી જેનાથી તેમનો ઇતિહાસ ભરેલો પડ્યો છે. (સરખામણી માટે જુઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક ૭૨, ૭૩ અને ૭૬)

(૧૨૦) હવે બનીઇસ્રાઈલના ઇતિહાસના એ કિસ્સાઓની તરફ ઇશારો કરવામાં આવ્યો છે જેના ઉપરથી સ્પષ્ટ થાય છે કે અલ્લાહતઆલાના ઉપરોકત ઉપકારોનો જવાબ આ લોકો કેવી કેવી ગુનાહિત નિર્ભયતાથી આપતા રહ્યાં અને પછી કેવી રીતે સતત વિનાશના ખાડામાં પડતા ગયાં.

(૧૨૧) સમજૂતી માટે જુઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક, ૭૪ અને ૭૫

(૧૨૨) સંશોધકોનો મત વધારે આ તરફ છે કે આ ઐલા અથવા ઐલાત અથવા ઐલૂત નામની જગ્યા હતી જયાં હવે ઇસ્રાઈલના યહૂદી રાજયે આ જ નામ ઉપરથી એક બંદર બનાવેલું છે, અને જેની નજીક જ જોર્ડનનું વિખ્યાત બંદર અકબા આવેલું છે. આ સ્થળ રાતા સમુદ્રની એ શાખાના અંતિમ છેડા પર છે જે સીનાના દ્વીપકલ્પના પૂર્વીય તથા અરબસ્તાનના પશ્ચિમી કાંઠાની વચ્ચે એક લાંબી ખાડીના રૂપમાં દેખાય છે. બનીઇસ્રાઈલના ચડતીના દિવસોમાં આ એક મહત્ત્વનું વેપારી મથક હતું. હઝરત સુલૈમાન અ.સ.એ તેમના રાતા સમુદ્રના નૌકાદળ અને વેપારી વહાણો માટેનું મુખ્ય મથક આ જ શહેરને બનાવ્યું હતું.

જે કિસ્સા તરફ અહીં ઇશારો કરવામાં આવ્યો છે તેના વિષે યહૂદીઓના પવિત્ર પુસ્તકોમાં આપણને કોઈ ઉલ્લેખ જોવા નથી મળતો અને તેમના ઇતિહાસો પણ આ બાબતમાં મૌન સેવે છે, પરંતુ કુર્આનેમજીદમાં જે

نَبۡلُوۡهُمۡ بِمَا كَانُوۡا يَفۡسُقُوۡنَ ۝١٦٣ وَاِذۡ قَالَتۡ اُمَّةٌ مِّنۡهُمۡ لِمَ
تَعِظُوۡنَ قَوۡمَا ۙ اللّٰهُ مُهۡلِكُهُمۡ اَوۡ مُعَذِّبُهُمۡ عَذَابًا شَدِيۡدًا ؕ
قَالُوۡا مَعۡذِرَةً اِلٰى رَبِّكُمۡ وَلَعَلَّهُمۡ يَتَّقُوۡنَ ۝١٦٤ فَلَمَّا نَسُوۡا مَا

**થતું હતું કે અમે તેમની નાફરમાનીઓના કારણે તેમને અજમાયશમાં નાખી રહ્યા હતાં[૧૨૪] અને આમને આ પણ યાદ દેવડાવો કે જ્યારે તેમનામાંથી એક જૂથે બીજા જૂથને કહ્યું હતું કે ''તમે એવા લોકોને શા માટે શિખામણ આપો છો જેમને અલ્લાહ નષ્ટ કરવાનો છે અથવા સખત સજા આપવાનો છ'' ત્યારે તેમણે જવાબ આપ્યો હતો કે, ''અમે આ બધું તમારા માલિકની સમક્ષ અમારું બહાનું રજૂ કરવા માટે કરીએ છીએ અને આ આશાએ કરીએ છીએ કે કદાચ આ લોકો નાફરમાની કરવાથી દૂર રહેવા માંડે.'' છેવટે જ્યારે તેઓ એ આદેશોને તદ્દન વિસરી ગયાં જે**

રીતે આ કિસ્સાને અહીં તથા સૂરઃ બકરહમાં વર્ણવવામાં આવ્યો છે તેના ઉપરથી સ્પષ્ટપણે જાહેર થાય છે કે કુર્આનના ઊતરાણના જમાનામાં બનીઈસ્રાઈલ સામાન્ય રીતે આ કિસ્સાથી સારી રીતે વાકેફ હતાં અને આ હકીકત છે કે મદીનાના યહૂદીઓએ કે જે નબી સ.અ.વ.નો વિરોધ કરવાની કોઈ તક છોડતા ન હતાં, તેમણે કુર્આનના આ નિવેદન ઉપર સહેજ પણ કોઈ વાંધો ન ઊઠાવ્યો.

(૧૨૩) ''સબ્ત'' سبت શનિવારને કહેવામાં આવે છે. આ દિવસને બનીઈસ્રાઈલ માટે પવિત્ર ઠરાવવામાં આવ્યો હતો અને અલ્લાહતઆલાએ તેને પોતાની અને ઈસ્રાઈલની સંતાનની વચ્ચે પેઢી દર પેઢી કાયમી કરારનું ચિહ્ન ઠરાવતાં તાકીદ કરી હતી કે આ દિવસે કોઈ સાંસારિક કામ કરવામાં ન આવે, ઘરોમાં આગ સુદ્ધાં પેટાવવામાં ન આવે, પશુઓ અને દાસ-દાસીઓ સુદ્ધાં પાસેથી કોઈ સેવા લેવામાં ન આવે અને જે માણસ આ નિયમનું ઉલ્લંઘન કરે તેને મૃત્યુદંડ આપવામાં આવે.પરંતુ બનીઈસ્રાઈલે આગળ જતાં આ કાનૂનનો ખુલ્લેઆમ ભંગ કરવા માંડયો. યર્મિયા નબીના જમાનામાં કે જે ઈ.સ.પૂર્વે ૬૨૮ અને ૫૮૬ વચ્ચે થયાં છે, વિશેષરૂપે જેરૂસલેમના દરવાજાઓમાંથી લોકો સબ્તના દિવસે માલસામાન લઈને પસાર થતાં હતાં. આ જોઈને નબીએ ખુદા તરફથી યહૂદીઓને ચેતવણી આપી કે જો તમે લોકો શરીઅતના કાનૂનનું આવી રીતે ખુલ્લું ઉલ્લંઘન કરવાનું નહીં છોડો તો જેરૂસલેમને બાળી મૂકવામાં આવશે. (યર્મિયા ૧૭ : ૨૧-૨૭). આની જ ફરિયાદ હઝકિયેલ નબી પણ કરે છે જેમનો સમયગાળો ઈ.સ. પૂર્વે ૫૯૫ અને ૫૩૬ વચ્ચે હતો. આમ, તેમના ગ્રંથમાં સબ્તના અનાદરને યહૂદીઓના કોમી અપરાધોમાંથી એક મોટો અપરાધ ગણવામાં આવ્યો છે. (હઝકિયેલ-૨૦ : ૧૨ થી ૨૪). આ હવાલાઓ ઉપરથી અનુમાન લગાવી શકાય છે કે કુર્આનેમજીદ અહીં જે ઘટનાનો ઉલ્લેખ કરી રહ્યો છે તે પણ લગભગ એ જ જમાનાની ઘટના હશે.

(૧૨૪) અલ્લાહતઆલા લોકોની અજમાયશ માટે જે રીત અપનાવે છે તેમાંની એક રીત આ પણ છે કે જ્યારે કોઈ માણસ અથવા તો જૂથની અંદર આજ્ઞાપાલનથી ચલિત થવાનું અને નાફરમાની તરફ ઢળવાનું વલણ વધવા માંડે છે ત્યારે તેની સામે નાફરમાનીની તકોના દ્વાર ખોલી દેવામાં આવે છે કે જેથી તેના એ વલણો જે અંદર

ذُكِّرُوا بِهِ أَنْجَيْنَا الَّذِينَ يَنْهَوْنَ عَنِ السُّوءِ وَأَخَذْنَا
الَّذِينَ ظَلَمُوا بِعَذَابٍ بَئِيسٍ بِمَا كَانُوا يَفْسُقُونَ ﴿١٦٥﴾
فَلَمَّا عَتَوْا عَنْ مَا نُهُوا عَنْهُ قُلْنَا لَهُمْ كُونُوا قِرَدَةً

**તેમને યાદ દેવડાવવામાં આવ્યા હતાં ત્યારે અમે એ લોકોને બચાવી લીધાં જે બૂરાઈઓથી રોકતા હતાં અને બાકીના તમામ લોકોને જે જુલમી હતાં, તેમની નાફરમાનીઓ બદલ ભારે આફતમાં પકડી લીધાં.[૧૨૫] પછી જયારે તેઓ પૂરા વિદ્રોહ સાથે એ જ કામ કરતા રહ્યાં જેનાથી તેમને રોકવામાં આવ્યા હતાં, ત્યારે અમે કહ્યું કે વાનર થઈ જાઓ**

છૂપાયેલાં છે પૂરી રીતે બહાર આવી જાય અને જે અપરાધોથી તે તેના ચારિત્ર્યને જાતે જ કલંકિત કરવા માગે છે તેનાથી તે ફકત એ કારણે દૂર ન રહી જાય કે તે કરવાની તકો તેને મળી રહી ન હોય.

(૧૨૫) આ નિવેદન ઉપરથી જણાયું કે એ શહેરમાં ત્રણ પ્રકારના લોકો હતાં. એક એ જે બેધડક અલ્લાહના હુકમોનું ઉલ્લંઘન કરી રહ્યા હતાં. બીજું જૂથ એ જે પોતે તો ઉલ્લંઘન કરતા ન હતાં પરંતુ આ ઉલ્લંઘનને ચુપચાપ જોઈ રહ્યા હતાં અને શિખામણ આપનારા લોકોને કહેતા હતાં કે આવા દુર્ભાગીઓને શિખામણ આપવાનો કોઈ અર્થ નથી. ત્રીજું જૂથ એ હતું જેનો ઈમાનનો તકાદો અલ્લાહના આ કાનૂનના આવા ખુલ્લા અનાદરને સહન કરી શકતું ન હતું અને આ ખ્યાલ સાથે સદાચારનો હુકમ આપવામાં અને દુરાચારથી રોકવામાં સક્રિય હતું કે કદાચ એ ગુનેગાર લોકો આ ઉપદેશ સાંભળીને સીધા રસ્તા ઉપર આવી જાય, અને જો તેઓ સીધો રસ્તો ન અપનાવે તો પણ અમે તો અમારી શક્તિ પ્રમાણે અમારી ફરજ અદા કરીને ખુદાની સામે અમારા બચાવનો પુરાવો રજૂ કરી જ દઈશું. આવી પરિસ્થિતિમાં જયારે એ વસ્તી ઉપર અલ્લાહની આફત ઊતરી ત્યારે કુર્આનેમજીદ કહે છે કે આ ત્રણેય જૂથોમાંથી માત્ર ત્રીજા જ જૂથને તેનાથી બચાવી લેવામાં આવ્યું કેમકે તેણે અલ્લાહની સામે પોતાનો બચાવ રજૂ કરવાની ચિંતા રાખી હતી અને એ જ જૂથ હતું જેણે તેના છુટકારાનો પુરાવો તૈયાર રાખ્યો હતો. બાકીના બન્ને જૂથોની ગણના જાલિમોમાં થઈ અને તેઓ તેમના ગુન્હાની હદ સુધી આફતના ભોગ બન્યાં.

કેટલાક તફસીરકર્તાઓએ આ મત દર્શાવ્યો છે કે અલ્લાહતઆલાએ પહેલા જૂથના આફતમાં સપડાવાની તથા ત્રીજા જૂથના છૂટવાની સ્પષ્ટતા કરી છે પરંતુ બીજા જૂથ અંગે મૌન ધારણ કર્યું છે એટલા માટે તેના વિષે આ કહી શકાય નહીં કે તે છૂટી જનારા લોકોમાંથી હતું કે આફતમાં સપડાનારા લોકોમાંથી. બીજું એક કથન ઈબ્નેઅબ્બાસ રદિ. પાસેથી આ પણ નોંધાયું છે કે તેઓ પહેલા માનતા હતાં કે બીજું જૂથ આફતમાં સપડાઈ જનારા લોકોમાંથી હતું, પાછળથી તેમના શિષ્ય ઈક્રિમાએ તેમને મનાવી લીધાં કે બીજું જૂથ છુટકારો પામનારાઓમાં સામેલ હતું પરંતુ કુર્આનના નિવેદન ઉપર જયારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે જણાય છે કે હઝરત ઈબ્નેઅબ્બાસ રદિ.નો પહેલો મત જ સાચો હતો. દેખીતું છે કે કોઈ પણ વસ્તી ઉપર ખુદાની આફત આવવાની સ્થિતિમાં શહેરની વસ્તીને બે જૂથોમાં વહેંચી શકાય, એક એ જે આફતમાં સપડાયું હોય અને બીજું

خٰسِـِٕيْنَ ﴿۱۶۶﴾ وَ اِذْ تَاَذَّنَ رَبُّكَ لَيَبْعَثَنَّ عَلَيْهِمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ
مَنْ يَّسُوْمُهُمْ سُوْٓءَ الْعَذَابِ ؕ اِنَّ رَبَّكَ لَسَرِيْعُ الْعِقَابِ ۚۖ

---

**અપમાનિત થયેલાં.[૧૨૬]**

**અને યાદ કરો જ્યારે તમારા માલિકે જાહેરાત કરી દીધી કે[૧૨૭] ''તે કયામત સુધી સતત એવાં લોકોને બનીઇસ્રાઈલ ઉપર ઊઠાવતો રહેશે જે તેમને ખરાબમાં ખરાબ યાતના આપશે,[૧૨૮]' નિઃશંક તમારો માલિક સજા કરવામાં ઝડપી છે**

---

એ જેને બચાવી લેવામાં આવે. હવે જો કુર્આનની સ્પષ્ટતા પ્રમાણે બચી જનારું જૂથ માત્ર ત્રીજું હતું તો અનિવાર્યપણે પહેલું અને બીજું જૂથ નહીં બચનારા લોકોમાં સામેલ થશે. આને જ مَعْذِرَةً اِلٰى رَبِّكُمْ કથનમાંથી પણ સમર્થન મળે છે અને જેને પછીના કથનમાં ખુદ અલ્લાહતઆલાએ સમર્થન આપી દીધું છે. આના ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે જે વસ્તીમાં ખુલ્લંખુલ્લા અલ્લાહના હુકમોનું ઉલ્લંઘન થઈ રહ્યું હોય તે આખીને આખી પકડાવાને પાત્ર હોય છે અને તેનો કોઈ નાગરિક ફકત એ જ કારણસર પકડમાંથી છૂટી શકતો નથી કે તેણે જાતે ઉલ્લંઘન નથી કર્યું, બલકે તેણે ખુદાની સમક્ષ પોતાનો બચાવ કરવા માટે ચોકકસપણે એ વાતનો પુરાવો આપવો પડશે કે તે પોતાની શક્તિમર્યાદા પ્રમાણે સુધારણા અને સત્યની સ્થાપના માટે પ્રયાસ કરતો રહ્યો હતો. બીજું, કુર્આન અને હદીસના બીજા કથનો ઉપરથી પણ આપણને આ જ જણાય છે કે સામૂહિક અપરાધોની બાબતમાં અલ્લાહનો કાનૂન આ જ છે. એટલા માટે કુર્આનમાં કહેવામાં આવ્યું છે કે وَاتَّقُوْا فِتْنَةً لَّا تُصِيْبَنَّ الَّذِيْنَ ظَلَمُوْا مِنْكُمْ خَآصَّةً (ડરો એ અજમાયશથી જેની મુસીબતમાં વિશેષરૂપે માત્ર એ જ લોકો નહીં સપડાય જેમણે તમારામાંથી જુલમ કર્યો હોય) અને આની સમજૂતીમાં નબી સ.અ.વ. કહે છે કે ان الله لا يعذب العامة بعمل الخاصة حتى يروا المنكر بين ظهرانيهم وهم قادرون على ان ينكروه فلا ينكروه فاذا فعلوا ذلك عذب الله الخاصة والعامة એટલે કે ''મહાન અને પ્રતાપી અલ્લાહ વિશિષ્ટ લોકોના અપરાધો બદલ સામાન્ય લોકોને સજા આપતો નથી જયાં સુધી સામાન્ય લોકોની સ્થિતિ આ ન થઈ જાય કે તેઓ તેમની આંખોની સામે દુરાચારનું આચરણ થતું જુએ અને તેઓ એ કામોની વિરૂદ્ધમાં નારાજગી વ્યકત કરવા માટે શક્તિમાન હોવા છતાં કોઈ પણ નારાજગી વ્યકત ન કરે. તેથી જ્યારે લોકોની હાલત આ થઈ જાય છે ત્યારે અલ્લાહ વિશિષ્ટ લોકો અને સામાન્ય લોકો તમામને આફતમાં નાખી દે છે.''

આ ઉપરાંત જે આયતો અત્યારે આપણી સમક્ષ છે તેમાંથી આ પણ જણાય છે કે આ વસ્તી ઉપર ખુદાની આફત બે તબકકાઓમાં ઊતરી હતી. પહેલો તબકકો એ છે જેને عذاب بئيس (સખત આફત) કહેવામાં આવ્યો છે, અને બીજો તબકકો એ કે જેમાં આજ્ઞાભંગનો આગ્રહ રાખનારાઓને વાનર બનાવી દેવામાં આવ્યાં. અમે એવું સમજ્યા છીએ કે પહેલા તબકકાની આફતમાં પહેલા બન્ને જૂથો સપડાયા હતાં અને બીજા તબકકાની સજા માત્ર પહેલા જૂથને જ આપવામાં આવી હતી,. والله اعلم بالصواب. ان اصبت فمن الله وان اخطئت فمن نفسي، والله غفور رحيم.

(૧૨૬) સમજૂતી માટે જુઓ સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક ૮૩.

(૧૨૭) આયતમાં تأذّن શબ્દનો ઉપયોગ થયો છે જેનો અર્થ લગભગ એ જ છે જે નોટિસ આપવા અથવા જાણ કરવાનો છે.

وَ اِنَّهٗ لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٦٧﴾ وَ قَطَّعْنٰهُمْ فِي الْاَرْضِ اُمَمًا ۚ مِنْهُمُ
الصّٰلِحُوْنَ وَ مِنْهُمْ دُوْنَ ذٰلِكَ ۫ وَ بَلَوْنٰهُمْ بِالْحَسَنٰتِ وَ السَّيِّاٰتِ
لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿١٦٨﴾ فَخَلَفَ مِنْۢ بَعْدِهِمْ خَلْفٌ
وَّرِثُوا الْكِتٰبَ يَاْخُذُوْنَ عَرَضَ هٰذَا الْاَدْنٰى وَ يَقُوْلُوْنَ
سَيُغْفَرُ لَنَا ۚ وَ اِنْ يَّاْتِهِمْ عَرَضٌ مِّثْلُهٗ يَاْخُذُوْهُ ؕ

**અને નિઃશંક તે દરગુજર અને દયા કરનાર પણ છે.**

**અમે તેમને ધરતી ઉપર ટુકડેટુકડાં કરીને અનેક કોમોમાં વહેંચી દીધાં. તેમનામાંથી કેટલાક સદાચારી હતાં અને કેટલાક આનાથી ભિન્ન. અને અમે સારા અને ખરાબ સંજોગો વડે તેમને અજમાયશોમાં નાખતા રહ્યાં કે કદાચ આ પાછા આવી જાય, ત્યારબાદ આગળની પેઢીઓ પછી એવાં અપાત્ર લોકો તેમનાં ઉત્તરાધિકારી બન્યાં જે અલ્લાહના ગ્રંથના વારસદાર બનીને આ જ નીચ દુનિયાના લાભો ભેગાં કરે છે અને કહી દે છે કે આશા છે કે અમને માફ કરી દેવામાં આવશે, અને જો એ જ દુનિયાનો માલ ફરીથી સામે આવે છે ત્યારે ફરીથી દોડીને તેને લઈ લે છે.**[૧૨૯]

(૧૨૮) આ ચેતવણી બનીઇસ્રાઈલને લગભગ ઈ.સ.પૂર્વે ૮મી સદીથી સતત રીતે આપવામાં આવી રહી હતી. એટલા માટે યહૂદીઓના પવિત્ર ગ્રંથોના સંગ્રહમાં યશાયા અને યર્મિયા તથા તેમના પછી આવનારાં નબીઓના તમામ પુસ્તકો આ જ ચેતવણી ધરાવે છે. બીજું, આ જ ચેતવણી મસીહ અ.સ.એ તેમને આપી જેમ કે ઈંજીલોમાં તેમના સંખ્યાબંધ પ્રવચનો ઉપરથી દેખાય છે. અંતમાં કુર્આને આને સમર્થન આપ્યું છે. હવે આ વાત કુર્આન અને તે પહેલાંના ગ્રંથોની સચ્ચાઈ ઉપર એક ખુલ્લી ગવાહી છે કે એ વખતથી લઈને આજ સુધી ઇતિહાસમાં કોઈ સમય આવો પસાર નથી થયો કે જેમાં યહૂદી કોમ દુનિયામાં કોઈને કોઈ જગ્યાએ કચડવામાં અને પાયમાલ કરવામાં આવતી રહી ન હોય.

(૧૨૯) એટલે કે ગુનો કરે છે અને જાણે છે કે ગુનો છે તેમ છતાં આ ભરોસાએ ગુનાનું આચરણ કરે છે કે આપણી તો કોઈને કોઈ રીતે માફી થઈ જવાની છે કેમકે અમે ખુદાના પ્રિયપાત્ર છીએ અને અમે ગમે તે કરીએ તો પણ અમારી માફી થવી અનિવાર્ય છે. આ જ ગેરસમજનું પરિણામ છે કે ગુન્હો કર્યા પછી તેઓ ન તો શરમ અનુભવે છે, ન તો તોબા કરે છે બલકે ફરીથી એવા જ ગુન્હાની તક સામે આવે છે ત્યારે ફરીથી તેમાં પડી જાય છે. અભાગા લોકો ! એ ગ્રંથના વારસદાર થયાં જે તેમને દુનિયાનો સરદાર બનાવનાર હતો, પરંતુ તેમની નીચતા અને અધમ વિચારસરણીએ આ કીમિયાગર નુસખા લઈને દુનિયાની ક્ષુલ્લક વસ્તુઓ કમાવવા કરતાં વધારે ઊંચી કોઈ વસ્તુનો સાહસ ન કર્યો અને દુનિયામાં ન્યાય અને સત્યના ધ્વજવાહક તથા ભલાઈ અને સુધારણાના

اَلَمۡ يُؤۡخَذۡ عَلَيۡهِمۡ مِّيۡثَاقُ الۡكِتٰبِ اَنۡ لَّا يَقُوۡلُوۡا عَلَى اللّٰهِ
اِلَّا الۡحَقَّ وَ دَرَسُوۡا مَا فِيۡهِ ؕ وَالدَّارُ الۡاٰخِرَةُ خَيۡرٌ لِّلَّذِيۡنَ
يَتَّقُوۡنَ ؕ اَفَلَا تَعۡقِلُوۡنَ ﴿۱۶۹﴾ وَالَّذِيۡنَ يُمَسِّكُوۡنَ بِالۡكِتٰبِ وَ
اَقَامُوا الصَّلٰوةَ ؕ اِنَّا لَا نُضِيۡعُ اَجۡرَ الۡمُصۡلِحِيۡنَ ﴿۱۷۰﴾ وَاِذۡ
نَتَقۡنَا الۡجَبَلَ فَوۡقَهُمۡ كَاَنَّهٗ ظُلَّةٌ وَّظَنُّوۡۤا اَنَّهٗ وَاقِعٌۢ بِهِمۡ ۚ

**શું તેમની પાસેથી ગ્રંથનો વાયદો લેવામાં આવેલો નથી કે અલ્લાહના નામે એ જ વાત કહે જે સત્ય હોય ? અને આ પોતે વાંચી ગયાં છે જે ગ્રંથમાં લખેલું છે.[૧૩૦] આખિરતનું રહેઠાણ તો ખુદાથી ડરતા લોકો માટે જ સારું છે,[૧૩૧] શું તમે આટલી વાત પણ સમજતાં નથી ? જે લોકો ગ્રંથનું પાલન કરે છે અને જેમણે નમાઝ કાયમ કરેલી છે, નિઃશંક આવા સદ્‌ચરિત્ર લોકોના વળતર અમે વ્યર્થ કરીશું નહીં. તેમને એ સમય પણ જરા યાદ છે કે જ્યારે અમે પર્વતને હલાવીને તેમની ઉપર એવી રીતે છવાઈ દીધો હતો કે જાણે કે તે છત્રી છે અને આ અનુમાન કરી રહ્યા હતાં કે તે આમની ઉપર આવી પડશે અને તે વખતે**

માર્ગદર્શક બનવાને બદલે તેઓ માત્ર દુનિયાના લાલચુ કુતરાં બની રહ્યાં.

(૧૩૦) એટલે કે આ લોકો પોતે જાણે છે કે તૌરાતમાં કયાંય બનીઈસ્રાઈલ માટે મુક્તિના બિનશરતી પરવાનાનો ઉલ્લેખ નથી, ન તો ખુદાએ કયારેય આ કહ્યું, ન તો તેમના પયગમ્બરોએ આ ખાતરી અપાવી કે તમે જે ચાહો તે કરતાં ફરો, છેવટે તો તમારી માફી ચોકકસપણે થવાની જ છે. બીજું, તેમને આ અધિકાર કયાંથી મળ્યો કે ખુદાના નામે એ વાત કહે જે ખુદાએ કયારેય કહી નથી ? જો કે તેમની પાસેથી આ વાયદો લેવામાં આવ્યો હતો કે ખુદાના નામે કોઈ વાત સત્યની વિરૂદ્ધ કહેશે નહીં.

(૧૩૧) આ આયતના બે અનુવાદ થઈ શકે છે એક એ જે અમે ઉપર પાઠમાં અપનાવ્યો છે, બીજો એ ''ખુદાથી ડરતા લોકો માટે તો આખિરતનું ઠેકાણું જ સારું છે.'' પહેલા અનુવાદની દૃષ્ટિએ અર્થ આ થશે કે માફી કોઈનો વ્યક્તિગત અથવા વંશીય ઈજારો નથી, આ કોઈ રીતે શકય નથી કે તમે કામ તો એ કરો જે સજાને પાત્ર હોય પરંતુ તમને આખિરતમાં જગ્યા સારી જ મળે એટલા માટે કે તમે યહૂદી અથવા ઈસ્રાઈલી હોવ. જો તમારામાં થોડી પણ બુદ્ધિ હોય તો પોતે જ સમજી શકો છો કે આખિરતમાં સારી જગ્યા માત્ર એ જ લોકોને મળી શકે છે જે દુનિયામાં ખુદાથી ડરીને કાર્ય કરતાં રહે. હવે, બીજા અનુવાદની વાત કરીએ તો તેનો અર્થ આ થશે કે દુનિયા તથા તેના ફાયદાઓને આખિરત ઉપર પસંદગી આપવી એ તો માત્ર એમનું કામ છે જે ખુદાથી ડરતાં ન હોય, ખુદાથી ડરનારા લોકો તો અનિવાર્યપણે દુનિયાના લાભાલાભ ઉપર આખિરતના લાભાલાભને તથા દુનિયાના વૈભવ ઉપર આખિરતની ભલાઈને પસંદગી આપે છે.



خُذُوۡا مَاۤ اٰتَيۡنٰكُمۡ بِقُوَّةٍ وَّاذۡكُرُوۡا مَا فِيۡهِ لَعَلَّكُمۡ تَتَّقُوۡنَ ﴿۱۷۱﴾
وَاِذۡ اَخَذَ رَبُّكَ مِنۡۢ بَنِىۡۤ اٰدَمَ مِنۡ ظُهُوۡرِهِمۡ ذُرِّيَّتَهُمۡ وَ
اَشۡهَدَهُمۡ عَلٰٓى اَنۡفُسِهِمۡ ۚ اَلَسۡتُ بِرَبِّكُمۡ ؕ قَالُوۡا بَلٰى ۚۛ شَهِدۡنَا ۚۛ

**અમે આમને કહ્યું હતું કે જે ગ્રંથ અમે તમને આપી રહ્યાં છીએ તેને મજબૂતાઈપૂર્વક પકડે અને જે કંઈ આમાં લખ્યું છે તેને યાદ રાખો, આશા છે કે તમે ખોટા રસ્તે જવાથી બચેલા રહેશો.[૧૩૨] (રુકૂઅ ૨૧)**

**અને હે નબી,[૧૩૩] લોકોને યાદ દેવડાવો એ સમય કે જ્યારે તમારા માલિકે આદમના પુત્રોની કેડોમાંથી તેમનો વંશ કાઢયો હતો અને તેમને પોતાને તેમના માટે સાક્ષી બનાવીને પૂછયું હતું કે ''શું હું તમારો માલિક નથી ?'' તેમણે કહ્યું ''જરૂર આપ જ અમારા માલિક છો, આના માટે અમે સાક્ષી આપીએ છીએ.''[૧૩૪] આ અમે એટલા માટે કર્યું કે**

(૧૩૨) અત્રે ઈશારો એ ઘટના તરફ છે જે મૂસા અ.સ.ને લેખિત ગવાહીની પથ્થરની પાટીઓ આપતી વખતે સીના પર્વતની તળેટીમાં બની હતી. બાઈબલમાં આ ઘટના આ શબ્દોમાં વર્ણવવામાં આવી છે.:

''અને મૂસા લોકોને તંબુઓમાંથી બહાર લાવ્યો કે ખુદા સાથે ભેટો કરાવે અને તેઓ આવીને પર્વતની નીચે ઊભા થઈ ગયાં અને સીના પર્વત ઉપરથી નીચે સુધી ધુમાડાથી ભરાઈ ગયું કેમ કે માલિક જવાળામાં થઈને તેમની ઉપર ઊતર્યો અને ધુમાડો ભઠ્ઠીના ધુમાડાની જેમ ઉપર તરફ જઈ રહ્યો હતો અને એ આખું પર્વત જોર જોરથી હાલી રહ્યું હતું.'' (નિર્ગમન ૧૯:૧૭,૧૮)

આવી રીતે અલ્લાહતઆલાએ બનીઈસ્રાઈલ પાસેથી ગ્રંથના ચુસ્ત પાલનનો વાયદો લીધો અને વાયદો લેતી વખતે બહારથી તેમની ઉપર એવું વાતાવરણ છવાઈ દીધું કે જેનાથી તેમને ખુદાના પ્રતાપ તથા તેની મહાનતા અને મોટાઈ અને તેના વાયદાના મહત્ત્વનો પૂરેપૂરો ભાસ થાય અને તેઓ એ જગત સમ્રાટની સાથે પાકો વાયદો કરવાને સહેજ પણ મામૂલી વાત ન માને. આના ઉપરથી આ અનુમાન ન કરવું જોઈએ કે તેઓ ખુદાની સાથે પાકો વાયદો કરવા માટે તૈયાર ન હતાં અને તેમને બળજબરીપૂર્વક ડરાવીને આના માટે તૈયાર કરવામાં આવ્યાં. હકીકત આ છે કે તેઓ બધાં જ ઈમાનવાળા હતાં અને પર્વતની તળેટીમાં પાકો વાયદો કરવા માટે જ ગયા હતાં, પરંતુ અલ્લાહતઆલાએ સામાન્ય પદ્ધતિથી તેમની પાસેથી વાયદો લેવાને બદલે યોગ્ય માન્યું કે આ વાયદાનું મહત્ત્વ તેમને સારી રીતે સમજાવી દેવામાં આવે જેથી વાયદો અને એકરાર કરતી વખતે તેમને આ વાતનું ભાન રહે કે તેઓ કેવી સર્વશક્તિશાળી હસ્તી સાથે વાયદો કરી રહ્યાં છે અને તેની સાથે વચનભંગનો અંજામ શું આવી શકે છે.

અહીં પહોંચીને બનીઈસ્રાઈલ સાથેનું સંબોધન સમાપ્ત થાય છે અને પછીના રુકૂઓમાં પ્રવચનની દિશા આમ લોકોની તરફ ફરે છે જેમાં ખાસ કરીને, સંબોધન એ લોકોની તરફ છે જે લોકો સીધેસીધા નબી સ.અ.વ.ના શ્રોતા હતાં.

(૧૩૩) ઉપરનું પ્રવચન આ વાતે સમાપ્ત થયું હતું કે અલ્લાહતઆલાએ બનીઈસ્રાઈલ પાસેથી બંદગી

અને આજ્ઞાપાલનનો વાયદો લીધો હતો. હવે આમ લોકોને ઉદ્દેશીને જણાવવામાં આવી રહ્યું છે કે બનીઈસ્રાઈલની કોઈ જ વિશેષતા નથી, હકીકતમાં તમે બધાં તમારા સર્જકની સાથે એક પાકા વાયદાથી બંધાયેલાં છો અને તમારે એક દિવસે જવાબ આપવાનો છે કે તમે આ પાકા વાયદાનું કયાં સુધી પાલન કર્યું છે.

(૧૩૪) જેમ કે સંખ્યાબંધ હદીસો ઉપરથી જણાય છે આ ઘટના આદમ અ.સ.ના સર્જન વખતે ઘટી હતી. એ વખતે જેવી રીતે ફરિશ્તાઓને ભેગાં કરીને પ્રથમ માનવીની સામે સિજદો કરાવવામાં આવ્યો હતો અને ધરતી ઉપર માનવીની ખિલાફતની જાહેરાત કરવામાં આવી હતી એવી જ રીતે સમગ્ર માનવવંશને પણ, કે જે કયામત સુધી જન્મ લેનાર હતું, અલ્લાહતઆલાએ એકીસાથે અસ્તિત્વ અને સભાનતા એનાયત કરીને પોતાની સામે હાજર કર્યા હતાં અને તેમની પાસેથી પોતાની રબૂબિયત એટલે કે માલિકીપણાની ગવાહી લીધી હતી. આ આયતની તફસીરમાં હઝરત ઉબૈય બિન કઅબ રદિ.એ લગભગ નબી સ.અ.વ. પાસેથી સાંભળીને જે કંઈ વર્ણન કર્યું છે તે આ વિષયની ઉત્તમ સમજૂતી છે. તેઓ કહે છે કે :

> ''અલ્લાહતઆલાએ બધાને ભેગા કર્યા અને (એક એક જાતિ અથવા એક એક જમાનાના) લોકોને ભિન્ન ભિન્ન જૂથોના રૂપમાં ગોઠવીને તેમને માનવ આકાર અને વાચાશક્તિ આપી. પછી તેમની પાસેથી પાકો વાયદો લીધો અને તેમને પોતાને પોતાના માટે સાક્ષી બનાવીને પૂછ્યું, શું હું તમારો રબ (માલિક) નથી ? તેમણે કહ્યું, જરૂર, આપ અમારા માલિક છો. ત્યારે અલ્લાહતઆલાએ કહ્યું કે, હું તમારી ઉપર ધરતી અને આકાશ બધાંને અને ખુદ તમારા પોતાના પિતા આદમને સાક્ષી રાખું છું કે જેથી તમે કયામતના દિવસે આ કહી ન શકો કે અમને આની જાણ ન હતી. સારી રીતે જાણી લો કે મારા સિવાય કોઈ પૂજાને પાત્ર નથી અને મારા સિવાય કોઈ માલિક નથી. તમે મારી સાથે કોઈને ભાગીદાર ન ઠરાવતાં, હું તમારી પાસે મારા પયગમ્બરો મોકલીશ જે તમને આ પાકો વાયદો કે જે તમે મારી સાથે કરી રહ્યાં છો, યાદ દેવડાવશે અને તમારી ઉપર મારા ગ્રંથો પણ ઊતારીશ. આના જવાબમાં તમામ મનુષ્યોએ કહ્યું કે અમે સાક્ષી થયાં, આપ જ અમારા માલિક અને આપ જ અમારા ખુદા છો, આપના સિવાય ન તો કોઈ અમારો માલિક છે ન તો કોઈ ખુદા.''

આ ઘટનાને કેટલાક લોકો ફકત રૂપક માને છે. તેમનો આ ખ્યાલ છે કે અહીં કુર્આનેમજીદ ફકત આટલી જ વાત સમજાવવા માગે છે કે અલ્લાહના માલિક હોવાનો એકરાર માનવીની પ્રકૃતિમાં પહેલાંથી જ ઘોળાયેલું છે, અને આ વાતને અહીં એવી શૈલીમાં વર્ણવવામાં આવી છે કે જાણે આ એક ઘટના હતી જે બાહ્યજગતમાં ઘટી હતી. પરંતુ અમે આ અર્થઘટનને સાચું માનતાં નથી. કુર્આન અને હદીસ બન્નેમાં આ વાતને બિલકુલ એક ઘટનાના રૂપમાં વર્ણવવામાં આવી છે, અને ફકત ઘટનાનું વર્ણન જ કરવામાં આવ્યું નથી બલકે આ પણ કહેવામાં આવ્યું છે કે કયામતના દિવસે માનવજાતિ સામે દલીલ પૂર્ણ કરવા માટે આ આરંભિક પાકા વાયદાને સબૂતના રૂપમાં રજૂ કરવામાં આવશે. એટલા માટે કોઈ કારણ નથી કે આપણે તેને માત્ર એક રૂપકના સ્વરૂપનું વર્ણન ગણીએ. અમારી દૃષ્ટિએ આ ઘટના બિલકુલ એવી રીતે ઘટી હતી જેવી રીતે બાહ્યજગતમાં ઘટનાઓ ઘટતી રહે છે. અલ્લાહતઆલાએ હકીકતમાં એ તમામ મનુષ્યોને કે જેમને તે કયામત સુધી પેદા કરવાનો ઈરાદો ધરાવતો હતો, એકીસાથે જીવન, સભાને અને વાચાશક્તિ આપીને પોતાની સામે હાજર કર્યાં હતાં અને હકીકતમાં તેમને આ સત્યથી સંપૂર્ણ રીતે ચેતવી દીધા હતાં કે તેમનો કોઈ માલિક અને કોઈ ખુદા તેની પવિત્ર અને ઉચ્ચતર હસ્તી સિવાય નથી અને તેમના માટે બીજો કોઈ સાચો જીવનનો માર્ગ તેની બંદગી અને આજ્ઞાપાલન (ઈસ્લામ) સિવાય

اَنْ تَقُوْلُوْا يَوْمَ الْقِيٰمَةِ اِنَّا كُنَّا عَنْ هٰذَا غٰفِلِيْنَ ﴿١٧٢﴾ اَوْ تَقُوْلُوْٓا اِنَّمَآ اَشْرَكَ اٰبَآؤُنَا مِنْ قَبْلُ وَ كُنَّا ذُرِّيَّةً مِّنْۢ بَعْدِهِمْ ۚ اَفَتُهْلِكُنَا بِمَا فَعَلَ الْمُبْطِلُوْنَ ﴿١٧٣﴾ وَ كَذٰلِكَ

**કયાંક તમે કયામતના દિવસે આ ન કહી દો કે, ''અમે તો આ વાતથી અજાણ હતાં,'' અથવા આ કહેવા ન માંડો કે ''શિર્કની શરૂઆત તો અમારા બાપદાદાએ અમારી પહેલાં જ કરી હતી અને પછીથી અમે તેમના વંશમાં પેદા થયાં, તો પછી શું આપ અમને એ ગુના માટે પકડો છો જે ખોટું કરનારા લોકોએ કર્યો હતો?''[૧૩૫] જુઓ, આવી રીતે**

નથી. આ સભાને જો કોઈ માણસ અશકય માનતો હોય તો તે માત્ર તેની વિચારશક્તિના ક્ષેત્રની તંગાશનું પરિણામ છે, નહીં તો હકીકતમાં માનવવંશનો વર્તમાન તબકકાવાર જન્મ જેટલો શકય છે, એટલું જ આદિકાળમાં તેનું સામૂહિક રીતે પ્રગટ થવું, અને અનંતકાળમાં, તેનું સામૂહિક રીતે ભેગા થવું પણ શકય છે. બીજું, આ વાત તદ્દન તર્કસંગત જણાય છે કે માનવી જેવી બુદ્ધિશાળી અને સભાન તથા ભોગવટો અને અધિકારો ધરાવતી જાતિને ધરતી ઉપર ખલીફાના રૂપમાં નીમતી વખતે અલ્લાહતઆલા તેને હકીકતની આગોતરી જાણકારી આપે તથા તેની પાસેથી પોતાની વફાદારીનો એકરાર (Oath of Allegiance) લે. આ મામલાનું ઘટવું આશ્ચર્યકારક નથી, અલબત્ત, જો આ ઘટના ન બની હોત તો તે જરૂર આશ્ચર્યકારક હોત.

(૧૩૫) આ આયતમાં એ આશયનું વર્ણન કરવામાં આવ્યું છે જેના માટે આદિકાળમાં સમગ્ર માનવજાતિ પાસેથી એકરારનામું લેવામાં આવ્યું હતું અને તે આ છે કે મનુષ્યોમાંથી જે લોકો પોતાના ખુદા સામે વિદ્રોહ કરે તેઓ તેમના આ અપરાધ માટે પૂરી રીતે જવાબદાર ઠરે. તેમને પોતાના બચાવમાં ન તો આ બહાનું રજૂ કરવાની તક મળે કે તેમને ખબર ન હતી, ન તો પુરોગામી પેઢીઓ ઉપર પોતાની ગુમરાહીની જવાબદારી નાખીને પોતે જવાબદારીમાંથી છટકી શકે. બીજા શબ્દોમાં, અલ્લાહતઆલા આ આરંભિક વાયદાને એ વાત માટે દલીલ ઠરાવે છે કે માનવજાતિમાંથી દરેક માણસ વ્યક્તિગત રીતે અલ્લાહના એકમાત્ર ખુદા તથા એકમાત્ર માલિક હોવાની ગવાહી પોતાની અંદર ધરાવે છે અને આ કારણે આ કહેવું ખોટું છે કે કોઈ માણસ પૂરી જાણકારીના અભાવે, અથવા એક ગુમરાહ વાતાવરણમાં ઉછરવાના કારણે પોતાની ગુમરાહીની જવાબદારીમાંથી સામાન્ય નિયમ પ્રમાણે છૂટી શકે છે.

હવે સવાલ આ ઊભો થાય છે કે જો આ આદિકાળનો વાયદો ખરેખર લેવામાં પણ આવ્યો હતો તો શું તેનું સ્મરણ આપણી ચેતના અને સ્મૃતિમાં સુરક્ષિત છે ? શું આપણામાંથી કોઈ માણસ પણ આ જાણે છે કે દુનિયાના પ્રારંભમાં તે તેના ખુદાની સામે રજૂ કરવામાં આવ્યો હતો અને તેને اَلَسْتُ بِرَبِّكُمْ સવાલ કરવામાં આવ્યો હતો અને તેણે بَلٰى કહ્યું હતું, જો ના, તો પછી એ એકરારને કે જેનું સ્મરણ આપણી સભાનતા અને સ્મૃતિમાંથી ભૂલાઈ ગયું છે, આપણી વિરૂદ્ધ દલીલ કેવી રીતે ઠરાવી શકાય?

આનો જવાબ આ છે કે એ વાયદાની છાપ માનવીની સભાનતા અને સ્મૃતિમાં તાજી રહેવા દેવામાં આવત તો માનવીને દુનિયાના વર્તમાન પરીક્ષાસ્થળમાં મોકલવો સાવ નિરર્થક જાત કેમકે એના પછી તો આ અજમાયશ અને પરીક્ષાનો કોઈ અર્થ જ બાકી ન રહેત. એટલા માટે આ છાપને સભાનતા અને સ્મૃતિમાં તો તાજી રાખવામાં ન આવી, પરંતુ તે અચેતન મન (Sub-conscious mind) અને અંતઃજ્ઞાન (Intuition) માં નિઃશંક સુરક્ષિત છે. આની સ્થિતિ એ જ છે જે આપણા તમામ બીજા ચિત્ત તથા અંતઃ કરણના જ્ઞાનની સ્થિતિ છે. સંસ્કૃતિ અને સભ્યતા તેમજ નીતિમત્તા અને મામલાઓના તમામ ક્ષેત્રોમાં માનવી દ્વારા આજ સુધી જે કંઈ પ્રગટ થયું છે તે બધું જ હકીકતમાં માનવીની અંતર્હિત (ગુપ્ત અને અદશ્ય) શક્તિના રૂપમાં (Potentially) રહેલું હતું. બહારના ચાલકબળો અને આંતરિક ગતિશક્તિઓએ ભેગાં મળીને જો કંઈ કર્યું છે તે ફકત આટલું જ કે જે કંઈ અંતર્હિત શક્તિ હતી તેને અમલી રીતે કરી નાખ્યું. આ એક હકીકત છે કે કોઈ શિક્ષણ, કોઈ તાલીમ, કોઈ વાતાવરણીય પ્રભાવ અને આંતરિક ચાલકબળ માનવીની અંદર કોઈ પણ વસ્તુ, જે તેની અંદર અંતર્હિત શક્તિ તરીકે રહેલી ન હોય, કદાપિ પેદા કરી શકતું નથી. અને આવી જ રીતે આ તમામ અસરકારક પરિબળો જો તેમની બધી જ તાકાત લગાવી પણ દે તો તેમની અંદર આ શક્તિ નથી કે એ વસ્તુઓમાંથી, કે જે માનવીની અંદર અંતર્હિત શક્તિ તરીકે રહેલી છે, કોઈ વસ્તુને સંપૂર્ણપણે ગુમ કરી દે. બહુ બહુ તો આટલું કરી શકે કે તેને મૂળ પ્રકૃતિથી વિકૃત (Pervert) કરી દે. પરંતુ એ વસ્તુ બધાં જ વિચલનો તથા અને વિકૃતિઓ છતાં અંદર રહેશે, પ્રગટ થવા માટે જોર કર્યા કરશે, અને બાહ્ય અપીલનો જવાબ આપવા માટે તત્પર રહેશે. આ મામલો જેમ કે અમે હમણાં જ ઉપર વર્ણવ્યો છે, આપણા બધાં જ અચેતન મન તથા અંતઃકરણની વિધાઓ સાથે સામાન્ય છે :

એ બધા આપણી અંદર અંતર્હિત શક્તિ તરીકે રહેલાં છે, અને તેમના હાજર હોવાનો વિશ્વસનીય પુરાવો એ વસ્તુઓમાંથી આપણને મળે છે જે સક્રિય રીતે આપણા દ્વારા પ્રગટ થાય છે.

આ બધાને પ્રગટ થવા માટે બાહ્ય યાદી, સાધનો, શિક્ષણ, તાલીમ અને ઘડતરની જરૂર પડે છે, અને જે કંઈ આપણા દ્વારા પ્રગટ થાય છે તે જાણે કે હકીકતમાં બાહ્ય અપીલનો એ જવાબ છે જે આપણી અંદર રહેલી અંતર્હિત શક્તિના ઘટકો તરફથી મળે છે.

આ બધાંને આંતરિક દુર્ભાવનાઓ તથા બાહ્ય દુષ્પ્રભાવો દબાવીને, પડદો નાખીને વિચલિત અને વિકૃત કરી ધ્વસ્ત કરી શકે છે પરંતુ સંપૂર્ણ રીતે નાબૂદ કરી શકતાં નથી, અને એટલા જ માટે આંતરિક ભાવના અને બાહ્ય પ્રયાસ બન્ને દ્વારા સુધારણા અને પરિવર્તન (Conversion) શકય બને છે.

બરાબર આ જ સ્થિતિ એ અંતર્જ્ઞાન સ્ફૂરિત જ્ઞાનની પણ છે જે આપણને સૃષ્ટિમાં આપણી સાચી હેસિયત તથા સૃષ્ટિના સર્જકની સાથે આપણા સંબંધ વિષે મળેલું છે :

આના અસ્તિત્વનો પુરાવો આ છે કે તે માનવજીવનના દરેક યુગમાં, ધરતીના દરેક પ્રદેશમાં, દરેક વસ્તીમાં, દરેક પેઢી તથા વંશમાં ઉદ્‌ભવતો રહ્યો છે અને કયારેય દુનિયાની કોઈ તાકાત તેને નાબૂદ કરવામાં સફળ થઈ શકી નથી.

આના સત્યને અનુરૂપ હોવાનો પુરાવો આ છે કે જયારે પણ તે ઊભરાઈને બહાર આવી સક્રિય રીતે આપણા જીવનમાં કાર્યરત થયું છે ત્યારે તેણે તંદુરસ્ત અને લાભદાયી પરિણામો જ આપ્યાં છે.

તેને ઉદ્‌ભવવા અને પ્રગટ થવા માટે તથા સક્રિયરૂપ ધારણ કરવા માટે હંમેશથી એક બાહ્ય અપીલની જરૂર રહી છે, એટલા માટે નબીઓ અ.સ. અને આકાશી ગ્રંથો તથા તેમનું અનુસરણ કરનારા સત્યના

# نُفَصِّلُ الْاٰيٰتِ وَ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿۱۷۴﴾ وَاتْلُ عَلَيْهِمْ نَبَاَ الَّذِيْٓ اٰتَيْنٰهُ

**અમે નિશાનીઓ સ્પષ્ટપણે રજૂ કરીએ છીએ.[૧૩૬] અને એટલા માટે કરીએ છીએ કે આ લોકો પાછા આવી જાય.[૧૩૭]**

**અને હે મુહમ્મદ, આમની સામે એ માણસની કેફિયત વર્ણવો જેને અમે અમારી આયતોનું**

---

નિમંત્રકો, બધાં જ આ જ કામ કરતા રહ્યાં છે. એટલા જ માટે તેમને કુર્આનમાં મુઝક્કિર (યાદ અપાવનારાં), ઝિક્ર (સ્મરણ), તઝકિરહ (સ્મૃતિ) અને તેમના કામને તઝકીર (યાદ અપાવવું) ના શબ્દો વડે વ્યકત કરવામાં આવ્યાં છે જેનો અર્થ આ છે કે નબીઓ, ગ્રંથો તથા સત્ય તરફ બોલાવનારાં લોકોની અંદર કોઈ નવી વસ્તુ પેદા નથી કરતાં પરંતુ એ જ વસ્તુને જાગૃત અને તાજી કરે છે જે તેમની અંદર પહેલાંથી જ રહેલી હતી.

માનવીના અંતરાત્મા તરફથી દરેક જમાનામાં આ તઝકીરનો જવાબ હકારમાં મળવો તે આ વાતનો વધારાનો એક પુરાવો છે કે અંતઃકરણમાં હકીકતમાં કોઈ જ્ઞાન છૂપાયેલું હતું જે તેના પોકારનારનો અવાજ ઓળખીને જવાબ આપવા માટે જાગૃત થઈ ગયું.

બીજું, આને જહાલત અને અંધશ્રદ્ધા, મનની ઇચ્છાઓ અને પૂર્વગ્રહો, જિન્નાતો અને મનુષ્યોમાં રહેલાં શેતાનોના ગેરમાર્ગે દોરતા શિક્ષણ અને આકર્ષણોએ હંમેશાં દબાવવાનો, છૂપાવવાનો, ચલિત કરવાનો અને વિકૃત કરવાનો પ્રયત્ન કર્યો છે જેના પરિણામે શિર્ક, નાસ્તિકતા, સત્યધર્મથી વિચલન, અધાર્મિકતા અને નૈતિક તથા અમલી બગાડ પ્રગટ થતા રહ્યાં છે પરંતુ અજ્ઞાનની આ તમામ શક્તિઓના સંગઠિત પ્રયાસો છતાં આ જ્ઞાનની જન્મજાત છાપ માનવીના દિલની પાટી ઉપર થોડા ઘણા પ્રમાણમાં બાકી રહી છે અને એટલા જ માટે સ્મરણ તથા નવીનીકરણના પ્રયાસો તેને જાગૃત કરવામાં સફળ થતા રહ્યાં છે.

નિઃશંકપણે દુનિયાના વર્તમાન જીવનમાં જે લોકો સત્ય તથા હકીકતના ઇનકાર ઉપર અડેલાં છે તેઓ તેમની દલીલબાજીઓથી આ જન્મજાત છાપના અસ્તિત્વનો ઇનકાર કરી શકે છે અથવા ઓછામાં ઓછું તેને શંકાસ્પદ પુરવાર કરી શકે છે પરંતુ જે દિવસે હિસાબનો દિવસ યોજાશે તે દિવસે તેમનો સર્જનહાર તેમની સ્મૃતિ અને ચેતનામાં આદિ સમયની એ સભાના સ્મરણને તાજું કરી દેશે જ્યારે તેમણે તેને તેમનો એકમાત્ર ખુદા અને એકમાત્ર માલિક સ્વીકાર્યો હતો. પછી તે આ વાતનો પુરાવો પણ તેમની પોતાની જાતમાંથી જ પૂરો પાડી દેશે કે એ વાયદાની છાપ તેમના મનમાં હંમેશાં રહી, તેમજ આ પણ તે તેમના પોતાના જીવનની કાર્યનોંધમાંથી સાક્ષીઓની સામે બતાવી દેશે કે તેમણે કઈ કઈ રીતે એ છાપને દબાવી, કયારે કયારે અને કયા કયા સંજોગોમાં તેમના હૃદયોમાંથી સત્યના અવાજો ઊઠયાં, પોતાની અને પોતાની આસપાસની ગુમરાહીઓ સામે તેમના અંતર્જ્ઞાને કયાં કયાં અને કયા કયા વખતે ઇનકારનો અવાજ બુલંદ કર્યો, સત્ય નિમંત્રક લોકોના સંદેશનો જવાબ આપવા માટે તેમની અંદર છૂપાયેલું જ્ઞાન કેટકેટલી વખત અને કઈ કઈ જગ્યાએ બહાર આવવા માટે તૈયાર થયું અને પછી તેઓ તેમના પૂર્વગ્રહો અને તેમની મનની ઇચ્છાઓના કારણે કેવી કેવી છટકબારીઓ અને બહાનાઓ વડે તેને છેતરતાં અને ચૂપ કરતા રહ્યાં. એ વખતે જયારે આ બધાં રહસ્યો ખુલ્લાં પડશે ત્યારે દલીલબાજીનો સમય નહીં હોય બલકે ગુન્હાનો સ્પષ્ટ એકરાર હશે. એટલા માટે કુર્આનેમજીદ કહે છે કે તે વખતે અપરાધીઓ આ નહીં કહે કે અમે અજ્ઞાની હતાં અથવા અમે નાવાકેફ હતાં, બલકે આ કહેવા માટે મજબૂર હશે કે અમે કાફિર હતાં, એટલે કે અમે

آيٰتِنَا فَانْسَلَخَ مِنْهَا فَاَتْبَعَهُ الشَّيْطٰنُ فَكَانَ مِنَ الْغٰوِيْنَ ﴿١٧٥﴾
وَلَوْ شِئْنَا لَرَفَعْنٰهُ بِهَا وَلٰكِنَّهٗۤ اَخْلَدَ اِلَى الْاَرْضِ وَاتَّبَعَ
هَوٰىهُ ۚ فَمَثَلُهٗ كَمَثَلِ الْكَلْبِ ۚ اِنْ تَحْمِلْ عَلَيْهِ يَلْهَثْ اَوْ
تَتْرُكْهُ يَلْهَثْ ؕ ذٰلِكَ مَثَلُ الْقَوْمِ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا ۚ

**જ્ઞાન આપ્યું હતું[૧૩૮] પરંતુ તે તેમના બંધનમાંથી ભાગી નીકળ્યો. છેવટે શેતાન તેની પાછળ પડી ગયો એટલે સુધી કે તે ભટકી ગયેલા લોકોમાં સામેલ થઈને રહયો. જો અમે ઇચ્છયું હોત તો તેને એ આયતો વડે ઉચ્ચતા એનાયત કરી હોત, પરંતુ તે તો જમીનની જ તરફ ઝૂકીને રહી ગયો અને પોતાની મનની ઇચ્છાની જ પાછળ પડેલો રહ્યો, એટલા માટે તેની હાલત કૂતરા જેવી થઈ ગઈ કે તમે તેની ઉપર હુમલો કરો ત્યારે પણ જીભ લટકાયેલી રાખે અને તેને છોડી દો ત્યારે પણ જીભ લટકાયેલી રાખે.[૧૩૯] આ જ ઉદાહરણ એ લોકોનું છે જે અમારી આયતોને ખોટી ઠેરવે છે.**

જાણવા છતાં સત્યનો ઈનકાર કર્યો. وَشَهِدُوْا عَلٰۤى اَنْفُسِهِمْ اَنَّهُمْ كَانُوْا كٰفِرِيْنَ (સૂરઃ અન્આમ, આયત ૧૩૦).

(૧૩૬) એટલે કે સત્યની ઓળખની જે નિશાનીઓ માનવીના પોતાના અંતઃકરણમાં રહેલી છે તેમનો સ્પષ્ટપણે નિર્દેશ કરે છે.

(૧૩૭) એટલે કે વિદ્રોહ અને વિચલનનો માર્ગ છોડીને બંદગી અને આજ્ઞાપાલનના માર્ગ તરફ પાછા વળે.

(૧૩૮) આ શબ્દો ઉપરથી એવું લાગે છે કે તે ચોકકસ કોઈ નિશ્ચિત માણસ હશે જેની તરફ ઈશારો કરવામાં આવ્યો છે. પરંતુ અલ્લાહ અને તેના પયગમ્બરની આ અત્યંત ઉચ્ચ નૈતિકતા છે કે જયારે પણ તેઓ કોઈના દુર્ગુણનો દાખલો આપે છે ત્યારે સામાન્ય રીતે તેનું નામ જાહેર કરતાં નથી બલકે તેના વ્યક્તિત્વ ઉપર પડદો નાખીને માત્ર તેના ખરાબ દાખલાનો ઉલ્લેખ કરી દે છે કે જેથી તેને બદનામ કર્યા વિના અસલ હેતુ સિદ્ધ થઈ જાય. એટલા જ માટે ન તો કુર્આનમાં દર્શાવવામાં આવ્યું છે અને ન તો કોઈ સહીહ હદીસમાં કે એ માણસ કે જેનો દાખલો અહીં આપવામાં આવ્યો છે, કોણ હતો. તફસીરકર્તાઓએ નબી સ.અ.વ.ની પયગમ્બરીના જમાનામાં તથા એ પહેલાંના ઇતિહાસના વિવિધ લોકોને આ દાખલો લાગુ કર્યો છે. કોઈ બલઅમ બિન બાઊરાઅનું નામ લે છે, કોઈ ઉમૈયા બિન અબિસ્સલતનું, અને કોઈ સૈફી ઇબ્ને રાહિબનું. પરંતુ હકીકત આ છે કે એ વ્યક્તિ વિશેષ તો પડદાની પાછળ છે જે આ દાખલામાં આપણી સમક્ષ હતી, અલબત્ત, આ ઉદાહરણ એ દરેક માણસને લાગુ પડે છે જેની અંદર આ ગુણ જોવા મળતો હોય.

(૧૩૯) આ બે નાના કથનોમાં એક ખૂબ જ મહત્ત્વનો વિષય વર્ણવવામાં આવ્યો છે જેને થોડી વિગતવાર રીતે સમજી લેવો જોઈએ.

એ માણસ જેનો દાખલો અહીં આપવામાં આવ્યો છે તે અલ્લાહની આયતોનું જ્ઞાન ધરાવતો હતો, એટલે

فَاقْصُصِ الْقَصَصَ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ﴿١٧٦﴾ سَآءَ مَثَلَا ِۨالْقَوْمُ
الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَ اَنْفُسَهُمْ كَانُوْا يَظْلِمُوْنَ ﴿١٧٧﴾

**તમે આ કિસ્સાઓ આમને સંભળાવતાં રહો, કદાચ આ લોકો કંઈક વિચાર-મંથન કરે. ઘણું જ ખરાબ ઉદાહરણ છે આવા લોકોનું જેમણે અમારી આયતોને ખોટી ઠેરવી, અને તેઓ સ્વયં પોતાની જ જાત ઉપર જુલમ કરતા રહ્યાં છે.**

કે તે સચ્ચાઈથી માહિતગાર હતો. આ જ્ઞાનનું પરિણામ આ આવવું જોઈતું હતું કે તે એ રસ્તાથી દૂર રહેત જેને તે ખોટો માનતો હતો, અને એ રીત અપનાવત જેના વિષે તેને ખબર હતી કે તે સાચી છે. જ્ઞાન આધારિત આ જ અમલના કારણે અલ્લાહતઆલા તેને માનવતાના ઉચ્ચ દરજ્જાઓ ઉપર પ્રગતિ આપત. પરંતુ તે દુનિયાના ફાયદા અને આનંદ તથા એશઆરામની તરફ નમી પડ્યો, મનની ઇચ્છાઓના તકાદાઓનો સામનો કરવાને બદલે તેમની સામે હથિયાર નાખી દીધાં, ઊંચા કામોની પ્રાપ્તિ માટે દુનિયાના પ્રલોભનથી પર થવાને બદલે તે આ પ્રલોભનોથી એટલી હદે પ્રભાવિત થઈ ગયો કે તેના તમામ બુલંદ ઇરાદા અને બૌદ્ધિક અને નૈતિક પ્રગતિની તમામ શકયતાઓને તરછોડી દીધી અને એ તમામ મર્યાદાઓને તોડીને ભાગી નીકળ્યો જેની સાચવણીનો તકાદો ખુદ તેનું જ્ઞાન કરી રહ્યું હતું. પછી જયારે તે પોતાની નૈતિક નબળાઈના કારણો જાણવા છતાં સત્ય તરફથી વિમુખ બનીને ભાગ્યો ત્યારે શેતાન, જે નજીકમાં જ ટાંપીને બેઠો હતો, તે તેની પાછળ લાગી ગયો અને સતત તેને એક નીચી કક્ષાથી બીજી નીચી કક્ષા તરફ હંકારતો રહ્યો, એટલે સુધી કે એ જાલિમે તેને એ લોકોના જૂથમાં પહોંચાડીને જ દમ લીધો જે તેની જાળમાં ફંસાઈને સંપૂર્ણપણે તેમની બુદ્ધિ અને ચેતનાની દોલત ખોઈ બેઠાં છે.

આના પછી અલ્લાહતઆલા એ માણસની હાલતને કુતરા સાથે સરખાવે છે જેની કાયમ લટકતી જીભ અને ટપકયા કરતી લાળ એક ન સંતોષાય તેવી લાલચની આગ તથા કયારેય તૃપ્ત ન થાય તેવી ઇચ્છા દર્શાવે છે. આ સરખામણી પાછળનું કારણ એ જ છે જેના કારણે આપણે આપણી ભાષામાં એવા માણસને કે જે દુનિયાની લાલચમાં આંધળો બની ગયો હોય દુનિયાનો કુતરો કહીએ છીએ. કુતરાની પ્રકૃતિ શું છે ? લોભ અને લાલચ. કુતરાની નાક હરતાં ફરતાં જમીનને સૂંઘ્યા જ કરે છે કે કદાચ કયાંકથી ખાવાની વાસ આવી જાય, તેને પથ્થર મારો તો પણ તેની આ આશા દૂર થતી નથી કે કદાચ આ વસ્તુ કે જે ફેંકવામાં આવી છે તે કોઈ હાડકું અથવા રોટલીનો ટૂકડો જ હોય. પેટનો ગુલામ એક વખત તો દોડીને તેને પણ પોતાના દાંતોમાં પકડી લે છે. તેની તરફ ધ્યાન ન આપો તો પણ તે લાલચનો માર્યો આશાઓની એક દુનિયા પોતાના દિલમાં લઈને જીભ લટકાવીને હાંફતો અને ધ્રુજતો ઊભો જ રહેશે. સમગ્ર દુનિયાને તે માત્ર પેટની નજરથી જ જુએ છે. કોઈ જગ્યાએ કોઈ મોટું શબ પડયું હોય, જે કેટલાય કુતરાઓના ખોરાક માટે પૂરતું હોય, ત્યારે એક કુતરો તેમાંથી માત્ર પોતાનો હિસ્સો લઈને સંતોષ નહીં માને બલકે તેને પોતાના માટે જ આરક્ષિત રાખવા માગશે અને બીજા કોઈ કુતરાને તેની પાસે ફરકવા પણ નહીં દે. આ પેટની ઇચ્છા પછી જો કોઈ વસ્તુ તેની ઉપર છવાયેલી હોય તો તે છે સંભોગની ઇચ્છા. તેના આખા શરીરમાંથી માત્ર એક ગુહ્યાંગ જ એવી વસ્તુ છે જેમાં તે રસ ધરાવે છે અને તેને જ સૂંઘવા અને ચાટવામાં વ્યસ્ત રહે છે. તેથી આ સરખામણીનો આશય આ છે કે ભૌતિકવાદી માણસ જયારે જ્ઞાન અને

مَنۡ يَّهۡدِ اللّٰهُ فَهُوَ الۡمُهۡتَدِىۡ‌ ۚ وَمَنۡ يُّضۡلِلۡ فَاُولٰۤـئِكَ
هُمُ الۡخٰسِرُوۡنَ ﴿۱۷۸﴾ وَلَقَدۡ ذَرَاۡنَا لِجَهَنَّمَ كَثِيۡرًا مِّنَ الۡجِنِّ
وَالۡاِنۡسِ‌ ‌ۖ لَهُمۡ قُلُوۡبٌ لَّا يَفۡقَهُوۡنَ بِهَا ۖ وَلَهُمۡ اَعۡيُنٌ
لَّا يُبۡصِرُوۡنَ بِهَا ۖ وَلَهُمۡ اٰذَانٌ لَّا يَسۡمَعُوۡنَ بِهَا ؕ اُولٰۤـئِكَ
كَالۡاَنۡعَامِ بَلۡ هُمۡ اَضَلُّ ؕ اُولٰۤـئِكَ هُمُ الۡغٰفِلُوۡنَ ﴿۱۷۹﴾

**જેને અલ્લાહ માર્ગદર્શન આપે ફકત તે જ સીધો માર્ગ પામે છે અને જેને અલ્લાહ તેના માર્ગદર્શનથી વંચિત કરી દે તે જ નિષ્ફળ અને દુર્ભાગી થઈને રહે છે. અને આ હકીકત છે કે અનેક જિન્નાતો અને મનુષ્યો એવાં છે જેમને અમે જહન્નમ માટે જ પેદા કર્યાં છે.[૧૪૦] તેમની પાસે હૃદયો છે પરંતુ તેઓ તેમના વડે વિચારતાં નથી. તેમની પાસે આંખો છે પરંતુ તેઓ તેમની વડે જોતાં નથી. તેમની પાસે કાન છે પરંતુ તેઓ તેમના વડે સાંભળતાં નથી. તેઓ પશુ જેવાં છે બલકે તેમના કરતાં પણ બદતર, આ એ લોકો છે જે ગફલતમાં ખોવાઈ ગયેલાં છે.**

ઈમાનનું દોરડું તોડીને ભાગે છે અને મનની આંધળી ઈચ્છાઓના હાથમાં તેની લગામ આપી દે છે ત્યારે તે કુતરાની હાલતે પહોંચ્યા વિના રહેતો નથી, આખું શરીર પેટ અને આખું શરીર ગુહ્યાંગ.

(૧૪૦) આનો મતલબ આ નથી કે અમે તેમને પેદા જ એટલા માટે કર્યા હતાં કે તેઓ જહન્નમમાં જાય અને તેમને અસ્તિત્વમાં લાવતી વખતે જ આ ઈરાદો કરી લીધો હતો કે તેમને દોજખનું ઈંધણ બનાવવાના છે, બલકે આનો સાચો અર્થ આ છે કે અમે તો તેમને દિલ, દિમાગ, આંખો અને કાન આપીને પેદા કર્યા હતાં પરંતુ દુર્ભાગીઓએ તેમની પાસેથી કોઈ કામ ન લીધું તથા તેમના ખોટા કર્મોના કારણે છેવટે જહન્નમના ઈંધણ બનીને રહ્યાં. આ જ વિષયને વ્યકત કરવા માટે એ વર્ણનશૈલી અપનાવવામાં આવી છે જે મનુષ્યની ભાષામાં ખૂબ જ અફસોસ અને હતાશાના સમયે વાપરવામાં આવે છે. દા.ત. જો એક માના ઘણાં યુવાન પુત્રો યુદ્ધમાં જઈ મોતને ભેટે ત્યારે તે લોકોને કહે છે મેં તેમને એટલા માટે ઉછેરીને મોટા કર્યા હતાં કે પોલાદ અને અગ્નિના ખેલમાં નાશ પામે. આ કથન દ્વારા તેનો આશય આ હોતો નથી કે ખરેખર તેમને ઉછેરવાનો હેતુ આ જ હતો બલકે આ અફસોસ વ્યક્ત કરતી શૈલીમાં હકીકતમાં તે આ કહેવા માગે છે કે મેં તો આટઆટલી મહેનતો દ્વારા મારું લોહી સીંચીને આ બાળકોને ઉછેર્યા હતાં પરંતુ ખુદા આ લડનારા ઝઘડાખોરોને જુએ કે મારી મહેનત અને બલિદાનના ફળ આવી રીતે માટીમાં મળી ગયાં.

وَلِلّٰهِ الْاَسْمَآءُ الْحُسْنٰى فَادْعُوْهُ بِهَا ۪ وَذَرُوا الَّذِيْنَ يُلْحِدُوْنَ فِيْٓ اَسْمَآئِهٖ ؕ سَيُجْزَوْنَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۸۰﴾

**અલ્લાહ સુંદર નામોનો[૧૪૧] હક્કદાર છે, તેને સુંદર નામો વડે જ પોકારો અને એ લોકોને છોડી દો જે તેના નામો રાખવામાં સચ્ચાઈથી ચલિત થઈ જાય છે. તેઓ જે કરતા રહ્યાં છે તેનો બદલો તેઓ પામશે જ.[૧૪૨]**

(૧૪૧) હવે પ્રવચન તેના સમાપન તરફ જઈ રહ્યું છે તેથી ઉપસંહાર તરીકે શિખામણ અને ઠપકાની મિશ્ર શૈલીમાં લોકોને તેમની કેટલીક ખૂબ જ દેખાઈ આવતી ગુમરાહીઓ સામે ચેતવવામાં આવી રહ્યાં છે, અને સાથે જ પયગમ્બરના સંદેશની સામે ઈનકાર અને મશ્કરીનું જે વલણ તેમણે અપનાવી રાખ્યું હતું તેની ભૂલ સમજાવતાં તેના દુષ્પરિણામથી તેમને ચેતવવામાં આવી રહ્યાં છે.

(૧૪૨) માનવી પોતાની ભાષામાં વસ્તુઓના જે નામ પાડે છે તે હકીકતમાં એ કલ્પના ઉપર આધારિત હોય છે જે તેના મગજમાં એ વસ્તુઓ વિષે હોય છે. કલ્પનામાં રહેલી ખામી નામમાં ખામીના રૂપમાં વ્યકત થાય છે અને નામમાં રહેલી ખામી કલ્પનાની ખામી માટે દલીલ બને છે. બીજું, વસ્તુઓની સાથે માનવીનો સંબંધ તથા વ્યવહાર પણ અનિવાર્યપણે એ કલ્પના ઉપર જ આધારિત હોય છે જે તેના મગજમાં તેમના વિષે તે ધરાવે છે. કલ્પનાની ખામી સંબંધની ખામીમાં વ્યકત થાય છે અને કલ્પનામાં સ્વસ્થતા અને સારાપણું સંબંધની સ્વસ્થતા અને સારાપણામાં વ્યકત થતી હોય છે. આ હકીકત જેવી રીતે દુનિયાની તમામ વસ્તુઓની બાબતમાં સાચી છે એવી જ રીતે અલ્લાહની બાબતમાં પણ સાચી છે. અલ્લાહ માટે નામ (ચાહે તે નામો વ્યક્તિવાચક હોય અથવા ગુણવાચક) સૂચવવામાં માનવી જે પણ ભૂલ કરે છે તે હકીકતમાં અલ્લાહની હસ્તી અને ગુણો વિષેની તેની આસ્થાની ભૂલનું પરિણામ હોય છે. બીજું, ખુદા વિષે પોતાની કલ્પના અને આસ્થામાં માનવી જેટલી અને જેવી ભૂલ કરે છે એટલી જ અને એવી જ ભૂલ તેના દ્વારા તેના જીવનના સમગ્ર નૈતિક વ્યવહારના ઘડતરમાં પણ થઈ જાય છે, કેમ કે માનવીના નૈતિક વ્યવહારનું ઘડતર સંપૂર્ણ રીતે એ કલ્પના ઉપર આધારિત છે જે તેણે ખુદા વિષે તથા ખુદાની સાથે તેના અને સૃષ્ટિના સંબંધ વિષે બાંધેલી હોય. એટલા જ માટે કહ્યું કે ખુદાના નામ રાખવામાં ભૂલ કરવાથી બચો, ખુદાના માટે સારા નામો જ યોગ્ય છે અને તેને એ જ નામોથી યાદ કરવો જોઈએ, તેના નામ સૂચવવામાં નાસ્તિકતાનું પરિણામ ખૂબ જ ખરાબ છે.

"સારા નામો" નો અર્થ એ નામો છે જેનાથી ખુદાની મહાનતા અને ઉચ્ચતા, તેની પવિત્રતા અને તેના પૂર્ણતાના ગુણો વ્યકત થતાં હોય. "ઈલ્હાદ" નો અર્થ આ છે મધ્યબિંદુથી ચલિત થઈ જવું. સીધી દિશાથી ફરી થઈ જવું. તીર જયારે બરાબર લક્ષ્ય ઉપર વાગવાને બદલે બીજી કોઈ તરફ લાગી જાય છે ત્યારે અરબી ભાષામાં الحد السهم الهدف કહે છે એટલે કે તારા તીરે લક્ષ્યથી ઈલ્હાદ કર્યું. ખુદાના નામ રાખવામાં ઈલ્હાદ આ છે કે ખુદાના એવા નામ રાખવામાં આવે જે તેના દરજજાથી ઊતરતી કક્ષાના હોય, જે તેના આદરને ઓછો કરતાં હોય, જેમના દ્વારા ખામીઓ અને કલંકો તેની સાથે જોડાતાં હોય, અથવા તેની પાક અને ઉચ્ચતર હસ્તી વિષે કોઈ ખોટી માન્યતા વ્યકત થતી હોય. બીજું, આ પણ ઈલ્હાદ જ છે કે જીવસૃષ્ટિમાંથી કોઈના પણ માટે એવું નામ



وَمِمَّنْ خَلَقْنَآ اُمَّةٌ يَّهْدُوْنَ بِالْحَقِّ وَبِهٖ يَعْدِلُوْنَ ﴿١٨١﴾

وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا سَنَسْتَدْرِجُهُمْ مِّنْ حَيْثُ لَا يَعْلَمُوْنَ ﴿١٨٢﴾

وَاُمْلِيْ لَهُمْ ؕ اِنَّ كَيْدِيْ مَتِيْنٌ ﴿١٨٣﴾ اَوَلَمْ يَتَفَكَّرُوْا سكتة

مَا بِصَاحِبِهِمْ مِّنْ جِنَّةٍ ؕ اِنْ هُوَ اِلَّا نَذِيْرٌ مُّبِيْنٌ ﴿١٨٤﴾

اَوَلَمْ يَنْظُرُوْا فِيْ مَلَكُوْتِ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا

خَلَقَ اللّٰهُ مِنْ شَيْءٍ ۙ وَّاَنْ عَسٰٓى اَنْ يَّكُوْنَ قَدِ اقْتَرَبَ

**અમારી મખ્લૂકમાં એક જૂથ એવું પણ છે જે બરાબર સત્ય અનુસાર માર્ગદર્શન આપે છે અને સત્ય પ્રમાણે જ ન્યાય કરે છે. (રુકૂઅ ૨૨) રહ્યાં એ લોકો જેમણે અમારી આયતોને ખોટી ઠેરવી દીધી છે, તો તેમને અમે તબક્કાવાર એવી રીતે વિનાશની તરફ લઈ જઈશું કે તેમને ખબર સુદ્ધાં નહીં થાય. હું તેમને ઢીલ આપી રહ્યો છું, મારી ચાલનો કોઈ તોડ નથી.**

**અને શું આ લોકોએ કયારેય વિચાર્યું નથી ? આમના મિત્ર ઉપર ગાંડપણની કોઈ અસર નથી. તે તો એક ચેતવણી આપનાર છે જે (ખરાબ પરિણામ આવતાં પહેલાં) સ્પષ્ટપણે ચેતવી રહ્યો છે. શું આ લોકોએ આકાશ અને ધરતીની વ્યવસ્થા ઉપર કયારેય વિચાર કર્યો નથી અને કોઈ પણ વસ્તુને જે અલ્લાહે સર્જી છે આંખો ખોલીને નથી જોઈ ?[૧૪૩] અને શું આ પણ તેમણે વિચાર્યું નથી કે કદાચ તેમની જિંદગીની મુદ્દત સમાપ્ત થવાનો સમય**

રાખવામાં આવે જે માત્ર ખુદા માટે જ યોગ્ય હોય. બીજું, કહ્યું કે અલ્લાહના નામ રાખવામાં જે લોકો ઈલ્હાદ આચરે છે તેમને છોડી દો. તો આનો અર્થ આ છે કે જો આ લોકો સીધી રીતે સમજાવવાથી માનતાં ન હોય તો તેમની ખોટી અને પાયા વિનાની ચર્ચાઓમાં તમારે પડવાની જરૂર નથી, તેમની ગુમરાહીનું પરિણામ તેઓ જાતે જોઈ લેશે.

(૧૪૩) મિત્રનો અર્થ મુહમ્મદ સ.અ.વ. છે. આપ એ જ લોકોમાં જન્મ્યાં, એમની જ વચ્ચે રહ્યાં, બાળપણથી યુવાની અને યુવાનીથી વૃદ્ધાવસ્થાએ પહોંચ્યાં. નબૂવ્વત પહેલાં આખીયે કોમ આપને એક ખૂબ જ સીધા સ્વભાવના અને સ્વસ્થ બુદ્ધિના માણસ તરીકે ઓળખતી હતી. નબૂવ્વત પછી જયારે આપે ખુદાનો સંદેશ પહોંચાડવાનું કામ શરૂ કર્યું ત્યારે એકાએક તેઓ આપને પાગલ કહેવા માંડયાં. સ્પષ્ટ છે કે આ પાગલ કહેવું એ વાતોના કારણે ન હતું જે આપ નબી થયા પહેલાં કરતા હતાં. બલકે માત્ર એ જ વાતો માટે હતું કે આપે નબી થયા

اَجَلُهُمْ ۚ فَبِاَيِّ حَدِيْثٍۭ بَعْدَهٗ يُؤْمِنُوْنَ ﴿۱۸۵﴾ مَنْ يُّضْلِلِ اللّٰهُ فَلَا
هَادِيَ لَهٗ ؕ وَ يَذَرُهُمْ فِيْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ﴿۱۸۶﴾ يَسْـَٔلُوْنَكَ
عَنِ السَّاعَةِ اَيَّانَ مُرْسٰىهَا ؕ قُلْ اِنَّمَا عِلْمُهَا عِنْدَ رَبِّيْ ۚ لَا
يُجَلِّيْهَا لِوَقْتِهَاۤ اِلَّا هُوَ ؔ ۘ ثَقُلَتْ فِي السَّمٰوٰتِ وَ الْاَرْضِ ؕ
لَا تَاْتِيْكُمْ اِلَّا بَغْتَةً ؕ يَسْـَٔلُوْنَكَ كَاَنَّكَ حَفِيٌّ عَنْهَا ؕ قُلْ
اِنَّمَا عِلْمُهَا عِنْدَ اللّٰهِ وَ لٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿۱۸۷﴾

---

**નજીક આવી ગયો હોય ?[૧૪૪] તો પછી હવે પયગમ્બરની આ ચેતવણી પછી બીજી કઈ વાત આવી હોઈ શકે છે જેની ઉપર આ લોકો ઈમાન લાવે ? — જેને અલ્લાહ માર્ગદર્શનથી વંચિત કરી દે તેના માટે પછી કોઈ માર્ગદર્શક નથી, અને અલ્લાહ આમને આમના વિદ્રોહમાં જ ભટકતાં છોડી દે છે.**

**આ લોકો તમને પૂછે છે કે આખરે એ કયામતની ઘડી કયારે ઊતરશે ? કહો, ''આનું જ્ઞાન મારા માલિકની જ પાસે છે. તેને તેના સમયે તે જ જાહેર કરશે. આકાશો અને ધરતીમાં એ ઘણો જ ભારે સમય હશે. તે તમારી ઉપર ઓચિંતો આવી જશે.'' આ લોકો તેના વિષે તમને આ રીતે પૂછે છે જાણે કે તમે તેની ખોજમાં લાગેલાં છો. કહો, ''આનું જ્ઞાન તો માત્ર અલ્લાહને છે પરંતુ મોટાભાગના લોકો આ હકીકતથી અજાણ છે.''**

---

પછી સંદેશ પહોંચાડવાનું શરૂ કર્યું. આ જ કારણસર કહેવામાં આવી રહ્યું છે કે આ લોકોએ કયારેય વિચાર્યું પણ છે કે આ વાતોમાંથી કઈ વાત પાગલપણાની છે ? કઈ વાત અયોગ્ય, આધાર વિનાની અને અતાર્કિક છે ? જો આ લોકો આકાશ અને ધરતીની વ્યવસ્થા ઉપર વિચાર કરત, અથવા ખુદાની બનાવેલી કોઈ વસ્તુને પણ થોભીને જોત તો તેમને પોતાને ખબર પડી જાત કે શિર્કનું ખંડન, તૌહીદનું સમર્થન, માલિકની બંદગીનું નિમંત્રણ તથા દરેક મનુષ્યની જવાબદારી અંગે જે કંઈ તેમનો ભાઈ તેમને સમજાવી રહ્યો છે તેની સત્યતા માટે આ સમસ્ત સૃષ્ટિનું તંત્ર અને અલ્લાહના સૃષ્ટિજગતનું કણેકણ સાક્ષી આપી રહ્યું છે.

(૧૪૪) એટલે કે મૂર્ખાઓ આટલું પણ વિચારતાં નથી કે મૃત્યુના સમયની કોઈને ખબર નથી, કશી ખબર નથી કે કયારે કોની મુદ્દત પૂરી થઈ જાય. પછી જો આમાંથી કોઈનો છેલ્લો સમય આવી ગયો અને તેના વ્યવહારની સુધારણા માટે જે મહેતલ તેને મળેલી છે તે આ જ ગુમરાહીઓ અને દુરાચારોમાં વેડફાઈ ગઈ તો અંતે તેની શું દશા થશે ?




قُلْ لَّآ اَمْلِكُ لِنَفْسِىْ نَفْعًا وَّلَا ضَرًّا اِلَّا مَا شَآءَ اللّٰهُ ؕ وَ
لَوْ كُنْتُ اَعْلَمُ الْغَيْبَ لَاسْتَكْثَرْتُ مِنَ الْخَيْرِ ۛۚ وَمَا
مَسَّنِىَ السُّوْٓءُ ۛۚ اِنْ اَنَا اِلَّا نَذِيْرٌ وَّبَشِيْرٌ لِّقَوْمٍ
يُّؤْمِنُوْنَ ع ﴿۱۸۸﴾ هُوَ الَّذِىْ خَلَقَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ وَّ
جَعَلَ مِنْهَا زَوْجَهَا لِيَسْكُنَ اِلَيْهَا ۚ فَلَمَّا تَغَشّٰهَا حَمَلَتْ
حَمْلًا خَفِيْفًا فَمَرَّتْ بِهٖ ۚ فَلَمَّآ اَثْقَلَتْ دَّعَوَا اللّٰهَ رَبَّهُمَا

હે મુહમ્મદ, આમને કહો કે "હું મારી જાત માટે કોઈ ફાયદા કે નુકસાનનો અધિકાર ધરાવતો નથી, અલ્લાહ જ જે ચાહે છે તે થાય છે. અને જો મને ગેબનું જ્ઞાન હોત તો હું ઘણાં ફાયદા મારા માટે હાંસલ કરી લેત અને મને કયારેય કોઈ નુકસાન ન પહોંચત.[૧૪૫] હું તો માત્ર એક ચેતવણી આપનાર અને ખુશખબર સંભળાવનાર છું એ લોકો માટે જે મારી વાત માને." (રુકૂઅ ૨૩)

તે અલ્લાહ જ છે જેણે તમને એક જીવમાંથી પેદા કર્યા અને તેની જ જાતિમાંથી તેની જોડી બનાવી કે જેથી તેની પાસે શાંતિ મેળવે. પછી જ્યારે પુરુષે સ્ત્રીને ઢાંકી લીધી ત્યારે તેને એક હળવો સરખો ગર્ભ રહી ગયો જેને લઈને તે હરતી ફરતી રહી. પછી જ્યારે તે ભારે થઈ ગઈ ત્યારે બન્નેએ મળીને અલ્લાહ, તેના માલિકને દુઆ કરી

(૧૪૫) આનો અર્થ આ છે કે કયામતની સાચી તારીખ તે જ જણાવી શકે છે જેને ગેબનું જ્ઞાન હોય, અને મારી હાલત તો આ છે કે હું તો આવતીકાલ વિષે પણ જાણતો નથી કે મારી સાથે અથવા મારા કુટુંબની સાથે શું થવાનું છે. તમે પોતે સમજી શકો છો કે જો આ જાણકારી મારી પાસે હોત તો હું કેટલા નુકસાનોથી આગોતરી ચેતીને બચી જાત તથા કેટલા ફાયદા માત્ર આગોતરી જાણકારીના કારણે મારા પોતાના માટે ભેગાં કરી લેત. બીજું, આ તમારી કેવી મોટી મૂર્ખાઈ છે કે તમે મને પૂછો છો કે કયામત કયારે આવશે ?

لَئِنْ اٰتَيْتَنَا صَالِحًا لَّنَكُوْنَنَّ مِنَ الشّٰكِرِيْنَ ﴿١٨٩﴾ فَلَمَّآ
اٰتٰهُمَا صَالِحًا جَعَلَا لَهٗ شُرَكَآءَ فِيْمَآ اٰتٰهُمَا ۚ فَتَعٰلَى اللّٰهُ عَمَّا
يُشْرِكُوْنَ ﴿١٩٠﴾ اَيُشْرِكُوْنَ مَا لَا يَخْلُقُ شَيْـًٔا وَّهُمْ يُخْلَقُوْنَ ﴿١٩١﴾

**કે જો તેં અમને સ્વસ્થ એવું બાળક આપ્યું તો અમે તારા આભારી થઈશું. પરંતુ જ્યારે અલ્લાહે તેમને એક સ્વસ્થ બાળક આપી દીધું ત્યારે તેઓ તેની આ દેણગી અને એનાયતમાં બીજાંને તેનો ભાગીદાર ઠરાવવા લાગ્યાં. અલ્લાહ ઘણો ઉચ્ચ અને પર છે આ શિર્કયુક્ત વાતોથી જે આ લોકો કરે છે.[૧૪૬] કેવાં મૂર્ખ છે આ લોકો કે એમને અલ્લાહના ભાગીદાર ઠેરવે છે જે કોઈ વસ્તુને પણ પેદા કરતાં નથી બલકે પોતે જ પેદા કરવામાં આવે છે,**

(૧૪૬) અત્રે મુશ્રિકોની અજ્ઞાનતાપૂર્ણ ગુમરાહીઓની આલોચના કરવામાં આવી છે. કહેવાનો હેતુ આ છે કે માનવજાતિને આરંભમાં અસ્તિત્વ આપનાર અલ્લાહતઆલા છે જેનો ખુદ મુશ્રિકો પણ ઈનકાર કરતાં નથી. બીજું, દરેક માનવીને અસ્તિત્વ આપનાર પણ અલ્લાહતઆલા જ છે અને આ વાતને પણ મુશ્રિકો જાણે છે. સ્ત્રીના ગર્ભાશયમાં નુત્ફાને ધારણ કરાવવું, આ સુક્ષ્મ ગર્ભને ઉછેરીને એક જીવતા બાળકનું રૂપ આપવું, એ બાળકની અંદર ભિન્ન ભિન્ન પ્રકારની શક્તિઓ અને ક્ષમતાઓ પેદા કરવી તથા તેને પૂર્ણ અને તંદુરસ્ત માનવી બનાવીને જન્મ આપવો, આ બધું જ અલ્લાહતઆલાના અખત્યારમાં છે. જો અલ્લાહ સ્ત્રીના ગર્ભાશયમાં વાનર અથવા સાપ અથવા કોઈ બીજા વિચિત્ર પ્રકારનો જીવ પેદા કરી દે, અથવા બાળકને પેટમાં જ આંધળો, બહેરો, અપંગ બનાવી દે, અથવા તેની શારીરિક, માનસિક અને બૌદ્ધિક શક્તિઓમાં કોઈ ખામી મૂકી દે તો કોઈની પાસે આ તાકાત નથી કે અલ્લાહની આ બનાવટને બદલી નાખે. આ હકીકતથી મુશ્રિકો પણ એવી જ રીતે વાકેફ છે જેવી રીતે તૌહીદમાં માનનારાં. આ જ કારણ છે કે ગર્ભાવસ્થામાં બધી જ અપેક્ષાઓ અલ્લાહની સાથે જ જોડાયેલી હોય છે કે તે જ ખોડરહિત અને સ્વસ્થ બાળક પેદા કરશે. પરંતુ આ અંગે પણ અજ્ઞાન અને મૂર્ખતાની પરાકાષ્ઠા આ છે કે જયારે આશા ફળે છે અને ચંદ્ર જેવું બાળક પ્રાપ્ત થઈ જાય છે ત્યારે આભારદર્શન માટે ચઢાવા અને ભેટો કોઈ દેવી, કોઈ અવતાર, કોઈ વલી અને કોઈ હઝરતના નામે ચઢાવવામાં આવે છે અને બાળકના એવાં નામો પાડવામાં આવે છે કે જાણે તે ખુદા સિવાય બીજા કોઈની મહેરબાનીનું પરિણામ હોય, દા.ત. હુસૈનબખ્શ, પીરબખ્શ, અબ્દુર્રસૂલ, અબ્દુલઉઝઝા, અબ્દુશ્શમ્સ વગેરે.

આ સંબોધનને સમજવામાં એક મોટી ગેરસમજ થયેલી છે જેને ઝઈફ રિવાયતોએ વધારે મજબૂતાઈ આપી દીધી. કેમ કે શરૂઆતમાં માનવજાતિનો જન્મ એક જીવમાંથી થયા અંગેનો ઉલ્લેખ છે, જેનો અર્થ આદમઅ.સ. છે, અને પછી તરત જ એક પુરૂષ અને સ્ત્રીનો ઉલ્લેખ શરૂ થઈ ગયો છે જેમણે પહેલાં તો અલ્લાહ સમક્ષ તંદુરસ્ત અને ખોડવિનાના બાળકના જન્મ માટે દુઆ કરી અને જયારે બાળક જન્મી ગયું ત્યારે અલ્લાહની એનાયતમાં બીજાંને ભાગીદાર ઠરાવી દીધાં, એટલા માટે લોકોએ આ માની લીધું કે આ શિર્ક કરનારા પતિ-પત્ની ચોકકસ હઝરત આદમ અ.સ. અને હવ્વા અ.સ. જ હશે. આ ગેરસમજ ઉપર રિવાયતોનું એક આવરણ

وَلَا يَسۡتَطِيۡعُوۡنَ لَهُمۡ نَصۡرًا وَّلَاۤ اَنۡفُسَهُمۡ يَنۡصُرُوۡنَ ﴿١٩٢﴾ وَاِنۡ تَدۡعُوۡهُمۡ اِلَى الۡهُدٰى لَا يَتَّبِعُوۡكُمۡ ؕ سَوَآءٌ عَلَيۡكُمۡ اَدَعَوۡتُمُوۡهُمۡ

**જે ન તો તેમની મદદ કરી શકે છે અને ન તો પોતે જ પોતાની મદદ કરવા માટે સમર્થ છે. જો તમે તેમને સીધા માર્ગ તરફ આવવા માટે બોલાવો તો તેઓ તમારી પાછળ ન આવે, તમે ચાહે તેમને પોકારો કે ચુપ રહો, બન્ને સ્થિતિઓમાં**

ચઢી ગયું અને એક આખો કિસ્સો ઘડી કાઢવામાં આવ્યો કે હઝરત હવ્વા અ.સ.ના બાળકો પેદા થતાં જ મરી જતા હતાં, છેવટે એક બાળકના જન્મ પ્રસંગે શેતાને તેમને ફોસલાવીને તૈયાર કરી દીધાં કે તેનું નામ અબ્દુલહારિસ (શેતાનદાસ) રાખી દે. નવાઈની વાત તો આ છે કે આ રિવાયતોમાંથી કેટલીક રિવાયતોની સનદો નબી સ.અ.વ. સુધી પણ જોડી દેવામાં આવી છે. પરંતુ હકીકતમાં આ તમામ રિવાયતો ખોટી છે અને કુર્આનના લખાણો પણ આને સમર્થન આપતાં નથી. કુર્આન જે કહી રહ્યું છે તે ફકત આ જ છે કે માનવજાતિનું પહેલું યુગલ કે જેનાથી સર્જનની શરૂઆત થઈ, તેનો સર્જનહાર પણ અલ્લાહ જ હતો, બીજો કોઈ તેની આ સર્જનક્રિયામાં ભાગીદાર ન હતો તથા દરેક પુરૂષ અને સ્ત્રીના મિલનથી જે સંતાન પેદા થાય છે તેનો સર્જનહાર પણ અલ્લાહ જ છે જેનો એકરાર તમામ લોકોના દિલોમાં વસેલો છે. એટલા માટે આ જ એકરારના કારણે તમે આશા અને ડરની હાલતમાં જયારે દુઆ માગો છો ત્યારે અલ્લાહ સમક્ષ જ માગો છો, પરંતુ પાછળથી જયારે આશા પૂરી થઈ જાય છે ત્યારે તમને શિર્ક સૂઝે છે. આ સંબોધનમાં કોઈ ખાસ માણસ અને ખાસ સ્ત્રીનો ઉલ્લેખ નથી બલકે મુશ્રિકોમાંથી દરેક પુરૂષ અને દરેક સ્ત્રીની હાલત વર્ણવવામાં આવી છે.

અત્રે એક બીજી વાત પણ ધ્યાન આપવા યોગ્ય છે. આ આયતોમાં અલ્લાહતઆલાએ જે લોકોની ટીકા કરી છે તેઓ અરબસ્તાનના મુશ્રિકો હતાં અને તેમનો ગુન્હો આ હતો કે તે તંદુરસ્ત સંતાન જન્મે તે માટે તો ખુદા પાસે જ દુઆ માગતા હતાં પરંતુ જયારે બાળક પેદા થઈ જતું હતું ત્યારે અલ્લાહની આ એનાયતમાં બીજાંને આભારદર્શનમાં ભાગીદાર ઠરાવી દેતા હતાં. નિઃશંકપણે આ હાલત પણ ખૂબ જ ખરાબ હતી, પરંતુ અત્યારે જે શિર્ક આપણે તૌહીદના દાવેદારોમાં જોઈ રહ્યાં છીએ તે આનાથી પણ વધારે ખરાબ છે. આ જુલમીઓ તો સંતાન પણ બીજાંની પાસે જ માગે છે, ગર્ભાવસ્થા દરમ્યાન માનતાઓ પણ બીજાંની માને છે, તથા બાળક પેદા થઈ ગયા પછી ચઢાવા પણ તેમના જ સ્થાનકો-આસ્તાનાઓ ઉપર જઈને ચઢાવે છે. જો કે જહાલતકાળના આરબો મુશ્રિક હતાં અને આ તૌહીદના દાવેદારો છે, તેમના માટે જહન્નમ ફરજિયાત હતી અને આ લોકો માટે મોક્ષની ગેરંટી છે, તેમની ગુમરાહીઓ બદલ ટીકાઓ કરવામાં જીભો ધારદાર છે પરંતુ આ લોકોની ગુમરાહીઓ માટે જો કોઈ ટીકા કરી નાખે તો ધાર્મિક દરબારોમાં બેચેની ફેલાઈ જાય છે. આ જ દારૂણ સ્થિતિનું ચિત્રણ ઉર્દુના મર્હૂમ કવિ હાલીએ તેમની કાવ્યરચનામાં કર્યો છે :

કરે ગૈર ગર બુત કી પૂજા તો કાફિર — જો ઠેહરાએ બેટા ખુદા કા તો કાફિર
ઝુકે આગ પર બહરે સિજદા તો કાફિર — કવાકિબ મેં માને કરિશ્મા તો કાફિર
મગર મોમિનોં પર કુશાદા હૈં રાહેં — પરસ્તિશ કરેં શૌક સે જિસકી ચાહેં

اَمۡ اَنۡتُمۡ صَامِتُوۡنَ ﴿۱۹۳﴾ اِنَّ الَّذِيۡنَ تَدۡعُوۡنَ مِنۡ دُوۡنِ اللّٰهِ
عِبَادٌ اَمۡثَالُكُمۡ فَادۡعُوۡهُمۡ فَلۡيَسۡتَجِيۡبُوۡا لَكُمۡ اِنۡ كُنۡتُمۡ
صٰدِقِيۡنَ ﴿۱۹۴﴾ اَلَهُمۡ اَرۡجُلٌ يَّمۡشُوۡنَ بِهَآ اَمۡ لَهُمۡ اَيۡدٍ يَّبۡطِشُوۡنَ
بِهَآ اَمۡ لَهُمۡ اَعۡيُنٌ يُّبۡصِرُوۡنَ بِهَآ اَمۡ لَهُمۡ اٰذَانٌ يَّسۡمَعُوۡنَ بِهَا
قُلِ ادۡعُوۡا شُرَكَآءَكُمۡ ثُمَّ كِيۡدُوۡنِ فَلَا تُنۡظِرُوۡنِ ﴿۱۹۵﴾ اِنَّ
وَلِیِّۦَ اللّٰهُ الَّذِىۡ نَزَّلَ الۡكِتٰبَ ۖ وَهُوَ يَتَوَلَّى الصّٰلِحِيۡنَ ﴿۱۹۶﴾

**તમારા માટે સમાન જ રહ્યાં.[૧૪૭] તમે લોકો ખુદાને છોડી જેમને પોકારો છો તેઓ તો માત્ર બંદા છે જેવી રીતે તમે બંદા છો, તેમની પાસે દુઆઓ માગી જુઓ, તમારી દુઆઓનો જવાબ આપે જો તેમના વિષેની તમારા ખ્યાલો આ સાચા છે. શું આ પગ ધરાવે છે કે તેના વડે ચાલે ? શું આ હાથ ધરાવે છે કે તેમના વડે પકડે ? શું આ આંખો ધરાવે છે કે તેમના વડે જુએ ? શું આ કાન ધરાવે છે કે તેમના વડે સાંભળે ?[૧૪૮] હે મુહમ્મદ, આમને કહો કે ''બોલાવી લો તમારા ઠેરવેલાં ભાગીદારોને, પછી તમે સૌ ભેગાં મળીને મારી વિરુદ્ધ યુકિતઓ અજમાવો અને મને કદાપિ મહેતલ ન આપો, મારો હિમાયતી અને મદદગાર એ ખુદા છે જેણે આ ગ્રંથ ઊતાર્યો છે અને તે સદાચારીઓની હિમાયત કરે છે.[૧૪૯]**

નબી કો જો ચાહેં ખુદા કર દિખાયેં ઈમામોંકા રુત્બા નબી સે બઢાયેં
મઝારો પેં જા જા કે નઝરેં ચઢાયેં શહીદોં સે જા જા કે માંગેં દુઆએં
ન તૌહીદ મેં કુછ ખલલ ઈસ સે આયે ન ઈસ્લામ બિગડે ન ઈમાન જાયે.

(૧૪૭) એટલે કે આ મુશ્રિકોના જુઠ્ઠા દેવોની સ્થિતિ આ છે કે સીધો રસ્તો દેખાડવો અને તેમના પૂજકોનું માર્ગદર્શન કરવું તો દૂરની વાત છે, તે બિચારા તો કોઈ માર્ગદર્શકનું અનુસરણ કરવા માટે પણ સમર્થ નથી, એટલે સુધી કે કોઈ દુઆ કરનાર દુઆનો જવાબ સુદ્ધાં આપી શકતાં નથી.

(૧૪૮) અહીં એક વાત સ્પષ્ટપણે સમજી લેવાની જરૂર છે. શિર્કયુકત ધર્મોમાં ત્રણ વસ્તુઓ અલગ અલગ જોવા મળે છે. એક તો એ મૂર્તિઓ, ચિત્રો અથવા પ્રતીકો જે પૂજાની વસ્તુઓ (Objects of Worship) હોય છે. બીજી એ હસ્તીઓ અથવા આત્માઓ અથવા અર્થો જે હકીકતમાં પૂજનીય ઠરાવી દેવામાં આવે છે અને જેમનું પ્રતિનિધિત્વ મૂર્તિઓ અને ચિત્રો વગેરેના રૂપમાં કરવામાં આવે છે. ત્રીજી એ માન્યતાઓ અને

وَالَّذِيۡنَ تَدۡعُوۡنَ مِنۡ دُوۡنِهٖ لَا يَسۡتَطِيۡعُوۡنَ نَصۡرَكُمۡ وَلَاۤ
اَنۡفُسَهُمۡ يَنۡصُرُوۡنَ ﴿۱۹۷﴾ وَاِنۡ تَدۡعُوۡهُمۡ اِلَى الۡهُدٰى لَا يَسۡمَعُوۡا ؕ
وَتَرٰٮهُمۡ يَنۡظُرُوۡنَ اِلَيۡكَ وَهُمۡ لَا يُبۡصِرُوۡنَ ﴿۱۹۸﴾ خُذِ الۡعَفۡوَ
وَاۡمُرۡ بِالۡعُرۡفِ وَاَعۡرِضۡ عَنِ الۡجٰهِلِيۡنَ ﴿۱۹۹﴾ وَاِمَّا يَنۡزَغَنَّكَ
مِنَ الشَّيۡطٰنِ نَزۡغٌ فَاسۡتَعِذۡ بِاللّٰهِ ؕ اِنَّهٗ سَمِيۡعٌ عَلِيۡمٌ ﴿۲۰۰﴾
اِنَّ الَّذِيۡنَ اتَّقَوۡا اِذَا مَسَّهُمۡ طٰۤـئِفٌ مِّنَ الشَّيۡطٰنِ تَذَكَّرُوۡا
فَاِذَا هُمۡ مُّبۡصِرُوۡنَ ﴿۲۰۱﴾ ۚ وَاِخۡوَانُهُمۡ يَمُدُّوۡنَهُمۡ فِى الۡغَىِّ

**આનાથી ઊલટું, તમે ખુદાને છોડીને જેમને પોકારો છો તે ન તો તમારી મદદ કરી શકે છે અને ન તો પોતે પોતાની જ મદદ કરવાને જ કાબેલ છે, બલકે જો તમે તેમને સીધા માર્ગ ઉપર આવવા માટે કહો તો તેઓ તમારી વાત સાંભળી પણ નથી શકતાં. બહારથી જો કે તમને આવું દેખાય છે કે તેઓ તમારી તરફ જોઈ રહ્યાં છે પરંતુ વાસ્તવમાં તેઓ કશું જ નથી જોતાં.''**

**હે નબી, નરમાશ અને દરગુજરની રીત અપનાવો, ભલાઈની શીખ આપતા રહો, અને અજ્ઞાન લોકો સાથે વાદ-વિવાદમાં ન પડો. જો કયારેય શેતાન તમને ઉશ્કેરે ત્યારે અલ્લાહની શરણ માગો, તે બધું જ સાંભળનાર અને જાણનાર છે. હકીકતમાં જે લોકો સંયમી છે તેમની હાલત તો આ હોય છે કે કયારેય શેતાનના પ્રભાવથી કોઈ ખરાબ વિચાર જો તેમને સ્પર્શી પણ જાય છે ત્યારે તેઓ તરત જ ચેતી જાય છે અને પછી તેમને સ્પષ્ટ દેખાવા માંડે છે કે તેમના માટે સાચી કાર્યપદ્ધતિ શું છે. રહ્યાં તેમના (અર્થાત્ શેતાનોના) ભાઈબંધો, તો તેઓ તેમને તેમના અવળા માર્ગે ખેંચીને લઈ જાય છે**

આસ્થાઓ જે આ શિર્કયુકત પૂજા વિધિઓ અને કૃત્યો હેઠળ કામ કરતાં હોય છે. કુર્આન જુદી જુદી રીતો દ્વારા આ ત્રણેય ઉપર પ્રહાર કરે છે. અહીં આ જગ્યાએ તેની આલોચનાની દિશા પહેલી વસ્તુ તરફ છે, એટલે કે એ મૂર્તિઓ વાંધાજનક છે જેમની સમક્ષ મુશ્રિકો તેમની પૂજા વિધિઓ કરે છે તથા તેમની પ્રાર્થનાઓ અને અરજીઓ અને ભેટો પ્રસ્તુત કરે છે.

(૧૪૯) આ જવાબ છે મુશ્રિકોની એ ધમકીઓનો જે તેઓ નબી સ.અ.વ.ને આપતા હતાં. તેઓ કહેતા હતાં કે જો તમે અમારાં આ દેવીદેવતાઓનો વિરોધ કરવાનું છોડશો નહીં અને તેમના તરફની લોકોની

ثُمَّ لَا يُقْصِرُوْنَ ﴿٢٠٢﴾ وَإِذَا لَمْ تَأْتِهِمْ بِاٰيَةٍ قَالُوْا

**અને તેમને ભટકાવવામાં કોઈ કચાશ બાકી રાખતાં નથી.**[૧૫૦]

**હે નબી, જ્યારે તમે આ લોકો સામે કોઈ નિશાની (અર્થાત્ ચમત્કાર) પ્રસ્તુત કરતાં નથી ત્યારે આ લોકો કહે છે કે**

---

શ્રદ્ધાને આવી રીતે બગાડતાં રહયાં તો તમારી ઉપર તેમનો પ્રકોપ તૂટી પડશે.

(૧૫૦) આ આયતોમાં નબી સ.અ.વ.ને દીન તરફ બોલાવવા, તેને પહોંચાડવા તથા લોકોને રસ્તો બતાવવા અને તેમની સુધારણા કરવા માટેના ડહાપણના કેટલાક મહત્ત્વના મુદ્દાઓ જણાવવામાં આવ્યાં છે અને હેતુ ફકત નબી સ.અ.વ.ને જ શીખવાડવાનો નથી બલકે નબી સ.અ.વ.ની મારફતે એ તમામ લોકોને આ જ ડહાપણ શીખવાડવાનો છે જે નબી સ.અ.વ.ના ઉત્તરાધિકારી બનીને દુનિયાને સીધો માર્ગ બતાવવા માટે ઊઠે. આ મુદ્દાઓને ક્રમવાર એક પછી એક જોઈ લેવાં જરૂરી છે.

(૧) સત્યના નિમંત્રક માટે જે ગુણો સૌથી વધારે જરૂરી છે તેમાંથી એક આ છે કે તેણે નરમ સ્વભાવનો, સહનશીલ અને ખુશ મિજાજ હોવું જોઈએ. તે પોતાના સાથીઓ માટે સ્નેહાળ, સામાન્ય લોકો માટે દયાળુ અને વિરોધીઓ માટે સહિષ્ણું હોવો જોઈએ. તેણે તેના સાથીદારોની નબળાઈઓને પણ સહન કરવી જોઈએ તથા તેના વિરોધીઓની સખતાઈઓને પણ. તેણે ઉગ્રમાં ઉગ્ર ઉશ્કેરણીજનક પ્રસંગોએ પણ તેનો મિજાજ ઠંડો રાખવો જોઈએ, ખૂબ જ અણગમતી વાતોને પણ ભારે ખુશ મિજાજ રાખીને જતી કરવી જોઈએ, વિરોધીઓ તરફથી ગમે તેવી કડક ભાષા, આક્ષેપબાજી, હાનિ અને શરારતપૂર્ણ અવરોધો ઊભા કરવામાં આવે ત્યારે તેણે દરગુજરનું વલણ દાખવવું જોઈએ. કડકાઈ, તુંડમિજાજી, કડવા વેણ બોલવાં તથા બદલો લેવાનો ઉત્તેજક સ્વભાવ આ કામ માટે ઝેર જેવું છે અને આનાથી કામ બગડે છે, સુધરતું નથી. આ જ વસ્તુને નબી સ.અ.વ.એ આ રીતે કહી છે કે, ''મારા માલિકે મને આદેશ આપ્યો છે કે ગુસ્સા અને ખુશી બન્ને સ્થિતિઓમાં ન્યાયની વાત કહું, જે મારાથી કપાય હું તેની સાથે જોડાઊં, જે મને મારા અધિકારથી વંચિત કરે હું તેને તેનો હક્ક અદા કરૂં, જે મારી સાથે જુલમ કરે હું તેને માફ કરી દઊં.'' અને આ જ વસ્તુનો આદેશ નબી સ.અ.વ. એ લોકોને આપતાં હતાં જેમને જયારે આપ દીનના કામ માટે પોતાના તરફથી મોકલતા હતાં કે بشروا ولا تنفروا ويسروا ولا تعسروا એટલે કે ''તમે જયાં પણ જાઓ ત્યાં તમારું આગમન લોકોના માટે ખુશીના સમાચાર બને નહીં કે નફરતનું કારણ અને લોકોના માટે તમે અનુકૂળતાના કારણ બનો, નહીં કે તંગી અને સખતાઈના''. અને આ જ વસ્તુના વખાણ અલ્લાહતઆલાએ નબી સ.અ.વ. માટે કર્યાં છે. فَبِمَا رَحْمَةٍ مِّنَ اللّٰهِ لِنْتَ لَهُمْ ۚ وَلَوْ كُنْتَ فَظًّا غَلِيْظَ الْقَلْبِ لَانْفَضُّوْا مِنْ حَوْلِكَ એટલે કે ''આ અલ્લાહની કૃપા છે કે તમે આ લોકો માટે નરમ છો, નહીં તો જો તમે તંડમિજાજી તથા કઠોરહૃદયી હોત તો આ બધાં લોકો તમારી આજુબાજુથી વિખરાઈ જાત''. (સૂરઃ આલેઈમરાન આયત ૧૫૯)

(૨) સત્યના સંદેશની સફળતાની ચાવી આ છે કે માણસ બહુ ફિલસૂફી ન હાંકે અને ઝીંણુંઝીંણું ન કાંતે બલકે લોકોને પ્રચલિત રીતે એટલે કે એ સરળ અને સ્પષ્ટ સદ્કાર્યો માટે શીખ આપે જેમને સામાન્ય રીતે બધા જ લોકો ભલી માને છે અથવા જેમની ભલાઈને સમજવા માટે એ સામાન્ય બુદ્ધિ (Common Sense) પૂરતી હોય છે જે દરેક માણસની પાસે છે. આવી રીતે સત્યના નિમંત્રકની અપીલ જાહેર જનતા તથા ખાસ લોકો તમામને પ્રભાવિત કરે છે અને દરેક શ્રોતાના કાન દ્વારા દિલ સુધી પહોંચવાનો માર્ગ જાતે જ કાઢી લે છે. આવા

નેકી ના સંદેશની વિરૂદ્ધ જે લોકો હંગામો ઊભો કરે છે તે પોતે તેમની નિષ્ફળતા અને આ સંદેશની સફળતા માટે અને ખુદ તેમની નિષ્ફળતા માટે કામ કરે છે. કેમ કે સામાન્ય માણસ, ભલે તે ગમે તેટલાં પૂર્વગ્રહો ધરાવતો હોય, જયારે જુએ છે કે એક તરફ એક સજ્જન અને ઉચ્ચ નૈતિકતા ધરાવતો માણસ છે જે સીધા-સરળ ભલાઈના કામોની તરફ બોલાવી રહ્યો છે અને બીજી તરફ ઘણાં લોકો તેના વિરોધમાં દરેક પ્રકારના નૈતિક અને માનવતાની કક્ષાથી ઉતરતી કક્ષાના ઉપાયો અજમાવી રહ્યાં છે ત્યારે ધીમે ધીમે તેમનાં હૃદય આપોઆપ સત્યના વિરોધીઓ તરફથી ફરતાં જાય છે અને સત્ય નિમંત્રક તરફ વળતાં જાય છે, એટલે સુધી કે છેવટે મુકાબલાના મેદાનમાં માત્ર એ જ લોકો રહી જાય છે જેમના અંગત હિતો અસત્યની વ્યવસ્થાની સ્થાપના સાથે જ સંકળાયેલાં હોય, અથવા જેમના દિલોમાં પુરોગામીઓના અનુસરણ અને જહાલતભર્યા પૂર્વગ્રહોએ કોઈ પ્રકાશ ગ્રહણ કરવાની ક્ષમતા બાકી ન રાખી હોય. આ જ એ નીતિ હતી જેના કારણે નબી સ.અ.વ.ને અરબસ્તાનમાં સફળતા પ્રાપ્ત થઈ અને આપના પછી થોડા સમયમાં જ ઇસ્લામના ઘોડા પૂર નજીકના દેશો ઉપર એવી રીતે ફરી વળ્યાં કે કોઈ જગ્યાએ સો ટકા અને કોઈ જગ્યાએ એંશી ટકા તથા તો કોઈ જગ્યાએ નેવું ટકા લોકો મુસલમાન થઈ ગયાં.

(૩) સંદેશ પહોંચાડવાના આ કામમાં જયાં આ ઇચ્છા જરૂરી છે કે ભલાઈ ચાહનારા લોકોને સદાચારના કામોની શીખ આપવામાં આવે ત્યાં આ વાત પણ એટલી જ આવશ્યક છે કે અજ્ઞાન લોકોની સાથે વાદવિવાદ કરવામાં ન આવે, ભલે પછી તેઓ વાદવિવાદમાં પડવાની તથા વાદવિવાદમાં પાડવાની ગમે તેટલી કોશિશ કરે. સત્ય નિમંત્રકે આ બાબતમાં ખૂબ જ સાવધાન રહેવું જોઈએ કે તેનું સંબોધન માત્ર એ લોકો માટે હોય જે તર્ક સાથે વાતને સમજવા માટે તૈયાર હોય અને જયારે કોઈ માણસ જહાલતભર્યું વર્તન કરવા માંડે અને દલીલબાજી, ઝઘડો અને મ્હેણાં-ટોણાં શરૂ કરી દે ત્યારે સત્ય નિમંત્રકે તેનો હરીફ બનવાની ના પાડી દેવી જોઈએ કેમ કે આ ઝઘડામાં પડવાથી કંઈ મળવાનું નથી અને નુકસાન આ છે કે સત્ય નિમંત્રકની જે શક્તિ સંદેશને પહોંચાડવા તથા લોકોની સુધારણામાં ખર્ચાવી જોઈએ તે આ નકામા કામમાં વેડફાઈ જાય છે.

(૪) ક્રમાંક ૩ માં જે સૂચના આપવામાં આવી છે તેના અનુસંધાનમાં વધારાની સૂચના આ છે કે જયારે પણ સત્ય નિમંત્રક સત્યના વિરોધીઓના જોરજૂલમ અને તેમની ફિત્નાખોરીઓ અને તેમના અજ્ઞાનપૂર્ણ વાંધાઓ તથા આક્ષેપો સામે તેની અંદર ઉત્તેજના અનુભવે ત્યારે તેણે તરત જ સમજી લેવું જોઈએ કે આ નઝગે શેતાની (એટલે કે શેતાનની ઉશ્કેરણી) છે અને એ જ વખતે ખુદાનું શરણ માગી લેવું જોઈએ કે તેના બંદાને આ આવેગમાં વહી જવાથી બચાવે અને એવો બેકાબૂ ન થવા દે કે તેના હાથે સત્યના સંદેશને નુકસાન પહોંચાડનારું કોઈ કૃત્ય થઈ જાય. સત્યના સંદેશનું કામ હંમેશાં શાંત ચિત્તે જ થઈ શકે છે અને એ જ પગલું સાચું છે જે લાગણીઓથી પ્રભાવિત થયા વિના, સંજોગોને અનુરૂપ, ખૂબ સમજી-વિચારીને લેવામાં આવે. પરંતુ શેતાન જે આ કામને પ્રગતિ કરતું કયારેય જોઈ શકતો નથી, હંમેશાં એવા પ્રયત્નો કરતો રહે છે કે તેના મિત્રો મારફતે સત્ય નિમંત્રક ઉપર જાત જાતના હુમલા કરાવે અને પછી દરેક હુમલા વખતે સત્ય નિમંત્રકને ઉશ્કેરે કે આ હુમલાનો જવાબ તો જરૂર આપવો જોઈએ. આ અપીલ જે શેતાન સત્યના સંદેશ નિમંત્રકના દિલને કરે છે, તે મોટાભાગે ભારે ભ્રામક અર્થઘટનો તથા ધાર્મિક સુધારાઓના ગલેફમાં લપેટાયેલાં હોય છે પરંતુ તેની પાછળ સ્વાર્થ સિવાય બીજી કોઈ વસ્તુ હોતી નથી એટલા માટે છેલ્લી બે આયતોમાં કહેવામાં આવ્યું કે જે લોકો સંયમી (એટલે કે ખુદાથી ડરનારાં અને દુરાચારથી બચવાની ઇચ્છા ધરાવનારાં) છે તેઓ તેમના દિલમાં કોઈ પણ શેતાની ઉશ્કેરણીનો પ્રભાવ અથવા કોઈ ખરાબ વિચારનો ખટકો અનુભવ કરતાં જ તરત સાવચેત થઈ જાય છે અને પછી તેમને સ્પષ્ટપણે દેખાઈ જાય છે કે એ પ્રસંગે દીનના સંદેશનું હિત કઈ કાર્યપદ્ધતિ અપનાવવામાં રહેલું છે

لَوْلَا اجْتَبَيْتَهَا ۭ قُلْ اِنَّمَآ اَتَّبِعُ مَا يُوْحٰٓى اِلَيَّ مِنْ رَّبِّيْ ۚ هٰذَا بَصَاۗىِٕرُ مِنْ رَّبِّكُمْ وَهُدًى وَّرَحْمَةٌ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ۝٢٠٣

**તમે તમારા માટે કોઈ નિશાની કેમ પસંદ ન કરી લીધી ?[૧૫૧] આમને કહો "હું તો માત્ર એ વહીનું અનુસરણ કરું છું જે મારા માલિકે મારી તરફ મોકલી છે. આ બુદ્ધિના અજવાળાં છે તમારા માલિક તરફથી તથા માર્ગદર્શન અને કૃપા છે એ લોકો માટે જે આને સ્વીકારે.[૧૫૨]**

અને સત્યનિષ્ઠાનો તકાદો શું છે. જ્યારે એ લોકો કે જેમના કામમાં સ્વાર્થ હોય છે તથા આના જ કારણે જેમની શેતાનોની સાથે ભાઈબંધીનો સંબંધ છે, તેઓ શેતાનની ઉશ્કેરણીની સામે ટકી શકતાં નથી અને તેનાથી પરાજિત થઈને ખોટા રસ્તે ચાલી નીકળે છે, પછી શેતાન તેમને જે જે મેદાનમાં લઈ જવા ઇચ્છે છે ત્યાં ભેગો લઈને ફરે છે, અને કોઈ પણ ઠેકાણે જઈને તે થોભતો નથી. વિરોધીની દરેક ગાળના જવાબમાં તેમની પાસે એક ગાળ અને દરેક ચાલના જવાબમાં તેનાથી મોટી ચાલ હાજર હોય છે.

આ આયતનો એક સાર્વજનિક અર્થ પણ છે અને તે આ કે સંયમી લોકોની રીત સામાન્ય રીતે તેમના જીવનમાં અસંયમી લોકો કરતાં ભિન્ન હોય છે. જે લોકો હકીકતમાં ખુદાથી ડરનારા હોય છે અને દિલથી ઇચ્છે છે કે દુરાચારથી બચે, તેમની હાલત આ હોય છે કે ખરાબ વિચારની થોડી પણ ધૂળ જો તેમના હૃદયને સ્પર્શી જાય ત્યારે તેમને એવો જ ખૂંચ અનુભવાય છે જેવી ખૂંચ આંગળીમાં ફાંસ વાગવાથી અથવા આંખમાં કણો પડવાથી અનુભવાય છે. કેમ કે તેઓ ખરાબ વિચારો, ખરાબ ઇચ્છાઓ અને ખરાબ ઇરાદાઓથી ટેવાયેલાં નથી હોતાં એટલા માટે આ વસ્તુઓ તેમના માટે એવી જ રીતે સ્વભાવની વિરૂદ્ધ હોય છે જેવી રીતે આંગળીમાં ફાંસ અથવા આંખ માટે કણો અથવા એક ચોખ્ખાઈના આગ્રહી અને સ્વચ્છ સ્વભાવના માણસ માટે કપડાં પર શાહીનો એક ડાઘ અથવા ગંદકીનો એક છાંટો. પછી જ્યારે આ ખૂંચ તેમને અનુભવાય છે ત્યારે તેમની આંખો ખુલી જાય છે અને તેમનું અંતઃકરણ જાગૃત થઈને આ બૂરાઈની ધૂળને પોતાના ઉપરથી ખંખેરી નાખવામાં લાગી જાય છે. આનાથી વિરૂદ્ધ જે લોકો ન તો ખુદાથી ડરે છે, ન તો બૂરાઈથી બચવા માગે છે, અને જેમનો સંબંધ શેતાનની સાથે થઈ ગયો છે, તેમના મનમાં ખરાબ વિચારો, ખરાબ ઇરાદા, ખરાબ આશયો રંધાતાં રહે છે અને તેઓ આ ગંદી વસ્તુઓથી કોઈ કંટાળો પોતાની અંદર અનુભવતાં નથી, બિલકુલ એવી જ રીતે જેવી રીતે કોઈ તપેલામાં ભૂંડનું માંસ રંધાઈ રહ્યું હોય અને તે અજાણ હોય કે તેની અંદર શું રંધાઈ રહ્યું છે, અથવા જેવી રીતે કોઈ સફાઈ કામદારનું શરીર તથા તેના કપડાં ગંદકીથી લથબથ હોય અને તેને જરા પણ લાગતું ન હોય કે કઈ વસ્તુ તેની ઉપર ચોંટેલી છે.

(૧૫૧) કાફિરોના આ સવાલમાં એક સ્પષ્ટ કટાક્ષની ઢબ જોવા મળતી હતી, એટલે કે તેમના કહેવાનો અર્થ આ હતો કે ભાઈ, જેવી રીતે તમે નબી બની બેઠાં છો એવી જ રીતે કોઈ મો'જીઝો પણ પસંદ કરીને પોતાના માટે બનાવીને લાવ્યા હોત. પરંતુ આગળ જુઓ તો ખરા કે આ કટાક્ષનો જવાબ કેવી શાનદાર રીતે આપવામાં આવ્યો છે.

(૧૫૨) એટલે કે મારું પદ આ નથી કે જે વસ્તુની માગણી થાય અથવા જેની મને પોતાને જરૂર લાગે તેને જાતે ઉપજાવી કાઢું અથવા લખીને રજૂ કરી દઊં. હું તો એક પયગમ્બર છું અને મારું પદ માત્ર આ જ છે કે જેણે

وَ اِذَا قُرِئَ الْقُرْاٰنُ فَاسْتَمِعُوْا لَهٗ وَ اَنْصِتُوْا لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿۲۰۴﴾ وَ اذْكُرْ رَّبَّكَ فِيْ نَفْسِكَ تَضَرُّعًا وَّ خِيْفَةً وَّ دُوْنَ الْجَهْرِ مِنَ الْقَوْلِ بِالْغُدُوِّ وَ الْاٰصَالِ وَ لَا تَكُنْ مِّنَ الْغٰفِلِيْنَ ﴿۲۰۵﴾

**જ્યારે કુર્આન તમારી સમક્ષ વાંચવામાં આવે ત્યારે તેને ધ્યાનપૂર્વક સાંભળો અને ચુપ રહો, કદાચ તમારી ઉપર પણ કૃપા થઈ જાય.''[૧૫૩]**

**હે નબી, તમારા માલિકને સવાર-સાંજ યાદ કરો મનોમન કરગરીને અને ડર સાથે અને જીભથી પણ ધીમા અવાજમાં. તમે એ લોકોમાંથી ન થઈ જાઓ જે ગફલતમાં પડેલાં છે.[૧૫૪]**

મને મોકલ્યો છે તેના આદેશો ઉપર અમલ કરૂં. મો'જિઝા સિવાય મારા મોકલનારે જે વસ્તુ મારી પાસે મોકલી છે તે આ કુર્આન છે. આમાં બુદ્ધિવર્ધક અજવાળાં રહેલાં છે અને તેની સૌથી વધારે દેખાઈ આવતી ખૂબી આ છે કે જે લોકો આને માની લે છે તેમને જીવનનો સીધો માર્ગ મળી જાય છે અને તેમના ઉત્તમ ગુણોમાં ખુદાઈ કૃપાના ચિહ્નો સ્પષ્ટપણે દેખાવા માંડે છે.

(૧૫૩) એટલે કે આ જે પૂર્વગ્રહ અને હઠાગ્રહના કારણે તમે લોકો કુર્આનનો અવાજ સાંભળતાં જ કાનમાં આંગળાં ખોસી લો છો અને શોરબકોર મચાવી દો છો જેથી ન તો પોતે જ સાંભળો અને તો બીજો કોઈ સાંભળી શકે, આ વર્તન છોડી દો અને જરા ધ્યાનપૂર્વક સાંભળો તો ખરા કે આમાં શું શીખવાડવામાં આવ્યું છે ! શું ખબર કે આના શિક્ષણથી માહિતગાર થઈ ગયા પછી તમે પોતે પણ એ જ કૃપાના હિસ્સેદાર બની જાઓ જે ઈમાન લાવનારા લોકોને મળી ગઈ છે. વિરોધીઓના કટાક્ષમય વેણના જવાબમાં સંદેશ પહોંચાડવાની આ એવી નાજુક અને મધુર તથા દિલોને તાબે કરનાર પ્રચાર શૈલી છે જેની ખૂબી કોઈ રીતે વર્ણવી શકાય તેમ નથી. જે માણસ દીનના પ્રચારની નીતિ શીખવા માગે છે તે જો ધ્યાન કરે તો આ જવાબમાં મોટા બોધ પામી શકે છે.

આ આયતનો મૂળ આશય તો આ જ છે જે અમે ઉપર વર્ણવ્યો છે પરંતુ આમાંથી ગૌણ રીતે આ હુકમ પણ નીકળે છે કે જયારે ખુદાનો કલામ વંચાઈ રહ્યો હોય ત્યારે લોકોએ શિસ્તપૂર્વક મૌન ધારણ કરવું જોઈએ અને ધ્યાનપૂર્વક સાંભળવું જોઈએ. આમાંથી જ આ વાત પણ નીકળે છે કે ઈમામ જયારે નમાઝમાં કુર્આનનો પાઠ કરી રહ્યો હોય ત્યારે નમાઝીઓએ મૌન ધારણ કરીને તેને સાંભળવો જોઈએ પરંતુ આ બાબતમાં ઈમામો વચ્ચે મતભેદ રહ્યો છે. ઈમામ અબૂહનીફા અને તેમના સાથીઓનો મત આ છે કે ઈમામની કિરઅત-પાઠ મોટેથી હોય કે ધીમેથી નમાઝીઓએ મૌન રહેવું જોઈએ. ઈમામ માલિક અને ઈમામ અહમદનો મત આ છે કે જયારે મોટેથી કિરઅત થતી હોય ત્યારે જ નમાઝીઓએ મૌન રાખવું જોઈએ. પરંતુ ઈમામ શાફઈ આ મત ધરાવે છે કે મોટેથી હોય કે ધીમેથી બન્ને સ્થિતિમાં નમાઝીએ કિરઅત કરવી જોઈએ કેમકે અમુક હદીસોના આધારે તેઓ આ માને છે કે જે માણસ નમાઝમાં સૂરઃફાતિહા ન પઢે તેની નમાઝ થતી નથી.

(૧૫૪) યાદ કરવાનો અર્થ નમાઝ પણ છે અને બીજા પ્રકારની યાદ પણ, ચાહે તે મૌખિક હોય કે મનમાં. સવાર-સાંજનો અર્થ આ જ બન્ને સમયો પણ છે અને આ સમયોમાં અલ્લાહની યાદ કરવાનો આશય



السجدة الثلثة

اِنَّ الَّذِيْنَ عِنْدَ رَبِّكَ لَا يَسْتَكْبِرُوْنَ عَنْ عِبَادَتِهٖ وَيُسَبِّحُوْنَهٗ وَلَهٗ يَسْجُدُوْنَ ۩ ٢٠٦

**જે ફરિશ્તાં તમારા માલિકની હજૂરમાં નિકટનું સ્થાન ધરાવે છે તેઓ કદાપિ તેમની મોટાઈના અભિમાનમાં આવીને તેની ઈબાદતથી મોઢું ફેરવતાં નથી,[૧૫૫] અને તેની પાકીનું વર્ણન કરતાં રહે છે[૧૫૬] અને તેની આગળ ઝૂકેલાં રહે છે.[૧૫૭] (રુકુઅ ૨૪)**

નમાઝ છે, અને સવાર-સાંજનો શબ્દ "دائما" (કાયમ માટે) ના અર્થમાં પણ વપરાય છે અને આનો મતલબ હંમેશાં ખુદાની યાદમાં મગ્ન રહેવાનું છે. આ છેલ્લી શિખામણ છે જે પ્રવચન પુરૂં કરતાં કરતાં આપવામાં આવી છે અને આનો ઉદ્દેશ્ય આ દર્શાવવામાં આવ્યો છે કે તમારી સ્થિતિ કયાંક ગફલતમાં પડેલા લોકો જેવી ન થઈ જાય. દુનિયામાં જે ગુમરાહી ફેલાઈ છે અને માનવીની નીતિમત્તા અને કર્મોમાં જે બગાડ ઉદ્‌ભવ્યો છે તેનું કારણ ફકત આ જ છે કે માનવી આ વાતને ભૂલી જાય છે કે ખુદા તેનો રબ (માલિક) છે અને તે ખુદાનો બંદો છે અને દુનિયામાં તેને અજમાયશ માટે મોકલવામાં આવ્યો છે, અને દુનિયાનું જીવન પૂરૂં થઈ ગયા પછી તેને તેના માલિકને હિસાબ આપવાનો છે. એટલા માટે જે માણસ સીધા રસ્તા ઉપર ચાલવા માગતો હોય તેમજ દુનિયાને તેની ઉપર ચલાવવા માગતો હોય તેણે ખૂબ જ ચોકસાઈપૂર્વક આયોજન કરવું જોઈએ કે આ ભૂલ કયાંક તેનાથી ન થઈ જાય. એટલા જ માટે નમાઝ અને અલ્લાહની યાદ અને અલ્લાહ તરફ કાયમી ધ્યાન વિષે વારંવાર તાકીદ કરવામાં આવી છે.

(૧૫૫) આનો અર્થ આ છે કે મોટાઈનું અભિમાન કરવું અને બંદગીથી મોઢું ફેરવવું શેતાનોનું કામ છે અને આનું પરિણામ પતન છે. આનાથી વિરૂદ્ધ ખુદાની સામે ઝૂકવું અને બંદગીમાં મકકમ રહેવું ફરિશ્તાઓ જેવું કૃત્ય છે, અને આનું પરિણામ પ્રગતિ, ઉન્નતિ તથા ખુદાની નિકટતા છે. જો તમે આ પ્રગતિની ઈચ્છા ધરાવતા હોવ તો તમારી કાર્યશૈલીને શેતાનોને બદલે ફરિશ્તાઓની કાર્યશૈલી પ્રમાણે બનાવો.

(૧૫૬) તસબીહ કરે છે, એટલે કે અલ્લાહતઆલાનું નિષ્કલંક, ખામીરહિત અને નિર્દોષ હોવું, દરેક પ્રકારની નબળાઈઓથી પર હોવું, અને તેનો કોઈ ભાગીદાર નથી અને તે અનુપમ છે, તેની સમકક્ષ કોઈ નથી આને દિલથી માને છે, આનો એકરાર કરે છે તથા હંમેશાં વ્યકત કરવામાં અને જાહેર કરવામાં વ્યસ્ત રહે છે.

(૧૫૭) અત્રે આ હુકમ આપવામાં આવ્યો છે કે જો માણસ આ આયત વાંચે અથવા સાંભળે તો તે સિજદો કરે કે જેથી તેની સ્થિતિ નિકટતા ધરાવતા ફરિશ્તાઓની સ્થિતિને અનુરૂપ થઈ જાય તથા સમસ્ત સૃષ્ટિજગતનું સંચાલન કરનાર કાર્યવાહકો જે ખુદાની સમક્ષ ઝૂકેલાં છે તેની જ સમક્ષ તે પણ એ સૌની સાથે ઝૂકી જાય અને પોતાના અમલ વડે તરત જ આ સાબિત કરી દે કે તે ન તો કોઈ પ્રકારનું અભિમાન ધરાવે છે, ન તો ખુદાની બંદગીથી વિમુખ થનાર છે.

કુર્આનેમજીદમાં આવાં ૧૪ સ્થળો છે જયાં સિજદાની આયતો આવેલી છે. આ આયતો વાંચતી વખતે સિજદો કરવાનો નિયમ તો સર્વમાન્ય છે પરંતુ તેના કારણો અંગે મતભેદ છે. ઈમામ અબૂહનીફા રદિ. સિજદએ તિલાવતને વાજિબ કહે છે અને બીજા વિદ્વાનો તેને સુન્નત ગણે છે. નબી સ.અ.વ. ઘણી વખતે કોઈ મોટી

સભામાં કુર્આન વાંચતાં અને તેમાં જયારે આયતેસિજદા આવતી ત્યારે આપ પોતે પણ સિજદો કરતા હતાં અને જે માણસ જયાં હોય ત્યાં સિજદામાં જતો રહેતો હતો, એટલે સુધી કે કોઈને સિજદો કરવા માટે જગ્યા ન મળે તો તે તેની આગળના માણસની પીઠ ઉપર માથું મૂકી દેતો. રિવાયતોમાં એવું પણ છે કે નબી સ.અ.વ.એ મકકાવિજય વખતે કુર્આનની તિલાવત કરી અને તેમાં જયારે આયતેસિજદા આવી ત્યારે જે લોકો જમીન ઉપર ઊભા હતાં તે લોકોએ જમીન ઊપર સિજદો કર્યો અને જે લોકો ઘોડાં અને ઊંટો ઉપર બેઠેલા હતાં તે તેમની ઉપર જ ઝૂકી ગયાં. કોઈ વખત જયારે નબી સ.અ.વ.એ પ્રવચન દરમ્યાન આયતેસિજદા પઢી ત્યારે મિમ્બર ઉપરથી ઊતરીને સિજદો કર્યો છે અને પછી ઉપર જઈને પ્રવચન ચાલુ રાખ્યું છે.

આ સિજદા માટે જમહૂર (બહુમતી વિદ્વાનો) એ જ શરતોમાં માને છે જે નમાઝ માટેની શરતો છે, એટલે કે વુઝૂ કરેલું હોવું જોઈએ, ચહેરો કિબ્લા તરફ હોવો જોઈએ અને નમાઝની જેમ જ સિજદામાં માથું જમીન પર રાખવું જોઈએ. પરંતુ જેટલી હદીસો તિલાવતના સિજદાના પ્રકરણમાં અમને પ્રાપ્ત થઈ છે તેમાં કયાંય આ શરતો માટે દલીલ દેખાઈ નથી. તેમની ઉપરથી તો આટલું જ જણાય છે કે આયતેસિજદા સાંભળીને જે માણસ જયાં, જે હાલતમાં હોય, ઝૂકી જાય પછી તે વુઝૂથી હોય કે ન હોય, કિબ્લા તરફ ચહેરો રાખવાનું શકય હોય કે ન હોય, જમીન ઉપર માથું મૂકવાનું શકય હોય કે ન હોય. સૌથી પહેલા બનેલાં મુસલમાનોમાં પણ આપણને આવા લોકો જોવા મળે છે જેમણે આ પ્રમાણે અમલ કર્યો હતો. એટલા માટે ઈમામ બુખારીએ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ. વિષે લખ્યું છે કે તેઓ વુઝૂ કર્યા વિના સિજદએતિલાવત કરતા હતાં અને અબૂ અબ્દુર્રહ્માન સુલમી વિષે ફતહુલબારીમાં લખ્યું છે કે તેઓ રસ્તામાં ચાલતાં ચાલતાં કુર્આનેમજીદનો પાઠ કરતા હતાં અને જયારે કોઈ આયતેસિજદા આવી જતી ત્યારે ફકત માથું ઝૂકાવી લેતા હતાં, પછી વુઝૂ હોય કે ન હોય, અને ચહેરો કિબ્લા તરફ હોય કે ન હોય. આ કારણોના લીધે અમને એમ લાગે છે કે વધારે સાવધાનીભરી રીત બહુમતી વિદ્વાનોની જ છે, પરંતુ જો કોઈ માણસ બહુમતી વિદ્વાનોની રીતથી અલગ અમલ કરે તો તેને દોષ પણ આપી શકાય નહીં કેમ કે બહુમતી વિદ્વાનોના સમર્થનમાં કોઈ સુન્નતેસાબિતા છે નહીં, અને પ્રથમ મુસલમાનોમાં એવા લોકો હતાં જેમનો અમલ બહુમતી વિદ્વાનોની રીતથી અલગ હતો.

